# ઉત્સર્ગ પત્ર.

પરમપૂજ્ય ભક્તિસ્વરૂપ પરમહંસ શ્રીમાધવદાસજી

મહારાજ. નિવાસ માલસર.

પૂજ્ય મહાત્મન્!

આપ બંગદેશીય છો,

આપ અનન્ય ગૌરભક્ત છો,

આપને ગૌરલીલા પ્રાણતુલ્ય પ્રિય છે,

આપે અનેક માયામુગ્ધ જીવોને

કૃષ્ણભક્ત બનાવ્યા છે,

આપ યોગબળ, જ્ઞાન અને ભક્તિથી

હજારો તપ્ત જીવોને છાયા આપો છો,

નિવૃત્તિ પરાયણ છતાં પણ પ્રવૃત્તિનાં

અનેક શુભ કાર્યોના આપ નેતા છો,

તેથી આપની પ્રેરણા અને આશિષથી

પોષાયલું આ પુષ્પ આપને શ્રીચરણે

નમન સાથે સમર્પું છું.

# પ્રસ્તાવના.

ગૌરાંગ પ્રભુનું વિસ્તૃત જીવન ચરિત્ર ગુજરાતના વાંચનાર સમક્ષ મૂકવાનો આ પ્રયત્ન છે. એમની લીલા અમૃતથી પણ વધારે મધુર છે. માત્ર અમૃતના ગ્રાહકનીજ અપેક્ષા છે. જેમણે સમસ્ત ભરતખંડના લોકોને માત્ર થોડાંજ વર્ષમાં ભક્તિના ઉન્માદક મદ્યથી ચકચૂર કરી નાંખ્યા, હજારો ક્રૂર માનવરાક્ષસોને ઉદ્ધારી દેવર્ષિ જેવા બનાવ્યા, જેમણે ભાષ્યોથી નહિ પણ પોતાના વર્તનથી પ્રભુની પ્રાપ્તિનો માર્ગ જગતને બતાવ્યો એવા પ્રભુના અવતારની લીલાનું આ કથન છે.

ગૌરાંગ પ્રભુ કોણ ? તે સ્વયં ભગવાન કે તેના પરમ ભક્ત એ પ્રશ્નને ન છેડતાં અમે અમારી સમજ અને આવડ પ્રમાણે એમનું જીવન વાંચનાર સમક્ષ મૂકીએ છીએ. વાંચનારે પોતેજ પોતાના અંતરાત્માની પ્રેરણા પ્રમાણે તુલના કરી લેવી. મધ સ્વાદિષ્ટ છે કે નહિ તે વિષે વિદ્વત્તાથી ચર્ચા નહિ કરતાં વણિકજનો ગ્રાહકને માત્ર આંગળી ભરી ચખાડે છે. અમે પણ તેમજ કરીએ છીએ. (The test of the pudding is in the eating.)

આ લેખમાં જણાવેલા સર્વ વૃત્તાંત માટે પ્રમાણ શું એ સવાલના ઉત્તરમાં ટૂંકમાં લખવાનું કે શ્રીગૌરાંગના જન્મ વખતે બંગસાહિત્ય મહાન્ તેજસ્વી નક્ષત્રોથી ઝળકી રહ્યું હતું. એ વિષે વિસ્તારથી વિવેચન પહેલા પ્રકરણમાં કરવામાં આવ્યું છે. ગૌરાંગ પ્રભુની લીલા જેમણે જાતે નિહાળી હતી એવા કવિવરો અને નૈયાયિકો

પોતાના અનુભવો જગતને આપી ગયા છે. આચાર્યોના સ્વર્ગારોહણ પછી ઘણે વર્ષે તેમની ગાદીવાળા મિથ્યાભિમાનથી પ્રેરાઈ અનેક કલ્પિત કથાઓ પ્રચલિત કરે છે પણ શ્રીગૌરાંગ વિષે સંખ્યાબંધ પુસ્તકો તે પ્રકટ હતા તે દરમ્યાનજ જગતમાં વંચાતાં હતાં અને કેટલાંક તો તેમની રૂબરૂમાંજ લખાયાં હતાં. આમ હોવાથી તેનામાં અસત્ય અથવા અતિશયોક્તિનો ભેળ થયો હોત તો પ્રભુ પોતે અથવા વિરૂદ્ધ પક્ષના લોકો ટીકાવડે તેને તોડી પાડત. મુરારિગુપ્તનું સંસ્કૃત પુસ્તક તેમના લખાવ્યાથી સ્વરૂપ દામોદર નામે ભક્તે પ્રભુની રૂબરૂમાં લખ્યું હતું. તેથી તે એક પ્રમાણિક ગ્રંથ મનાય છે. સાર્વભૌમ ભટ્ટાચાર્ય અને પ્રકાશાનંદ સરસ્વતી જેઓ ન્યાય, વેદ અને વેદાંત માટે આખા ભરતખંડમાં અગ્રણી હતા, જેમની પાસે હજારો દંડી સંન્યાસીઓ અધ્યયન કરવા આવતા, જેઓ કૃષ્ણભક્તિની મશ્કરી કરતા એવા પ્રખર જ્ઞાનવાળા અને સૂક્ષ્મ બુદ્ધિવાળા વિદ્વાનો યોગ, જ્ઞાન અને તર્કને તજી દઈ ગૌરાંગ પ્રભુના ઉપદેશથી પરમ ભક્ત બન્યા. તે સાર્વભૌમ અને પ્રકાશાનંદ ગૌરાંગ પ્રભુને પરમાત્મા તરીકે પૂજતા હતા. સાર્વભૌમ સ્તુતિ કરે છેઃ—

कालान्नष्टं भक्तियोगं निजं यः
प्रादुष्कर्तुं कृष्णचैतन्य नाम ।
आविर्भूतस्तस्य पादारविंदे
गाढं गाढं लीयतां चित्तभृंगः ॥

ભાવાર્થઃ—કાળે કરીને નષ્ટ થયેલા પોતાના ભક્તિયોગને પુનર્જીવન આપવા માટે શ્રીભગવાન કૃષ્ણચૈતન્ય સ્વરૂપે પ્રકટ થયા

તેમના ચરણ કમળમાં અમારૂં ચિત્ત ભ્રમરની પેઠે લીન થાઓ.

પ્રકાશાનંદ સ્તુતિ કરે છેઃ—

प्रवाहैरश्रूणां नवजलदकोटि व दृशौ
दधानं प्रेमर्ध्या परमपद कोटीः प्रहसनम् ।
वमन्तं माधुर्यैरमृतनिधिकोटीरिव तनु
च्छटाभिस्तं वंदे हरिमहह सन्यासकपटं ॥

ભાવાર્થઃ—સંન્યાસીના સ્વરૂપમાં ગુપ્ત રહેલા ભગવાન, જેમનાં નેત્ર અવિરત અશ્રુ વર્ષાવતા કોટિ મેઘ જેવાં છે, જેમણે પોતાના પ્રેમના પ્રભાવવડે સ્વર્ગને પણ તુચ્છ કરી નાખ્યું છે અને જેમના અંગમાંથી માધુર્ય અને અમૃતનો મહાસાગર ઉછળીને બહાર વહે છે તેવા ભગવાનને હું પ્રણામ કરૂં છું.

છતાં પણ આ જમાનો વ્યક્તિ સ્વાતંત્ર્યનો છે. તેથી અમે અમારા કે કોઇના અભિપ્રાય યુક્તિથી કે બળથી ઠસાવવા ઇચ્છતા નથી. સૂર્ય ઉગ્યો છે તેને માટે કોઇ પ્રમાણ માગતું નથી; છતાં કોઇ નેત્ર મીંચી પ્રમાણ માગે તો તેને પ્રમાણ આપી બોધ આપ્યા કરતાં નજ આપવો એ માર્ગ અમે વધારે પસંદ કરીએ છીએ. ગૌરાંગલીલા વાંચ્યા પછી જેમને એમના પ્રભુત્વ માટે શક રહે તેમને પ્રમાણ આપીને સમજાવવા એ અમારા મતને ઇષ્ટ નથી. શ્રીગૌરાંગે જે ધર્મ જગતને શીખવ્યો છે તે કેવળ શુદ્ધ પ્રેમનો ધર્મ છે. પ્રેમ પ્રમાણ માગતો નથી અને પ્રમાણથી પ્રેમ ઉત્પન્ન થતો નથી. વાંચનાર ! આ પુસ્તક વાંચ્યા પછી તમને શ્રીગૌરાંગ માટે આપોઆપ પ્રેમ ઉત્પન્ન

થાય, તમારૂં ચિત્ત પરવશ થાય તોજ તમે તેમને ઇશ્વિર તરીકે સ્વીકારજો. નહિ તો નહિ. શ્રીકૃષ્ણ એટલે જીવને આકર્ષનાર. તમારૂં ચિત્ત જો આપોઆપ આકર્ષાય તોજ અમારી વાતને સત્ય માનજો.

છતાં પણ સત્ય શોધકને પ્રમાણ જોયતાં હોય તો તેનો અભાવ નથી. ડગલે ડગલે તેવાં પ્રમાણ આપતાં પુસ્તકનું કદ વધી જાય અને રસનો ભંગ થાય એમ ધારી આપ્યાં નથી. પણ પુસ્તકના છેવટના ભાગમાં અમે સંસ્કૃત અને બંગાળી ગ્રંથોની યાદી આપી છે તે જોઇ સૌએ પોતાના મનનું સમાધાન કરી લેવું. માત્ર એટલું કહેવાનું આવશ્યક છે કે પ્રમાણની પરીક્ષા કરવાની એક રીત છે. જે રીતે ઇતિહાસ અને બીજા વિષયોનું નિરાકરણ થાય તે રીત ધર્મની બાબતોમાં ચાલે નહિ. ઇતિહાસ એ બુદ્ધિનો વિષય છે. ધર્મ એ આત્માનો વિષય છે. મસ્તિષ્ક વિજ્ઞાન શાસ્ત્રીઓ કહે છે કે દરેક મનુષ્યમાં બુદ્ધિ કરતાં પણ એક ઉંચી શક્તિ છે કે જેની મદદથી તેને ઇશ્વર સંબંધી જ્ઞાન પ્રાપ્ત થાય છે. એકલી બુદ્ધિવડે કદિ પણ ઇશ્વરનું જ્ઞાન થઇ શકતું નથી એમ જર્મન ફીલૉસૉફર કૅન્ટે હંમેશને માટે સાબિત કરી આપ્યું છે.* માટે બુદ્ધિનું કામ બુદ્ધિ કરે અને આત્માનું કામ આત્મા કરે. જેમ રંગ પારખવાનું કામ નેત્રનું છે અને સ્વાદ પારખવાનું કામ જીહ્વાનું છે તેમ પદાર્થવિજ્ઞાનનું જ્ઞાન બુદ્ધિથી પ્રાપ્ત થાય છે અને ધર્મનાં સત્યો આત્માથી સમજાય છે. જીભથી રંગ પરખાય નહિ માટે રંગ નથી એમ કહેવું અને એકલી બુદ્ધિથી ધર્મના પ્રદેશમાં જવાય નહિ તેથી ધર્મ એટલે આચાર્યોએ જોડી કાઢેલી ઇંદ્રજાળ છે એમ

---

* ભગવાન શંકરાચાર્ય પણ કહે છે કે એકલા તર્ક વડે કદિ ઇશ્વરનું જ્ઞાન થતું નથી.

કહેવું એ બન્ને સરખાંજ હાસ્યાસ્પદ છે. તેથી બુદ્ધિવાન વાંચનાર જો આત્મકલ્યાણ ઇચ્છતા હોય તો તેમણે બુદ્ધિના પ્રદેશની પાર ઉડવાનો પ્રયત્ન કરવો. આત્માને વિકસાવવાની કળા અને વિદ્યા સંબંધી અત્રે કાંઇ લખી શકાય એમ નથી. પણ સઘળાં ધર્મશાસ્ત્રોમાં સહેલામાં સહેલી રીત **પ્રાર્થના** બતાવેલી છે. જ્ઞાનને ગ્રહણ કરવા ઉત્સુક (receptive) બની પ્રભુ તરફ ઉંચે મ્હોડે જુઓ એટલે જેમ પંખિણી પોતાનાં બચ્ચાંના મુખમાં અનાજના કણ મૂકે છે તેમ તે કૃપાળુ પિતા તમને જ્ઞાન આપશે. રામકૃષ્ણ પરમહંસના શબ્દોમાં કહીએ તો બચ્ચાંએ તો માત્ર મિઉં એવો ઉચ્ચારજ કરવો. બાકીનું સર્વ માતા કરી લેશે." ધર્મનાં સત્યો સમજવાની આ ચાવી છે. તેનો ઉપયોગ કરી વાંચનારે આ પુસ્તક તથા પાછળ બતાવેલાં પુસ્તક ઇચ્છા હોય તો જોવાં.

શ્રીગૌરાંગ પૂર્ણબ્રહ્મ છે તેને માટે કેટલાંક આંતરિક પ્રમાણો છે. તે નીચે પ્રમાણેઃ—

(૧) એમની પ્રકટ અવસ્થામાંજ લાખો મનુષ્યો જેમાના ઘણા અતિ પ્રૌઢ વિદ્વાન અને સત્તાધારીઓ હતા તેઓ એમને સ્વયં પ્રભુ તરીકે પૂજતા હતા.

(૨) એમના સ્પર્શ, દર્શન અને ઘણીવાર એમના અનુયાયીના સ્પર્શ અને દર્શનથીજ મહા ઘોર પાતકીઓ પરમ ભક્ત બન્યા હતા.

(૩) તે જ્યાં જતા ત્યાંનાં સ્ત્રીપુરૂષોનાં અગણ્ય ટોળાં જાણે એમની રાહજ જોતાં હોય તેમ અતિ તૃષાતુરપણે ઉભાં રહેતાં અને તે પોતાનાંજ નિજ જન હોય તેમ સર્વ તેમને પ્રાણ સમર્પણ કરતાં.

ઘણાંક તો એમનું નામ, હકીકત વગેરે કશું જાણતાં નહિ. છતાં તેમના આત્મા શ્રીગૌરાંગ તરફ કુદરતી રીતે આકર્ષાતા—જેમ બાળક સ્વભાવથીજ માતા તરફ આકર્ષાય છે તેમ. ચુંબકની પરીક્ષા શી ? લોઢાની સોયને ખેંચે તે. તેમ જીવ માત્રનું આકર્ષણ કરે તે કૃષ્ણ.

(૪) એકલા હિંદુઓજ નહિ પણ હિંદુ ધર્મને ધિક્કારનાર મુસલમાનોમાંથી જેમનાપર શ્રીગૌરાંગની દૃષ્ટિ પડી હતી તેઓને પણ દેવોને દુર્લભ, એવી કૃષ્ણભકિતનો લાભ થયો હતો અને અદ્યાપિ પર્યંત તેમની કબરો યાત્રાના સ્થાન તરીકે મનાય છે. દાખલા તરીકે નવદ્વીપનો કાઝી ચાંદખાં. તેના વંશજો હજી અફગાન છતાં વૈષ્ણવો છે અને તેથી તેઓ અફગાન વૈષ્ણવો કહેવાય છે.

(૫) જ્યારે કોઈ પાપી દુરાત્મા ગૌરાંગ પ્રભુની નજરે પડતો ત્યારે જેમ પોતાનોજ પુત્ર વંઠી ગયો હોય અને પિતાને જેવું દુઃખ થાય તેવું દુઃખ તેમને થતું અને તેમના નેત્રમાંથી અશ્રુની ધારા વહેતી. રક્તપિત્ત જેવા ભયંકર વ્યાધિગ્રસ્ત માણસોનાં દેહમાંથી નીકળતી દુર્ગંધને ન ગણકારતાં ગૌરાંગ પ્રભુ તેમને પ્રેમથી આલિંગન દેતા. મહાત્માઓ દયાળુ હોય છે, તેઓને પાપી જીવો તરફ દયા ઉત્પન્ન થાય છે. પણ તેમની હાલત જોઇ ચોધાર આંસુ પાડતા કોઇ મહાત્મા જોવામાં આવ્યા નથી.

(૬) જગતમાં આજ સુધી થઇ ગયલા કોઇપણ આચાર્યે એવું કહ્યું નથી કે હું પોતે પરમેશ્વર છું. ક્રાઇસ્ટ કહે છે કે હું પ્રભુનો પુત્ર છું. મહંમદ કહે છે કે હું પરમેશ્વરનો પેગંબર છું. મહાત્માઓ કહે છે કે અમે પ્રભુના સેવક છીએ. ગૌરાંગ પ્રભુ સાધારણ અવસ્થામાં

નહિ પણ ભગવાન આવેશ વખતે કહેતા કે હું નારાયણ છું. તમારા હૃદયમાં વસનાર હું છું. જેનું તમે ધ્યાન કરો છો તે હું છું. હંમેશાં જે દીનથી દીન અને અત્યંત રાંક સ્વભાવના હતા તેજ ગૌરાંગ પ્રભુ આવેશ વખતે પ્રભુની પ્રતિમાને ખસેડી પોતે સિંહાસન ઉપર બેસતા અને સર્વનું પૂજન સ્વીકારતા.

આ ઉપરાંત કેટલાંક શાસ્ત્રીય પ્રમાણો છેઃ—

(१) कलेः प्रथम संध्यायां, लक्ष्मीकांतो भविष्यति ।
दारुब्रह्म समीपस्थ संन्यासी गौरविग्रहः ॥

ब्रह्मपुराण.

(२) ················गौरांगो सौ महीतले ।
भागीरथी तटे भूवि भविष्यति सनातनः ॥

भविष्यपुराण.

(३) कलौ संकीर्त्तनारंभे भविष्यामि शचीसुतः ॥

शिवपुराण.

(४) सुवर्णवर्णहेमांगा वरांगश्चंदनांगदो ।
संन्यासकृच्छमः शांतो निष्ठा शांति परायणः ॥

महाभारत, शांतिपर्व अथवा विष्णुसहस्रनाम.

[५] अहमेव क्वचित् ब्रह्मन् संन्यासाश्रम माश्रितः ।
हरिभक्ति ग्राहयामि कलौ पापहतान्नरान् ॥

उपपुराण.

[६] आसन् वर्णास्त्रयो ह्यस्य गृह्णतोऽनुयुगं तनुः ।
शुक्लो रक्तस्तथा पीत इदानीं कृष्णतां गतः ॥

श्रीमद्भागवत.

આ સર્વ પ્રમાણ કરતાં વધારે માનવા યોગ્ય પ્રમાણ પ્રભુ અને મનુષ્યના સ્વભાવ અને સબંધમાં રહેલું છે. પ્રભુ મનુષ્યનો પાલક પિતા છે. તેની એવી ઇચ્છા છે કે મનુષ્ય પોતાના આત્માનો વિકાસ કરી પરમાત્મા સ્વરૂપ બને. પણ અનેક કારણોને લીધે તેનાથી બની શકાતું નથી. જ્યારે માણસોની સ્થિતિ બહુજ અધમ અવસ્થાને પહોંચે ત્યારે પ્રભુ દયા લાવી તેને સન્માર્ગે દોરવા માટે અવતાર ધારણ કરે છે. આ વાતને દરેક ધર્મ ટેકો આપે છે.

પ્રભુને મનુષ્યરૂપ ધારણ કરવાનું બીજું કારણ એ છે કે દુર્બળ મનુષ્યથી અનંત ઐશ્વર્યયુક્ત પ્રભુની સાથે સમાગમ કરી શકાતો નથી. તેની મહત્તા જોઇ તે બિચારો મોહ પામી જાય છે–વિશ્વરૂપ દર્શન વખતે અર્જુનની અવસ્થા થઈ હતી તેમ. મનુષ્ય પોતાની સાથે સમાગમ કરી શકે માટે પરમાત્મા પોતાની સર્વ વિભૂતિઓનો ત્યાગ કરી નરરૂપ ધારણ કરે છે. જેમ કોઇ ચક્રવર્તી બાદશાહ પોતાના બાદશાહી ઠાઠનો ત્યાગ કરી, ભયંકર હથિયારોને દૂર મૂકી માત્ર પ્રેમી ભર્તાર બની પોતાની પત્ની પાસે જાય છે, અથવા કોઇ મહાન ફિલસુફ પોતાના સઘળા જ્ઞાન અને તર્કને ભૂલી જઇ ન્હાના બાળકની સાથે બાળકની પેઠે રમકડે રમે છે તેમ તે પ્રેમી અને દયાળુ પિતા મનુષ્યની ખાતર આ સર્વ લીલા કરે છે.

જેઓ જ્ઞાનમાર્ગનું અવલંબન કરે છે તેઓ ભલે પ્રભુને નિરાકાર માની ઉપાસના કરે. પણ વૈષ્ણવો જેમનો માર્ગ કેવળ પ્રેમભક્તિનો છે તેમને મૂર્ત્તિમાન પ્રભુ (Personal God) વિના છુટકો નથી. નિરાકાર અથવા જ્યોતિઃસ્વરૂપ અથવા અનંત, વિરાટ સ્વરૂપ પરમેશ્વર પ્રતિ કોઇનાથી પતિભાવે, સખાભાવે પ્રેમ થઈ શકે નહિ. એથી ઉલટું પ્રભુનું આવું મહત્ સ્વરૂપ જોઇને ભક્તના હૃદયમાંની મીઠી પ્રેમઝરણી સૂકાઈ જાય. પ્રેમ તો બરોબરીઆમાંજ હોય. શુક્રતારા ગમે એટલી સુંદર છે પણ કોઇ પ્રેમરસિક તેની સાથે પ્રેમમાં પડયો નથી. આ પ્રસંગે અમને લૉર્ડ ટૅનીસનના એક કાવ્યનું સ્મરણ થાય છે. તેનો સારાંશ એવો છે કે એક અંગ્રેજ ઉમરાવ લગ્ન કરવા ઇચ્છતો હતો. તેના ધન અને કીર્ત્તિથી મોહિત થઇ ઘણી કુમારીકાઓ તેની સાથે પરણવા તૈયાર થાય પણ તેને સરળ હૃદયવાળી, નિસ્વાર્થ પ્રેમવાળી પત્નીની ઇચ્છા હતી. આથી તેણે પોતાનું નામ ઠામ છુપાવી એક ન્હાના ગામડામાં નિવાસ કર્યો અને ચિત્રો કહાડી ગુજરાન ચલાવવા લાગ્યો. એક નિર્દોષ બાલિકા તે ચિત્રો જોતી અને ધીમે ધીમે તે ચિત્રને ઉપજાવનાર રસિક ચિતારાને ચહાતાં શીખી. તેઓનાં લગ્ન થયાં અને ન્હાના ઝુંપડામાં સુખી દંપતીએ નિવાસ કર્યો. એક દિવસ ફરવાને બહાને પેલો ઉમરાવ પોતાની ભોળી સ્ત્રીને બહાર લઇ ગયો. માર્ગમાં તેને શ્રીમંતોના બંગલા અને બગીચા બતાવ્યા. એમ કરતાં કરતાં તે પોતાના મહેલમાં દાખલ થયો. બન્નેજણ તેની અંદરનાં રાચરચીલાં અને ભવ્ય ચિત્રો નિહાળતાં હતાં. એવામાં તેમની નજર એક નવી તસ્બીર ઉપર પડી. પ્રથમ તે તસ્બીર તરફ અને પછી પોતાના પતિના મુખ તરફ તે સ્ત્રી જોવા લાગી. તેના મનમાં ભારે ગભરાટ અને મૂંઝ-

વણુ થવા લાગી. તેના પતિએ કહ્યું, "પ્રિયે ! આ મહેલ, તેમાંના સર્વ શણગાર અને હું પોતે તારો છું." પણ આ વચનથી તે સ્ત્રીના હૃદયને ભારે ધક્કો લાગ્યો. હવે તેની અને તેના પતિની સ્થિતિ વચ્ચેનું ભારે અંતર તેને સમજાયું. તે દિવસથી તે સૂકાતી ચાલી અને થોડા મહીનામાં તે ફૂલ કરમાઇ ગયું.

આ ન્હાની કહાણીમાં ગૌરાંગ ધર્મનું રહસ્ય છે. તેટલા માટે ગૌરભક્તો ત્રિશૂળધારી, નેત્રની જ્વાલાથી જગતને ભસ્મ કરી નાખવા સમર્થ, ભયંકર સર્પથી વિભૂષિત અને ભૂતપ્રેતાદિ ગણોથી યુક્ત મહાદેવજીની ઉપાસના કરતા નથી. તેમજ મનુષ્યનું રક્ત પીનાર અને મનુષ્યના મસ્તકની માળા ધારણ કરનાર કાળીને પૂજતા નથી. વળી શંખ, ચક્ર, ગદા, પદ્મ ધારણ કરનાર નારાયણને પણ પોતાના ઇષ્ટદેવ ગણતા નથી. પણ પરમસુંદર, વિશ્વમોહન, ત્રિભંગી, પોતાના નૃત્યથી આખા જગતને નચાવનાર, પોતાના વેણુનાદથી જીવ માત્રને આકર્ષનાર રસિકશેખર કનૈયાલાલની ઉપાસના કરે છે. તેના હાથમાં ચક્ર નથી, ધનુષ્યબાણ નથી. શસ્ત્રધારી દેવને જોઇ અમને ભય લાગે. અમારા દેવના મુખમાં તો મધુર વાંસળી છે. હૃદય ઉપર સુંદર વનમાલા છે અને તેમની બાજુએ પ્રેમમૂર્ત્તિ રસેશ્વરી રાધાજી છે.

## रसो वै देवः ।

અમે એમ નથી કહેતા કે પ્રભુનું આજ સ્વરૂપ છે. તે તો નિરંજન નિરાકાર છે. માત્ર અમારી ખાતર આ સ્વરૂપ ધારણ કરે છે. પાણીને આકાર નથી પણ ઠંડીથી સાકાર બરફ થાય છે. તેમ ઇશ્વર નિરાકાર છતાં ભક્તિરૂપી ઠંડીથી સાકાર બને છે. સુજ્ઞને માટે આટલું

વિવેચન ઘણું છે. જેનાથી ન સમજાય તેને માટે મહાભાષ્ય પણ નકામું છે.

"કોઇ સંત વિરલે જાણીયું રે, ભાઇ, એ વાતું છે ઝીણીયું હોજી."

જેઓ અવતારને ન માની શકે તેઓ પણ ગૌરાંગ પ્રભુનું જીવન વાંચી ત્રણ મુખ્ય સિદ્ધાંતો શીખશે.

(૧) ઇશ્વર છે. (૨) તે મનુષ્યને ચાહે છે. (૩) પ્રેમવડે મનુષ્ય તેને પામી શકે છે.

ગૌરાંગ પ્રભુ કોણ છે એ બાબત માત્ર પ્રથમ ખંડ વાંચનારને પૂરેપૂરી સમજાશે નહિ. બીજા ખંડમાં કેટલીક ગૂઢ બાબતોના પડ ઉઘાડવામાં આવશે.

## ગૌરાંગ ધર્મ રહસ્ય.

હિંદુસ્તાનમાં તત્ત્વજ્ઞાનનો એક સંપ્રદાય એમ માને છે કે જીવાત્મા પરમાત્માનો અંશ છે અને જ્ઞાન થયા પછી તે પરમાત્મામાં લય પામે છે. તેઓનો મહામંત્ર 'तत्त्वमसि' અથવા 'सोऽहं' છે. તેઓ પૂજા, ઉપાસના, દાન વગેરેને વ્યર્થ માને છે. તેઓ એમ માને છે કે પરમાત્મા અકર્ત્તા અને સાક્ષીરૂપ છે. તે પ્રાર્થનાથી રીઝતો નથી. તેને કોઇ પ્રિય અને અપ્રિય નથી. પોતાના સુખદુઃખનો કર્ત્તા મનુષ્ય પોતે છે. ઇશ્વરની સહાય વગર તે માત્ર જ્ઞાન અને શુભ કર્મવડે મુક્તિને પામે છે. જો તે શુભ કર્મ ન કરે તો પ્રભુ તેને કાંઇ કરી શકે નહિ. માત્ર તે પોતાના કર્મનો બદલો ભોગવે. આ મતના જ્ઞાનીઓ અદ્વૈતવાદી કહેવાય છે. તેઓ તપ, યોગ વગેરે સાધનાઓ કરે છે.

બીજો મત દ્વૈતવાદીઓનો છે. તેઓ જીવાત્માને પરમાત્માથી ભિન્ન માને છે અને ઇશ્વરની ભક્તિ કરવી એજ જીવનું એક માત્ર કર્તવ્ય સમજે છે. હવે ઇશ્વરની પ્રાપ્તિ કેવી રીતે કરવી તેનોજ માત્ર સવાલ બાકી રહે છે. શ્રીગૌરાંગ પ્રભુએ શીખવેલા ધર્મ પ્રમાણે તેનો ઉત્તર નીચે પ્રમાણે છે.

પરમાત્મા અનંત ડહાપણ, અનંત દયા અને પ્રેમથી ભરપૂર છે. તે માણસને અથાગ પ્રેમથી ચહાય છે. આમ હોવાથી મનુષ્યે પ-રમેશ્વરની પાસે પોતાને મનપસંદ વસ્તુઓ માગવી એ મૂર્ખાઇભરેલું છે. કારણ કે પોતાનું હિત શામાં છે એ અજ્ઞાન મનુષ્ય સમજતો નથી. વળી ઇશ્વરની ખોટી ખુશામત કરીને અથવા બાધા, માનતાઓ રાખીને તેને પ્રસન્ન રાખવા યત્ન કરવો તે પણ મૂર્ખાઇભરેલું છે. પરંતુ સાચા દિલની ભક્તિથી અને પ્રેમથી ઇશ્વરની ઉપાસના કરવી અને સાયુજ્ય મુક્તિની વાંછના રાખવી એજ જીવનનો હેતુ છે. ઉપા-સનાનો હેતુ ઇશ્વરની કૃપા મેળવી ઐહિક સુખ ભોગવવાનો નહિ પણ આત્માની શુદ્ધિ માટે અને તજ્જન્ય અવર્ણનીય આનંદ માટે છે. ચિત્તશુદ્ધિ થયાથી જીવાત્મા પરમાત્માના સામીપ્ય માટે લાયક થાય છે. ભજનસાધન કર્યાથી ઇશ્વરને માટે પ્રેમ ઉત્પન્ન થાય છે અને પ્રેમવડે જીવ કુદરતી રીતે પ્રભુ તરફ આકર્ષાય છે.

એટલા માટે પ્રત્યેક મનુષ્યે ઇશ્વરની પાર્થના કરવી જોઇએ અને જેમ બને તેમ ઇશ્વરના સહવાસમાંજ રહેવાય એવો યત્ન કરવો જો-ઇએ. તેથી દરેક વૈષ્ણવ ભક્ત પોતાના ઘરમાં પ્રભુની મૂર્ત્તિ રાખે છે અને તેની તે અત્યંત પ્રેમથી સેવા કરે છે. તેને સ્નાન કરાવે છે,

અની શંક તો પોતાને હાથે બનાવેલાં ઉત્તમ પકવાન્ન જમાડે છે, પુ-ષ્પથી શણગારે છે, સૂવાડે છે, તેની આગળ ગીત અને નૃત્ય કરે છે, તેના કાલાવાલા કરે છે, તેની સાથે સુખદુઃખની વાત કરે છે

હવે અખિલ બ્રહ્માંડનો કર્તા અદૃશ્ય, અતકર્ય અને અપ્રાપ્ય છે. તેથી વૈષ્ણવ ભક્ત ઇશ્વરની સાથે જડમૂર્તિદ્વારા વ્યવહાર કરે છે. ઇશ્વરની સાથે આખો દિવસ નિકટનો સહવાસ રાખ્યાથી ચિત્તની શુદ્ધિ થાય છે. આત્મા વિશાળ અને ઉન્નત થાય છે, અને તે ઉપરાંત પૃ-થ્વીનાં તમામ સુખને તુચ્છ ગણાવે એવો દિવ્ય આનંદ પ્રાપ્ત થાય છે. સાધકે શરૂઆતમાં ભક્તિ અને પછી પ્રેમ મેળવવો જોઇએ. શુદ્ધ અંતઃકરણવાળો પણ પ્રભુપ્રેમ વગરનો સાધક આગળ વધી શકશે નહિ. એકલી ચિત્તશુદ્ધિથી ઇશ્વરનો સમાગમ થઇ શકતો નથી. સર્વાંગે સુંદર પણ જડ પુતળી સાથે વિવાહ કરવા કોઇ ઇચ્છા રાખતું નથી. પ્રભુ પ્રત્યે પ્રેમ વગરનો શુષ્ક સાધક જડપુતળી જેવો છે.

ગૌરાંગ ધર્મનો મુખ્ય સિદ્ધાંત એ છે કે ઇશ્વર મનુષ્ય માત્રનો એકલો અને સાચો સ્વજન છે. કોઇપણ મનુષ્ય ઇશ્વરના જેટલો સ્નેહ રાખી શકે નહિ. જેટલો પ્રેમ માતા પોતાના બાળક પ્રત્યે રાખે છે, સતી સ્ત્રી પોતાના પતિ પ્રત્યે રાખે છે તેના કરતાં પણ વધારે શુદ્ધ અને વધારે ગાઢ સ્નેહ ઇશ્વર દરેક જીવ ઉપર રાખે છે. આમ હોવાથી જ્યારે સાધક જેટલો પ્રેમ સ્ત્રી ઉપર, સંસારનાં સુખો ઉપર તથા બીજી અનેક વસ્તુઓ ઉપર રાખે છે તે સર્વ પ્રેમના સરવાળા જેટલો પ્રેમ ઇશ્વર પ્રત્યે રાખતાં શીખે ત્યારે તે ઇશ્વરની સાથે યોગ કરવા માટે લાયક થાય. આ મત પ્રમાણે ઇશ્વરનો મનુષ્ય પ્રત્યેનો પ્રેમ અ-

વિચળ છે. જેમ ઘર ઉપર સૂર્યનો પ્રકાશ પડયા કરે છે તેમ ઇશ્વરના પ્રેમની ધારા પ્રત્યેક મનુષ્ય પર નિરંતર વહે છે. પણ સૂર્યના પ્રકાશનો લાભ લેવા માટે જેમ બારી બારણાં ખુલ્લાં હોવાં જોઇએ તેમ પ્રભુના પ્રેમનો લાભ લેવા ભક્તનું દિલ ઇશ્વરને માટે પ્રેમપૂર્ણ હોવું જોઇએ. જેટલા પ્રમાણમાં ભક્ત ઇશ્વર પ્રત્યે પ્રેમ રાખે છે તેટલા પ્રમાણમાં તે ઇશ્વરના પ્રેમનો ભોક્તા થાય છે.

પણ હવે પ્રશ્ન એ છે કે એ પ્રેમરૂપી અમૂલ્ય ધન કેવી રીતે પ્રાપ્ત કરવું? એનો ઉત્તર આપતા પહેલાં પાપ એ શું છે તેનું નિરાકરણ થવું જોઇએ.

કેટલાક લોક ચિત્ત શુદ્ધિ માટે તપ અને દેહદમન કરે છે. તેઓ ઉપવાસ કરી શરીરને સૂકાવી નાખે છે, લાલચ અને મોહમાંથી બચવા માટે અરણ્યમાં રહે છે અને એવી જાતના બીજા ઉપાયોથી સિદ્ધિ પામવા યત્ન કરે છે. પણ કૃષ્ણભકતો એ સર્વ ક્રિયાઓનો કદી પણ આશ્રય લેતા નથી. કારણકે તેમ કર્યાથી ઇશ્વર પ્રસન્ન થાય એવું તેઓ માનતા નથી. તેમના મત પ્રમાણે મનુષ્યમાં રહેલી નાના પ્રકારની લાગણીઓ અને ભાવોને જો યોગ્ય રસ્તે દોરવામાં આવે તો તેઓ તેના મોક્ષનું સાધન થઈ પડે છે. જે લાગણીઓને યોગીઓ આપત્તિરૂપ ગણે છે તેનેજ કૃષ્ણભકતો સાધનરૂપ ગણે છે. સામાન્ય મનુષ્ય સર્પને ભયંકર ગણી તેનાથી દૂર રહે છે પણ સાપનો ખેલાડી તેની પાસે રમત કરાવી પોતાનો નિર્વાહ ચલાવે છે. માત્ર તે તેના વિષમય દાંત પાડી નાખે છે. તેઓ એમ માને છે કે પ્રભુની ઇચ્છાથી આપણે સંસારમાં આવ્યા છીએ તેથી સંસારનાં સર્વ સુખ યોગ્ય રીતે

ભોગવવામાં હરકત નથી પણ માત્ર પ્રભુની પ્રાપ્તિ તરફ નિરંતર દૃષ્ટિ રહેવી જોઇએ.

જ્ઞાની અને ભક્તના સાધન માર્ગમાં માત્ર ભેદ છે; લક્ષ્યમાં ભેદ નથી. કેટલાક વિદ્વાનો માયામુગ્ધ જીવને કુલટા સ્ત્રીની ઉપમા આપે છે. તેનો ખરો ભર્ત્તાર ઇશ્વર છે. પણ તેને છોડી દઇને તે દેહની સાથે પ્રેમમાં પડ્યો છે. તેથી દેહને જીવનો જાર ગણ્યો છે. હવે જીવરૂપી કુલટા સ્ત્રીને તેના જારના મોહમાંથી છોડાવી તેના ખરા ભર્ત્તાર ઇશ્વર તરફ વાળવાના બે માર્ગ છે. એકતો દેહને એવો કુરૂપ અને અળખામણો લાગે એવો કરવો કે તેનાથી કંટાળી જીવ પુનઃ પરમાત્મા તરફ વળે. જ્ઞાની અને યોગીનો આ માર્ગ છે. બીજો માર્ગ એ છે કે દેહ તરફ લક્ષ ન આપતાં ઇશ્વરનું સૌંદર્ય, માધુર્ય, પ્રેમ જીવને સમજાવી તેનું ઇશ્વર તરફ આપોઆપ આકર્ષણ કરવું. કૃષ્ણભકતોનો માર્ગ આ છે.

વળી કેટલાક લોકો, દાખલા તરીકે ખ્રિસ્તિ અને બ્રાહ્મસમાજના અનુયાયીઓ પોતાનાં પાપ માટે પશ્ચાત્તાપ કરી અશ્રુપાત કરે છે. અલબત્ત પશ્ચત્તાપના અગ્નિથી થયેલાં પાપની અસર બળી જાય છે પણ તેનાથી સંપૂર્ણ અંશે સિદ્ધિ થતી નથી. પશ્ચાત્તાપ ઉપરાંત કેટલીક બીજી બાબતની જરૂર છે. વળી કૃત્રિમ આંસુથી અને ખોટા પશ્ચાત્તાપથી કાંઇ વળતું .નથી. કોલસાને પાણીમાં ધોયાથી સફેદ થતા નથી પણ સળગાવ્યાથી થાય છે.

થયેલા પાપને માટે જાણી જોઇને દેહને કષ્ટ આપ્યાથી જો ઇશ્વર પ્રસન્ન થતો હોય તો તે ઇશ્વરને પ્રેમી પિતા કહી શકાય નહિ. પણ

ઇશ્વર પ્રેમસિંધુ છે એ વાત નિર્વિવાદ છે. તેથી દેહ કષ્ટ કરીને ઇશ્વરને પ્રસન્ન કરવાનો વિધિ ઇષ્ટ નથી. તે માત્ર એટલુંજ ઇચ્છે છે કે જીવ પોતાનાં ઉત્તમ તત્ત્વોનો વિકાસ કરે સંતોના સમાગમથી આ કાર્ય જલ્દી થાય છે. સંતનો આશ્રય લઇ તેની શિખામણ પ્રમાણે ઇશ્વરનું ભજન કર્યાથી ધીમે ધીમે આત્મા વિકાસને પામે છે. મનુષ્યમાં હોઇ શકે એટલું નૈતિક બળ પરેપૂરૂં મળે છે અને તે ઉપરાંત પ્રભુના સંયોગ માટે દિલમાં તૃષા જાગે છે. જ્યારે ભક્તની આવી સ્થિતિ થાય છે ત્યારે તેને માટે ઇશ્વરપ્રાપ્તિનો અરુણોદય થયો છે એમ સમજવું. જેમ અગ્નિની ચણગારી કાળા કોલસા ઉપર પડતાં તે સળગીને કોલસો મટી જઇ આબેહુબ અગ્નિ બની જાય છે, તેમ પ્રેમની એકજ ચણગારી આત્મા ઉપર પડતાં સર્વ પાપ બળી જાય છે, જીવપણું મટી જાય છે અને ઝળકી નીકળતા આત્માના પ્રકાશથી દેહ પણ તેજોમય સુંદર બને છે

આ માર્ગ વ્યતીત આત્મશુદ્ધિનો બીજો માર્ગ ગૌરાંગભક્તો ઉતરતો માને છે. વ્યવહારના સખત કાયદાઓ જેનો લેશ પણ ભંગ કર્યાથી ઇશ્વર જુલમગાર બાદશાહની પેઠે ખીજવાઇ જઇ બિચારા જીવને યમ વગેરેનાં દુઃખો વેઠવા નરકમાં મોકલી દે છે અથવા સદાચારી પર પ્રસન્ન થઇ તેને એકદમ સ્વર્ગમાં મોકલી દે છે એવી માન્યતાઓને હસી કહાડે છે. આવી માન્યતાઓ ઇશ્વરને હલકો પાડે છે અને મનુષ્યને બ્હીકણ અથવા લાલચુ બનાવે છે. મણસે તો માત્ર પોતાના આત્માનો વિકાસ કરી ઇશ્વરને માટે પ્રેમ મેળવવાનો છે. તેમ થયાથી તેનાં પૂર્વનાં પાપ સૂર્યની ઉષ્માથી જેમ ઝાકળ ઉડી જાય છે તેમ ઉડી જશે અને ભવિષ્યમાં પાપ કરવાની વૃત્તિ પણ નિર્મૂળ થઇ જશે.

મનુષ્યનું સર્વોત્તમ ધન કૃષ્ણ પ્રેમ છે. ભગવાન પોતે કહે છે, "यो यथा माम् प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्." એટલે કે જો મને કોઇ મનુષ્ય અષ્ટસિદ્ધિ આપનાર તરીકે ભજે તો હુ તેને તેવા રૂપમાં દર્શન આપું છુ જો કોઇ મારા પ્રતિ નિષ્કામ પ્રેમ રાખે તો હુ પણ તેમજ કરૂં છુ. જો મને કોઇ સ્વામી તરીકે ચાહે તો નિમકહલાલ સેવક તરફ જેવો પ્રેમ શેઠ રાખે તેવો હું તેના તરફ રાખું છુ જો કોઇ મને મિત્ર ગણે તો હું તેનો મિત્ર થાઉં છું અને જો મને પતિભાવે ભજે તો હું તેને તેવી રીતે ભજું છું.

એક રાજાને બે રાણીઓ છે. તે એકને કહે છે, "પ્રિયે ! મારી પાસે અખૂટ દોલત છે. તે સર્વ તારી છે. કિંમતી વસ્ત્રો, રત્નો, સેવકો, વાહનો એ સર્વ વૈભવ તારા છે. તુ જે માગશે તે મળશે." આ સાંભળી તે રાણી પ્રસન્ન થાય છે અને કહે છે કે જો મને આટલુ મળશે તો પછી મારે કાંઇ માગવાનુ રહેશે નહિ ત્યાંથી ઉઠીને તે રાજા બીજી રાણી પાસે જાય છે. તેને પણ ઉપર પ્રમાણે કહે છે પણ તે રાણી માત્ર એટલુજ બોલે છે કે મારે ધનની અપેક્ષા નથી. હું માત્ર તમારા પ્રેમનીજ ભૂખી છુ. હવે રાજા બન્નેની ઇચ્છા તૃપ્ત કરે છે. જેને ધન જોઇએ છીએ તેને ધન આપે છે અને પ્રેમ માગનારને પ્રેમ આપે છે. પણ એટલું સ્પષ્ટ છે કે જે પ્રેમ માગે છે તે પ્રેમની સાથે પતિના ધનની પણ ભોક્તા થાય છે. હવે વધારે ઇષ્ટ શું છે—રાજાનો પ્રેમ કે તેનું ઐશ્વર્ય? સુજ્ઞ પુરૂષો તો ઐશ્વર્ય કરતાં પ્રેમનેજ પસંદ કરશે. સામાન્ય પાર્થિવ પ્રેમવડે પણ જીંદગીના હાડમારીઓ કમી થાય છે. જીવનમાં એક પ્રકારની લહેજત આવે છે અને સાધારણ મનુષ્યમાં

પણ પ્રેમના બળ વડે મહા સામર્થ્ય આવી જાય છે. જ્યારે પાર્થિવ પ્રેમમાં આટલી શક્તિ છે તો દૈવી પ્રેમમાં કેટલી હશે ? વળી આ પણ યાદ રાખવું જોઇએ કે ધન અને સત્તામાં ખરૂં સુખ નથી. એ બેઉ વિષ જેવાં છે. જેમ વધારે મળે છે તેમ વધારે મેળવવાની તૃષા ઉત્પન્ન કરે છે. જે ધનને માટે મનુષ્યો ફાંફાં મારે છે તેજ ધન કોટયાધિપતિને બોજારૂપ છે. માત્ર થોડાજ વર્ષ ઉપર અમેરિકાનો એક કોટયાધિપતિ પોતાની દોલતથી કંટાળી સ્કોટલૅંડના પહાડોમાં નાશી ગયો હતો. મ્હોટા સત્તાધારી બાદશાહોની પણ તેવીજ હાલત છે. ધન અને સત્તા વડે હૃદય કઠોર થાય છે. વૃત્તિ સ્વાર્થિ થાય છે અને સ્વભાવમાં ક્રૂરતા અને અભિમાન આવે છે તેથી કરીને માણસ ઇશ્વરના સમાગમ માટે નાલાયક થાય છે. ક્રાઇસ્ટ કહે છે કે જો સોયના છિદ્રમાં થઇને ઉંટ પસાર થાય તો પૈસાવાળો માણસ સ્વર્ગમાં જઈ શકે, માટે સુજ્ઞ પુરૂષો જેઓને ઇશ્વરના સમાગમની ઇચ્છા છે તેઓ કદી પણ ઇશ્વરને ઐશ્વર્ય દાતા તરીકે ભજતા નથી. જે ભક્ત ઇશ્વરની પાસે સત્તા અને ધન માગે છે તે આડકતરી રીતે પોતાના જાતભાઇઓ ઉપર સત્તા ભોગવવાના અભિમાનથી પ્રેરાઇને માગે છે. બીજા લોકો પાસેથી સન્માન મેળવવાની, તેઓના ઉપર ખોટો દોર દમામ કરવાની તેમના હૃદયમાં ગુપ્ત ઇચ્છા રહેલી હોય છે. જેઓ ઇશ્વરને જગતનો પિતા માને છે તેઓ કદિ આવી ભૂલ કરશે નહિ. ઇશ્વર મનુષ્ય માત્રનો પિતા છે એવું જેઓ બરાબર સમજે છે તેઓ કદિ પણ ઇશ્વરને એમ નહિ કહી શકે કે તમારાં બીજા બાળકો ઉપર મને સત્તા ભોગવવા દો. કારણકે ઇશ્વર પાસે દ્રવ્ય માગવું એટલે આડકતરી રીતે બીજાઓ ગરીબ થાય એવી ઇચ્છા કરવી એમ જ્ઞાનીઓ માને છે; કેમકે બીજા માણસો ગરીબ ન હોય તો તેઓ શ્રીમંતોની સેવા કરે નહિ.

માટે પ્રેમ એ સર્વથી શ્રેષ્ઠ વસ્તુ છે અને મનુષ્યને ઉત્તમ સ્થિતિએ લઈ જનાર શક્તિ છે. પણ જ્યાં સુધી એ પ્રેમનું લક્ષ્યબિંદુ સ્ત્રી, પુરૂષ અથવા જગતની કોઈ વસ્તુ હોય ત્યાં સુધી તે દોષપૂર્ણ છે. પ્રેમનું પાત્ર જેમ શુદ્ધ તેમ તે વધારે સ્થાયી અને મધુર બને છે. આમ હોવાથી જો મનુષ્યનો પ્રેમ પ્રભુને અર્પણ કરાય તો પ્રભુ દોષરહિત અને મનુષ્ય પ્રતિ અથાગ પ્રેમયુક્ત છે તેથી તે પ્રેમનું સર્વોત્કૃષ્ટ સુખ ભોગવી શકે છે. એવો ઉચ્ચ પ્રેમ શી રીતે પ્રાપ્ત કરાય? વિશ્વવ્યાપી પ્રભુ અને રંક મનુષ્ય વચ્ચે પ્રેમવ્યવહાર શી રીતે બને? તેમ થવાને માટે એટલે મનુષ્યના પ્રેમનું પાત્ર બનવાને ઈશ્વરને નરરૂપ ધારણ કરવું પડે છે. કેમકે પ્રેમ બરોબરીઆમાંજ હોઇ શકે. કોઈ મનુષ્ય અપ્સરા સાથે પ્રેમમાં પડે પણ તે દુષ્પ્રાપ્ય છે એમ જાણ્યાથી અથવા તો તેની સાથે સમાગમ કરવો પણ અશક્ય છે એમ જાણી તેનો પ્રેમ તેના હૃદયમાંજ રહે. પુરૂરવસને પરણવા માટે ઉર્વશીને અપ્સરાપણું છોડી દઈ અસ્થિમાંસથી બનેલી સ્ત્રીરૂપ ધારણ કરવું પડ્યું હતું. તેમ ઈશ્વર અને મનુષ્ય વચ્ચે પ્રેમવ્યવહાર સાધવો હોય તો કાંતો ઈશ્વર મનુષ્ય થાય અગર મનુષ્ય ઈશ્વર થાય. છેલ્લી વાત બની શકે તેમ નથી તેથી કરીને જેમ કોઈ મહાન્ ફીલસુફ પોતાની ફીલસુફી છોડી દઈને પોતાના છોકરાં સાથે રમકડે રમે છે તેમ મનુષ્ય સાથે પ્રેમવ્યવહાર કરવા માટે પરમેશ્વર પોતાની સર્વ વિભૂતિઓનો ત્યાગ કરી નરલીલા કરે છે. જ્ઞાનીઓ કહે છે કે ઈશ્વર અનાદ્યનન્ત અને અપ્રમેય છે. ભક્તો કહે છે કે તેનું સ્વરૂપ મનુષ્યના જેવું છે, પણ પરમેશ્વરમાં ખરેખરી રીતે જોતાં મનુષ્યના અને તે ઉપરાંત અનંત ગુણો છે અને તેનું સ્વરૂપ પ્રસંગે મનુષ્યનું હોવા ઉપરાંત તેનાથી ઘણી

બાબતમાં ભિન્ન છે. હવે જેટલે અંશે ઈશ્વરનું સ્વરૂપ મનુષ્યથી જુદું પડે છે તેટલે અંશે તે ભકતને કામનું નથી. ઈશ્વરના આકાશ સ્વરૂપ કે જ્યોતિઃસ્વરૂપ વિષે ભલે આપણે મ્હોડે મ્હોડે વાતો કરીએ પણ તેનો આપણે સાક્ષાત્કાર કરી શકતા નથી. પ્રેમભકિતને માર્ગે જનાર પ્રવાસીને ઈશ્વરનાં અલક્ષ્ય સ્વરૂપ નકામાં છે તેટલા માટે તેઓ ઈશ્વરને મનુષ્યનું સ્વરૂપ આપી તેને હૃદયના વિશુદ્ધ પ્રેમથી ભજે છે. જો ઈશ્વરને અષ્ટ સિદ્ધિ અને ઐશ્વર્યના દાતા તરીકે ભજવો હોય તો તે કાર્ય માટે તેનું ગમે તે સ્વરૂપ કલ્પ્યું હોય તો ચાલે. જેમને તેની પાસે પાપની માફી માગવી હોય, આધિવ્યાધિ વગેરે દુઃખમાંથી છુટકારો જોઈતો હોય, ધન, સત્તા વગેરે વરદાન મેળવતાં હોય તેઓ ભલે ઈશ્વરને જ્યોતિઃસ્વરૂપ અને નિરંજન નિરાકાર માની ઉપાસના કરે. પણ જેમને સાક્ષાત પ્રભુની સાથે પ્રેમવ્યવહાર કરવો હોય તેને એવાં અપ્રમેય સ્વરૂપથી કેમ સંતોષ થાય ? ગોપીઓ ઉદ્ધવને કહે છેઃ-

"નંદનંદન નગદી નાણું પ્રગટ દષ્ટે પેખીએ."

ઉદ્ધવ જ્ઞાની હતા. તેઓ નિરંજન નિરાકાર સર્વવ્યાપી પ્રભુને ભજતા હતા. પણ એ લૂખું રસહીન જ્ઞાન, પ્રેમામૃતનુ પાન કરીને ઉન્મત્ત થએલી ગોપીકાઓને કશા હિસાબમાં ન હતું.

ગૌરાંગ ભકતો પ્રભુના બે ગુણને મુખ્ય ગણે છે—ઐશ્વર્ય અને માધુર્ય. એ સર્વ શકિતમાન અને સર્વોત્કૃષ્ટ રીતે રસિક અને પ્રેમી છે. ઇશ્વરને પ્રેમમાર્ગે ભજવો હોય તો ઐશ્વર્ય નકામું છે. એથી ઉલટું તેનાથી પ્રેમ ઉડી જાય છે. જે લોકો કોઈપણ પ્રકારનો સ્વાર્થ સાધવા ભજન કરતા હોય તેઓ ભલે અખિલ બ્રહ્માંડવ્યાપી ઈશ્વરની ઉપા-

સના કરે તેઓ ભલે તેને અપ્રમેય, અનંત વગેરે નામ આપે પણ શિવ, શક્તિ વગેરે ઇશ્વરનાં પ્રતાપશાળી અને ભયંકર સ્વરૂપને ગૌગંગ ભક્તો ઉપાસ્ય માનતા નથી એ વિષે વિવેચન થઈ ગયુ છે.

ઉપર એકવાર કહ્યું છે કે પરમેશ્વરને જે સ્વરૂપે ભજીએ તે તે સ્વરૂપમાં તે ભક્તને દર્શન આપે છે. જો પ્રેમદાતા તરીકે તેનુ ભજન થાય તો ભક્તિનો પરિપાક થયે તે ભક્તને તેવા રૂપમાં દર્શન દઈ સુખ આપે છે. જો ઇશ્વરને કૃષ્ણ, રામ, શિવ, શક્તિ, ક્રાઇસ્ટ, એમાંથી કોઈ પણ સ્વરૂપે ભજવામાં આવે તો ભક્તને તે સ્વરૂપે દર્શન આપે છે નિરાકાર વાદીઓને તે નિરાકાર છે, સાકાર ઉપાસકોને તે સાકાર છે રામકૃષ્ણ પરમહંસ એક પ્રસંગે કહે છે કે રંગરેજ પાસે લાલ, લીલો, આસમાની સર્વ પ્રકારના રંગ છે. જે રંગ રંગાવનારને ગમે તે રંગમાં તે કપડું બોળી આપે છે જેઓને સફેદ રંગ ગમે છે તે નથી રંગાવતા તેમ જેને જે સ્વરૂપ પ્રિય છે તેને તે સ્વરૂપમાં દર્શન આપે છે

હવે ઘડીભર એમ માનીએ કે કૃષ્ણલીલા માત્ર દંત કથા છે અને આ બધી વાત પુરાણકારોએ મધુર, સરળ અને સર્વને અનુકુળ થઈ પડે એવા ભજનના સાધન તરીકે જોડી કહાડી છે. ભલે, તેમ હો. જો ઈશ્વર પ્રત્યે પ્રેમ, મનુષ્યને માટે સર્વોત્તમ વસ્તુ હોય તો જ્યાં સુધી ઈશ્વર મનુષ્ય સ્વરૂપ ધારણ ન કરે ત્યાં સુધી તેની સાથે મનુષ્ય પ્રેમ વ્યવહાર કરી શકે નહિ. વળી તેણે પોતાના મધુર ગુણવડે મનુષ્યના ચિત્તનું આકર્ષણ કરવું જોઇએ. સુંદર આકૃતિ એક પ્રેમ ઉપજાવવાનું મુખ્ય સાધન છે અને એવી રીતે ઉપજેલા પ્રેમને મધુર

ચરિત્ર વડે પોષણ મળે છે. ઇતિહાસ પ્રસિદ્ધ પુરૂષોના ગુણ વડે ઘણા લોકો તેમના પ્રત્યે ભક્તિ ભાવ રાખતા થયા છે. નવલકથાના નાયક પણ કલ્પિત છતાં પોતાના ગુણવડે વાંચનારની પ્રીતિ સંપાદન કરી શકે છે. પરમેશ્વરને પણ મનુષ્યના હૃદયમાં પ્રીતિ ઉપજાવવી હોય તો તેણે સુંદર સ્વરૂપ ધારણ કરી મનુષ્ય આગળ પ્રકટ થવું જોઇએ અને પોતાના મધુર ગુણવડે તેમનું ચિત્ત હરી લેવું જોઇએ. તેથી કરીને પરમેશ્વર જે નિરંજન નિરાકાર હતા તેમણે પરમ સુંદર સ્વરૂપ ધારણ કરી વૃન્દાવનમાં માણસોની સાથે નિવાસ કર્યો અને પોતાનાં ઉત્તમ કાર્યો વડે ગોપગોપિકાઓનો પ્રેમ મેળવ્યો. આથી કરીને જો કૃષ્ણલીલા તદ્દન કલ્પિત હોય તોપણ તે દ્વારા મનુષ્ય ઇશ્વર સાથે પ્રેમ કરી શકે છે તેથી તે ઘણી અગત્યની છે.

રાસલીલા ઉપર ચર્ચા કરતાં શ્રીમદ્ભાગવતમાં લખ્યુ છે કે પરમેશ્વર મનુષ્યની સ્વભાવસિદ્ધ લાગણીઓથી પર છે તોપણ મનુષ્ય તેને ચાહે અને તેની સાથે સમાગમ કરે તેટલા માટે તેણે મનુષ્ય સ્વરૂપ અને તેનો સ્વભાવ ધારણ કર્યો હતો. બીજા ધર્મોથી વૈષ્ણવ ધર્મ એક મહત્ત્વની બાબતમાં જુદો પડે છે. વૈષ્ણવો ઇશ્વરને સ્વજન રૂપે ભજે છે. મનુષ્ય પોતાના કુટુંબીઓ સાથે નાના પ્રકારના સંબંધથી જોડાયલો છે. તે કોઇનો પિતા છે, કોઇનો પુત્ર છે, કોઇનો સખા છે અને કોઇનો પતિ છે. આથી કરીને તેના હૃદયમાં પ્રેમ અનેક પ્રકારનાં સ્વરૂપ ધારણ કરે છે. જેમકે વાત્સલ્ય, સખ્ય, માધુર્ય ઇત્યાદિ. સંસારમાં રહીને દરેક મનુષ્ય પ્રેમને ખીલવી શકે છે. તેટલા માટેજ લગ્ન અને સંસાર એ ઇશ્વરનીજ યોજના છે. સંસારમાં રહ્યા વગર મનુષ્ય પ્રેમી થઈ શકતો નથી અને પ્રેમ વગર ઇશ્વરનો પ્રેમ

પણ મળતો નથી. ઉપર પ્રેમનાં જે સ્વરૂપ જોયાં તેમાંનું એકાદ અથવા તમામનું લક્ષ્ય ઈશ્વિર તરફ રાખવું જોઇએ એટલે કે મનુષ્યે ઇશ્વરને કાંતો પિતા તરીકે, પુત્ર તરીકે, સખા તરીકે અથવા પતિ તરીકે ભજવો જોઇએ, અથવા એની ઇચ્છા હોય તો એ સર્વ પ્રકારના પ્રેમનું મિશ્રણ પણ કરી શકે.

જે આવા પ્રકારની ભક્તિ કરી શકે છે તે મહાભાગ્યશાળી છે. પરમેશ્વરને પોતાના હૃદયમાં સ્થાપિત કરી પરમ મધુર ભાવથી જે પૂજન કરી શકે તેને માટે બીજું કાંઇ કરવાનુ રહેતું નથી. પણ એ કાર્ય ઘણું વિષમ છે. વ્રજવાસીઓ આ મહા કઠણ કાર્ય કરી શકયા હતા. જેમને ઇશ્વરનું પ્રેમભક્તિથી ભજન કરવું હોય તેણે ગોપી થઈ ગોપીને પગલે ચાલવું જોઈએ. શ્રીકૃષ્ણ વૃજવાસીઓના પિતા અથવા સ્વામી હતા, નંદ યશોદાના પુત્ર હતા, ગોપ યુવકોના સખા હતા અને ગોપીઓના પતિ અથવા રમણ હતા. પોતાના પ્રત્યે કેવી રીતે પ્રેમ કરવો. તે શીખવવાને માટે શ્રીકૃષ્ણે પોતાના સર્વ પાર્ષદો સાથે અવતાર લીધો હતો. વાંચનાર ! ગોપીને માર્ગે જાઓ. શ્રીકૃષ્ણપર તેમના જેવો નિઃસ્વાર્થી પ્રેમ રાખતાં શીખો. તેથી તમારી જિંદગી સફળ થઈ ગણાશે.

ઇશ્વિરને "મારા દીકરા" અથવા " કાન્ત " એવા સંબોધનથી બોલાવવા બહુ સહેલ છે પણ તેનો સાક્ષાત્કાર કરવો ઘણો કઠણ છે. અસંભવિત કહીએ તોપણ ચાલે. સાધારણ માણસ જો શ્રીકૃષ્ણને એમ કહે કે હે પુત્ર ! આવ તારા વાળ ઓળું અથવા તને આલિંગન દઈ ચુંબન કરૂં તો નક્કી સમજવું કે કાંતો પોતાના શબ્દોનો અર્થ પોતે સમજતો નથી અથવા તો તે માત્ર પાખંડજ કરે છે. પણ કોઈ પણ

ભક્ત યશોદાને મ્હોડે ઉપરના શબ્દો કહેવડાવી શકશે. તેમજ રાધા અથવા ગોપીની મારફતે તે કૃષ્ણને પ્રેમના શબ્દો કહી શકશે. ઈશ્વર એવો મહાન્ છે કે તેની સાથે મનુષ્ય સીધી રીતે એટલી છૂટ લઈ શકતો નથી. ખ્રીસ્તિઓ પણ પોતાની પ્રાર્થના ઈશ્વરને ક્રાઈસ્ટની મારફતે પહોંચાડે છે. તેવીજ રીતે કૃષ્ણભક્તો યશોદા અથવા રાધાની મારફતે પોતાના હૃદયના ભાવ કૃષ્ણને જાહેર કરે છે. બાળકૃષ્ણને યશોદાની મારફતે પારણે ઝુલાવીને અથવા રાધાની મારફતે કૃષ્ણને પ્રેમભર આ-લિંગન દઈને તથા કૃષ્ણની એવી એવી અનેક લીલાઓનું સ્મરણ અને મનન કર્યાથી ભક્તને એક પ્રકારની તાલીમ મળે છે અને તેથી કરીને સમય જતાં તે કૃષ્ણપ્રેમનો ભોક્તા થઈ શકે છે. યશોદાને પગલે ગયાથી કૃષ્ણ પ્રતિ વાત્સલ્ય પ્રેમ અને રાધાને માર્ગે ગયાથી માધુર્યભાવનો ભક્તના હૃદયમાં ઉદય થાય છે. કૃષ્ણલીલા કલ્પિત હોય તોપણ તેના આસ્વાદનથી આખરે કૃષ્ણ, રાધા અને તેમની વૃંદાવનની મધુર લીલાનો ભક્તને સાક્ષાત્કાર થાય છે અને પ્રભુના સાંનિધ્યથી મળતો આનંદ તે ભોગવી શકે છે.

ધર્મની તુલના તેના પાલનથી મનુષ્યના સ્વભાવ પર થતી શુભ વા અશુભ અસરથી થઈ શકે છે. જેઓ કૃષ્ણપ્રેમનું એક બિન્દુ પણ ચાખી શકયા છે (તેઓની સંખ્યા અત્યંત અલ્પ અને વિરલ છે) તેઓ હંમેશાં શાંત, સુખી, પવિત્ર અને પોતાના સ્પર્શથી બીજાને પવિત્ર કરવા સમર્થ હોય છે. તેઓમાંના એકાદના દર્શન માત્રથી નિષ્પક્ષપાતી અને સત્યશોધક નાસ્તિકોની વિચારશ્રેણીમાં અને જીવનમાં જાદુઈ અસર થાય છે. શ્રીકૃષ્ણની અથવા શ્રીગૌરાંગની લીલાના મનનથી આત્મા ઉપર જે છાપ પડે છે તેનાથી ભક્ત સર્વના ચિત્તનું હરણ કરી તેમને

આનંદમુગ્ધ કરી શકે છે. એટલા માટે ભક્તોને શાસ્ત્રમાં જંગમ તીર્થ કહ્યા છે.

અત્યાર સુધી આપણે કૃષ્ણને અને તેમની લીલાને કલ્પિત માની વિવેચન કર્યું. કદાચ તેમ હોય તોપણ શ્રીગૌરાંગની લીલા તો કલ્પિત નથીજ અને તે પણ સર્વના હૃદયમાં ઈશ્વર પ્રેમ જાગૃત કરવા સમર્થ છે. વાસ્તવિક રીતે શ્રીકૃષ્ણ ઐતિહાસિક દૃષ્ટિથી જોતાં પણ સત્ય છે. બુદ્ધ અને ક્રાઇસ્ટની પેઠે કૃષ્ણ પણ ઐતિહાસિક પુરૂષ છે. છતાં પણ તે ત્રણેની કથાઓમાં વિશ્વાસપાત્ર બાબતોની સાથે અનેક કલ્પિત, અસત્ય બાબતો મેળભેળ થએલી છે એમ વિદ્વાનોનું માનવું છે. બુદ્ધ અને ક્રાઇસ્ટની સર્વ કથાઓ માટે સત્તાવાર સાબીતીઓ નથી તેમ કૃષ્ણલીલા માટે પણ હતી નહિ. આ ખોટ શ્રીગૌરાંગે પૂરી કરી છે. તેમણે પોતાના જીવન વડે કૃષ્ણ લીલાને તથા ભગવાનના અન્ય અવતારોને સત્ય કરી બતાવ્યા છે તેમણે તે સર્વ લીલાઓ પુનઃ કરી બતાવી છે અને તેમનાં નિગૂઢ રહસ્ય પણ સમજાવ્યાં છે.

જો ગૌરાંગને પરમાત્માના અવતાર માનીએ અથવા ઈશ્વર પ્રેરિત મહાપુરૂષ માનીએ તોપણ તેમનાં વચન અને વર્તન વડે કૃષ્ણલીલાનુ સત્ય સિદ્ધ થાય છે.

શ્રીકૃષ્ણની લીલાના અંત્ય ભાગની રંગભૂમિ દ્વારિકામાં હતી. વૃન્દાવન પ્રેમભૂમિ છે, મથુરા જ્ઞાનભૂમિ છે અને દ્વારિકા કર્મભૂમિ છે પ્રેમ, જ્ઞાન અને કર્મ વડે મનુષ્ય સદ્દગતિ પામે છે. જેઓ પ્રેમભક્તિ વડે ઈશ્વરને મેળવે છે તેઓ વૃન્દાવનવાસી કહેવાય છે. યોગ, તપ, જ્ઞાન અને પૂજન વડે ઈશ્વરની પ્રાપ્તિ કરનાર લોકો મથુરાવાસીઓ છે.

કેવળ નિષ્કામ કર્મ જેવાં કે માંદાઓની સારવાર, ભૂખ્યાને અન્નદાન, અજ્ઞાનીઓને ઉપદેશ વગેરે સત્કર્મો વડે જેઓ ઈશ્વરને પામે છે તેઓ દ્વારિકાવાસી કહેવાય છે.

રાસલીલા વખતે શ્રીકૃષ્ણે કહ્યું છે કે જેઓ મને ફળની ઈચ્છાથી ભજે છે તેઓ મને નહિ પણ પોતાને ભજે છે. જો કોઈ માણસ સ્વર્ગ વગેરેની પ્રાપ્તિને માટે સત્કર્મ કરે તો પ્રભુ તેની ઈચ્છા પૂર્ણ કરે છે. જો કોઈ ચિત્ત શુદ્ધિ માટે અને આત્માની ગુપ્ત શક્તિઓની ખીલવણીને માટે યોગ વગેરે સાધના કરે તો તેની ઈચ્છા પણ પ્રભુ પૂર્ણ કરે છે પણ એ બન્ને પ્રકારના મનુષ્યો ઇશ્વરની વાંછના કરતા નથી માટે તેમને તેની પ્રાપ્તિ થતી નથી. શ્રીકૃષ્ણે કહ્યું છે કે તમે મને જે રીતે ભજશો તે રીતે હું તમને ભજીશ. મને બોલાવશો તો હું તમારી આગળ હાજર થઈશ. જો તમે મારે માટે આતુર થશો તો હું તમારે માટે થઈશ. આથી કરીને જો ઈશ્વરનીજ પ્રાપ્તિ કરવી હોય તો શુદ્ધ પ્રેમ અને ભક્તિ વિના થઈ શકતી નથી. કૃષ્ણભક્તને યોગ સિદ્ધિની, સ્વર્ગાદિ લોકની ઈચ્છા નથી. તેને તો માત્ર શ્રીકૃષ્ણના ચરણકમળનીજ ઈચ્છા છે. માટે જો જગતમાં કોઇ નિઃસ્વાર્થ ભક્તો હોય તો તે કૃષ્ણભક્તોજ છે. જે સાધુએ ચિત્તવૃત્તિને શુદ્ધ કરી છે પણ ભક્તિ કરી નથી તે સુંદર પ્રેમ શૂન્ય સ્ત્રીના જેવો છે. સ્નેહશૂન્ય સ્ત્રીને કોઈ પણ પુરૂષ હૃદયમાં સ્થાન આપી શકે નહિ. તેમ ભક્તિ વગરનો કેવળ શુષ્કજ્ઞાની અથવા કેવળ કર્મે કાંઈ ઇશ્વરને પામી શકે નહિ. હિંદુસ્થાનમાં તત્ત્વજ્ઞાન સંબંધી ઘણું લખાયું છે. બુદ્ધિની કસરત તરીકે તત્ત્વજ્ઞાન અને ન્યાય શાસ્ત્ર બહુ ઉત્તમ સાધન છે પણ ધર્મનો અર્થ જો ઇશ્વરને પ્રાપ્ત કરવાની કળા એવો જો કરીએ તો કેવળ

તત્ત્વજ્ઞાનને આધારે સ્થપાયલા ધર્મો ધર્મોજ નથી એમ કહેવું પડશે. એટલા માટે ગ્રીક શિલ્પકારોએ 'ફીલોસોફી' ની મૂર્તિને આંધળી ઘડેલી છે, બાઇબિલમાં તેને "વિફળ શાસ્ત્ર" કહેલું છે અને ગૌરાંગ પ્રભુએ પણ તેને એવુંજ ઉપનામ આપ્યું છે.

જેમ પક્ષી બે પાંખ અને પૂંછડી વડે વાયુને કાપી આકાશમાં ઉડે છે તેમ આત્મારૂપી પંખી કર્મ અને ભક્તિરૂપી પાંખો વડે અને જ્ઞાનરૂપી પૂંછડીવડે માયાના આવરણોને ભેદીને ઇશ્વર પ્રતિ પ્રયાણ કરે છે. એથી કરીને કેટલાક ભકતો પોતાના જીવનમાં કર્મ, જ્ઞાન અને ભક્તિનું વિવેકયુક્ત સંમેલન કરે છે.

# ઉપક્રમણિકા.

ચારસો વર્ષ ઉપર બંગાળા દેશમાં નવદ્વીપ નગરમાં શ્રી ગૌરાંગે જન્મ લીધો હતો. જગતમાં તે ઘણાં નામથી પ્રસિદ્ધ છે. જેમકે નિમાઇ, વિશ્વંભર, ગૌરહરિ, શ્રીગૌરાંગ, શ્રીકૃષ્ણચૈતન્ય, મહાપ્રભુ ઇત્યાદિ. હાલમાં ભાગીરથીને પશ્ચિમ કિનારે નવદ્વીપ નામે જે નગર છે તેની સામી બાજુએ તે સમયનું નવદ્વીપ હતું; વર્તમાન નવદ્વીપને તે સમયે કુલિયા કહેતા.

આ સમયમાં બંગાળાની સ્વાધીનતા લુપ્ત પ્રાય થઇ હતી. રાજ્યકર્તા મુસલમાન હતા; જો કોઇ કોઈ વેળા એકાદ બે હિન્દુ રાજા થતા તો તેમને પણ રાજ્ય લોભને લીધે અથવા સગવડની ખાતર મુસલમાન થવું પડતું. મુસલમાન ન થાય તો સેનાપતિ અથવા અન્ય અમલદાર તેને પદચ્યુત કરી શકતો. અનુક્રમે ત્રણ હિન્દુ રાજા તે સમયે કદી ગાદી ઉપર આવી શક્યા નથી.

જે સમયની વાત થાય છે તેના પહેલાં થોડાંજ વર્ષ પૂર્વે બંગાળામાં સુબુદ્ધિરાય રાજા રાજ્ય કરતો હતો. હુસેનખાં નામે એક પઠાણ તેનો અતિ પ્રિય સેવક હતો. તેને એક તળાવ ખોદાવવાની નૃપતિએ આજ્ઞા કરી. તેમાંથી તે કેટલુંક દ્રવ્ય ખાઈ ગયો. આ અપરાધ માટે રાજાએ તેને ચાબુકનો માર મરાવ્યો. આથી હુસેનખાં ક્રોધે ભરાયો અને ખટપટ કરી સુબુદ્ધિરાયને પદભ્રષ્ટ કરી પોતે

ગાદીપતિ થયો. સુબુદ્ધિરાય હુસેનખાંનો કેદી થયો. તેનો વધ કરાવવાની હુસેનખાંની સ્રીની ઇચ્છા હતી. પણ હુસેનખાંએ પોતાના અગાઉના સ્વામીનો વધ ન કરતાં તેને બળાત્કારથી મુસલમાનનું પાણી પાયું. આથી સુબુદ્ધિરાય હિન્દુ સમાજમાંથી પરિત્યક્ત થયો. ગૌડ દેશના પંડિતોએ વ્યવસ્થા કરી આપી કે તેણે ઉષ્ણ ઘૃત પીને પ્રાણ ત્યાગ કરવો એજ માત્ર પ્રાયશ્ચિત્ત છે. આ પ્રમાણે અતિ કષ્ટથી પ્રાણ ત્યાગ કરવાની પદ્ધતિથી છૂટવાને અને એથી વધારે સરળ વ્યવસ્થા મેળવવાને સુબુદ્ધિરાયે કાશી નગરીની પંડિત સમાજ નિકટ પ્રશ્ન કર્યો. તેમણે પણ તેનો તેજ નિર્ણય કર્યો. તેજ સમયે સુભાગ્યે સુબુદ્ધિરાયના સાંભળવામાં આવ્યું કે શ્રીગૌરાંગ કાશીમાં પધાર્યા છે. તેથી કોઇક સુયોગ મેળવીને તેણે તેમનાં દર્શન કર્યાં અને તેમના શ્રાચરણે પ્રણામ કર્યા. નમન કરી પોતાના પ્રાયશ્ચિત્તની વિદ્વાનોએ કેવા પ્રકારની વ્યવસ્થા આપી હતી તે પણ નિવેદન કર્યું. શ્રીગૌરાંગ પ્રભુએ કરૂણાર્દ્ર થઇ કહ્યું, "પ્રાણત્યાગ એ તમો ધર્મ છે. તમે વૃન્દાવન જાઓ. કૃષ્ણ નામ લ્યો. તમારાં ચિરકાળનાં જે જે પાપ હશે તે સઘળાં નષ્ટ થશે અને અંતે તમને શ્રીકૃષ્ણના પાદપદ્મની પ્રાપ્તિ થશે." સુબુદ્ધિરાયે પ્રભુના આદેશથી વૃન્દાવનમાં નિવાસ કર્યો.

હુસેનખાં શાહનો ખિતાબ ધારણ કરી બંગાળાનો અધિપતિ થયો. તેના તાબાનાં દરેક સ્થાનમાં અકેક કાજી હતો. સઘળા કાજીઓ પાસે લશ્કર રહેતું હતું. તેઓ ઘણું કરીને રાજવહીવટમાં લક્ષ આપતા નહિ. તેમના તાબાના હિન્દુરાજાઓ રાજકાર્યભાર કરતા. તેમની પાસેથી કર એકઠો કરી પોતાની પાસે કેટલુંક નાણું રાખી બાકીનું દ્રવ્ય ગૌડ (ગૌર) મોકલી દેતા. એટલુંજ માત્ર કાજીનું પ્રધાન કાર્ય હતું. કોઇવાર તેમને જો યુદ્ધ કરવાની

જરૂર જણાતી તો તે કાર્ય પણ તેઓ કરતા પરંતુ એવો પ્રસંગ જવલ્લેજ ઉત્પન્ન થતો. હિન્દુ રાજાઓ સઘળા પ્રકારની રાજ્ય વ્યવસ્થા પોતેજ કરી લેતા. કોઇ કલહ જાગતો અથવા ગામના કોઇ દુષ્ટ લોકને શિક્ષા કરવી પડતી તો તેવું સાધારણ કામ તો ગામલોક અંદર અંદર કરી લેતા. એવો એક કાજી પાણિહાટિ નામે ગામમાં રહેતો હતો. નવદ્વીપમાં ચાંદખાં નામે કાજી હતો તેનો નિવાસ નવદ્વીપના વેલપુખર નામે એક વિભાગમાં હતો. વળી બીજો એવો કાજી શાંતિપુરની પાસે ગંગા કિનારે રહેતો હતો. તેનું નામ મુલુક હતુ. તેનો ગોરાઇ નામે એક અમાત્ય હતો. તે મુસલમાન હોઈ હિંદુલોક તરફ ઘણો અત્યાચાર કરતો.

તે સમયના હિંદુ જમીનદારમાંના કેટલાકનાં નામ મળી આવે છે. જેમકે નવદ્વીપમાં બુદ્ધિમન્તખાં. અંબિકા કાલનાની પાસેના ગામમાં ગોવર્દ્ધનદાસ. તેની વાર્ષિક આવક બાર લાખની હતી. વર્દ્ધમાનની પાસેના કુલીન નામે ગામમાં માલાધર બસુના વંશના જમીનદાર હતા. રાજસાહીમાં ખેતુર ગામમાં કૃષ્ણાનંદ દત્ત હતા. આ સઘળા જ્ઞાતિએ કાયસ્થ હતા. અબુલ ફજલે આઇને અકબરીમાં લખ્યું છે કે "બંગાળાના સમસ્ત જમીનદારો કાયસ્થ છે. કાયસ્થ લોકો પાદશાહના વિશ્વાસ પાત્ર છે." અબુલ ફજલ તે સમયનો મુસલમાન ઇતિહાસકાર છે. તે ઉપરથી જણાય છે કે તે સમયે સઘળા જમીનદારો કાયસ્થ હતા.

જે બ્રાહ્મણો સાંસારિક કાર્ય કરતા તેઓ રાજદરબારની નોકરી કરતા. પણ સમાજમાં તેઓ કાંઇક અપદસ્થ થતા. કાયસ્થ લોક જમીનદાર હોઇ બ્રાહ્મણ કરતાં વિશેષ સન્માન પામે એવું કદી

બનતું નહિ. તે સમયે બ્રાહ્મણના માનની સીમા નહતી. કાયસ્થ લોક તેમની પાસે હાથ જોડી ઉભા રહેતા. બીજા શાહુકાર લોકની તો વાતજ ન કરવી. બ્રાહ્મણ જો તેમનું જળપાન કરતા તો તેઓ પોતાને કૃતાર્થ માનતા. બ્રાહ્મણ જો તેમને મંત્ર દીક્ષા આપે અથવા તેમનું આમંત્રણ સ્વીકારી તેમને ઘેર જાય તો જરૂર તે સમાજમાંથી પતિત થાય. તેથી એ લોક પોતપોતાના ગોર પાસેથી મંત્ર ગ્રહણ કરતા. તો પણ આ લોક પાસેથી પણ બ્રાહ્મણોને દ્રવ્યની પ્રાપ્તિ થતીજ. વિવિધ પ્રકારની ક્રિયાને બ્હાને અધ્યાપક લોક તેમની પાસેથી દ્રવ્ય મેળવી શકતા. જ્યારે ધનવાન શાહુકાર કોઇ ક્રિયા કરતો ત્યારે તે બ્રાહ્મણને ઘેર જઇ તેનું પૂજન કરતો. તેથી કરીને બ્રાહ્મણોને સાંસારિક કાર્ય કે નોકરી કરવાનું કશું પ્રયોજન રહેતું નહતું. તેઓ ઘણું કરીને વિદ્યાચર્ચા અને શાસ્ત્રચર્ચા કરતા. અન્ય જાતિના લોક તેમનું પ્રતિપાલન કરતા. તો પણ સર્વ બ્રાહ્મણો કરતાં વૈદિક બ્રાહ્મણો સુખમાં અને સ્વતંત્રાથી જીવન ગાળતા હતા. તેઓ તો નોકરી કે સાંસારિક કાર્ય લેશ પણ કરતા નહિ. માત્ર સ્વજાતિની યજમાનવૃત્તિ વડેજ તેમનો નિર્વાહ થતો. એથી કરીને એકલી સમાજમાં નહિ પણ બ્રાહ્મણ અને કાયસ્થ લોક પાસેથી પણ તેમને સન્માન મળતું. જે થોડા બ્રાહ્મણો સરકારી નોકરી કરતા તેમની અંદર બંગાળાના બાદશાહના મંત્રીઓ દબીર ખાસ અને સાકેર મલિક નામે બે ભાઇઓની હકીકત સુપ્રસિદ્ધ છે. તેઓ પાછળથી રૂપ અને સનાતન ગોસ્વામી તરીકે પ્રસિદ્ધ થયા હતા અને શ્રીગૌરાંગના પ્રેમી ભક્ત હતા. નવદ્વીપના કોટવાળોની અંદર બે જણ બ્રાહ્મણ હતા. તેઓ શુદ્ધ શ્રોત્રીય બ્રાહ્મણ; નામ જગન્નાથરાય અને માધવરાય. તેઓ જગાઇ માધાઇ નામે ઓળખાય છે.

નવદ્વીપ નગરના ઐશ્વર્યની તે સમયે સીમા ન હતી. શ્રી ચૈતન્ય ભાગવતમાં લખે છે કે એક એક ઘાટ ઉપર લાખો મનુષ્યો સ્નાન કરતાં. નગરમાં સઘળી વર્ણની વસ્તી હતી. બ્રાહ્મણ, કાયસ્થ, વૈદિક બ્રાહ્મણ વગેરે જ્ઞાતિઓ સૌ સૌના નિરાળા મોહોલ્લા બાંધી રહેતી હતી. એ પ્રમાણે એક પરૂં ગાંધીઓનું, બીજું કંસારાનું, ત્રીજું કાપડીઆનું એ પ્રમાણે પ્રત્યેક ધંધાદારી જ્ઞાતિઓનાં પરાં હતાં. એક પરામાં ગોવાળીઆનો સમૂહ રહેતો હતો. તે સમયે ગાંધીના ધંધાનું સમાજમાં ઘણું માન હતું પણ સોની લોકની પદવી ઘણી નીચી હતી. નવદ્વીપમાં તેમને સ્થાન હતું કે નહિ તે વિષે ચોક્કસ નિર્ણય થઈ શકતો નથી.

લોકોનો નિર્વાહ ઘણી સુગમતાથી ચાલતો હતો. હાલની પેઠે જિંદગીની જરૂરીઆતો તે સમયે વધી ગઈ ન હતી. માત્ર અન્ન વસ્ત્રથી સર્વને સંતોષ હતો. વિશેષે કરીને હાલની પેઠે તે સમયમાં લોકોને દિવાની ફોજદારી દાવાનો ખર્ચ ન હતો. તેમ ભારે કર પણ હતા નહિ. જેમની પાસે સંપત્તિ હતી તેઓ અતિથિ અભ્યાગત અથવા ગરીબ દુઃખી મનુષ્યોને સાહાય્ય આપવા લેશ પણ કૃપણતા કરતા નહિ. અતિથિ જેના ઘરમાંથી નિર્મૂખ જતો તેનું લોકમાં ઘણુંજ હલકું કહેવાતું. લગભગ સઘળા બ્રાહ્મણોનો ખર્ચ એકલા કાયસ્થોજ પૂરો કરતા એમ કહીએ તો ચાલે. એ પ્રમાણે હરિપુરના ગોવર્દ્ધનદાસ એકલાજ નવદ્વીપના ઘણા ખરા બ્રાહ્મણોનું પાલન કરતા હતા.

પરંતુ સર્વ કરતાં વિદ્યાના કેન્દ્રસ્થાન તરીકે નવદ્વીપનું પ્રાધાન્ય હતું. એ વાત થોડી વાર પછી કહીશું. ધર્મોપાર્જન કરવું એ ત્યાં લોકોનું પ્રધાન

કાર્ય હતું. સવાર થતાં નવદ્વીપવાસીઓ ગંગાસ્નાન કરવા જતા. ઘાટ ઉપર લોકોનાં ટોળેટોળાં પૂજા કરવા બેસતાં, અને ભાગીરથી પૂષ્પમયી થઇ જતી. સંધ્યાકાળે પણ લક્ષલક્ષ લોક ફરીથી સંધ્યા કરતા. ગંગાને કાંઠેકાંઠે માર્ગ ઉપર ફળ પુષ્પ સુશોભિત નાના પ્રકારનાં વૃક્ષોની હારની હાર રોપવામાં આવી હતી. એ વૃક્ષોની છાયામાં બેસી પંડિત લોક પરસ્પર વિદ્યાચર્ચા કરતા હતા. તે જમાનામાં અનેક લોક સંસાર ત્યાગ કરી સંન્યાસી થતા હતા, અને તીર્થ પર્યટન કુલીન લોકને માટે કર્તવ્યકર્મ મનાતું હતું. એટલે સુધી કે તીર્થ દર્શન કુલીન લોકનું એક કુલ લક્ષણ ગણાતું. વળી તીર્થયાત્રાનું કાર્ય તે સમયે ઘણું કઠિણ હતું. રસ્તા સારા નહતા. વિશેષે કરીને અંધાધુંધીને લીધે સઘળાં સ્થાનમાં ચોર લૂંટારાનો ભય હતો. હાલના લોક કરતાં તે જમાનાના લોક શરીરે સુદૃઢ, બલિષ્ઠ અને ક્લેશ સહિષ્ણુ હતા. તે વખતના બંગાળી લોક હાલના બંગાળી કરતાં અનેક ગણા બળવાન હતા. ગૃહસ્થ વર્ગમાંના ઘણા ખરા અલબત્ત યુદ્ધમાં કુશળ ન હતા કેમકે વિદ્યા અને ધર્મોપાર્જનમાં વિવૃત હોવાથી તેમને મારામારીથી કંટાળો ઉપજતો. તોપણ રસ્તા ગમે તેવા દુર્ગમ હતા છતાં ઘણા ખરા લોક તીર્થ ભ્રમણ કરતા. કષ્ટ સહન કરવાનો તેમને અભ્યાસ હતો. બે ચાર દિવસના ઉપવાસથી પણ તેમને વિશેષ કષ્ટ થતું નહિ.

બંગાળેથી જેઓ યાત્રા જતા તેઓ ઘણું કરીને દક્ષિણ હિંદુસ્તાનમાં જતા. કારણકે તે સમયે પશ્ચિમના દેશોમાં હિંદુ મુસલમાન વચ્ચે સર્વત્ર કલહ ચાલતો હતો, તેથી જવા આવવાના સઘળા માર્ગ બંધ થયા હતા. વૃન્દાવન પણ મુસલમાનોના ઉત્પાતથી જંગલમય બની ગયું હતું તેથી ત્યાં પણ ઘણું કરીને કોઈ જતું નહિ. તે

સમયે જેઓ યાત્રાએ જતા તેઓ જગન્નાથપુરીથી વિષ્ણુકાંચી, શિવકાંચી ઇત્યાદિનાં દર્શન કરી કન્યાકુમારી જતા. ત્યાંથી નાસિક, પાંડુપુર, સોરઠ, દ્વારકાં જઇ સ્વદેશ પાછા આવતા.

પૂજન અર્ચનની અંદર તમામ શ્રીમંત લોકને ઘેર દુર્ગોત્સવ થતા. બ્રાહ્મણ, કાયસ્થ, વૈદ્ય સઘળા લોક શાક્ત હતા. કોઈ કોઇ શ્રીરામચંદ્રના ઉપાસક હતા. તેમની સંખ્યા અતિ અલ્પ હતી. શ્રીમંત વર્ગમાંથી કોઇ વૈષ્ણવ ન હતા એમ કહીએ તોપણ ચાલે. એટલે સુધી કે જેઓ શ્રીમદ્ભાગવતનો પ્રેમથી પાઠ કરતા તેઓ પણ સંપૂર્ણ અંશે શ્રીકૃષ્ણને માનતા નહિ. શાહુકાર લોકમાંથી કોઈ કોઈ વૈષ્ણવ હતા ખરા પણ તેઓ તેમના ગોર પાસેથી મંત્ર ગ્રહણ કરતા અને તેમનામાં વૈષ્ણવનાં કોઈ જાતનાં વિશેષ લક્ષણ હતાં નહિ. તોપણ એક પ્રકારના કેટલાક બ્રાહ્મણો હતા. તેઓ ગોસ્વામી કહેવાતા અને વિષ્ણુમંત્ર આપતા. પૂર્વે કહેવામાં આવ્યું છે કે વૈશ્ય, શૂદ્ર ઇત્યાદિ જાતિની સ્થિતિ ઉતરતા પ્રકારની હતી તેથી તેઓ કેવા પ્રકારની ઉપાસના કરતા તથા તેમના વૈષ્ણવ ધર્મનું કેવું સ્વરૂપ હતું તે વિષે ચોક્કસ હકીકત મળી આવતી નથી.

વળી તેમાંનું એક મંડળ તંત્ર સાધન કરતું. તેમનું ઉદ્દેશ્ય યાગ યજ્ઞ મંત્ર ઇત્યાદિ ક્રિયાવડે કોઈ દેવતા અથવા ઉપદેવતાને વશ કરવાનું હતું.* તેઓ મદ્યપાન, માંસાહાર, સર્વ વર્ણ એકત્ર ભોજન ઇત્યાદિ સમાજ વિરુદ્ધ આચાર ચલાવતા હતા અને અંધારી રાત્રિએ એકાંતમાં પોતાની સાધનાનું કાર્ય કરતા.

---

* કેટલાકનું એવું માનવું છે કે તંત્ર સાધનનું ઉદ્દેશ્ય ભારતવર્ષને યવનોના અધિકારથી મુક્ત કરવાનું હતું.

અધ્યાપક લોકો સમાજના નેતા હતા. એ લોકો ઘણા પરિશ્રમથી વિદ્યા અને જ્ઞાન ઉપાર્જન કરી સમાજમાં સન્માન પામતા ખરા પણ સાથે સાથે તેમણે પણ ધર્મ ઉપરથી લગભગ આસ્થા ઉઠાવી લીધી હતી. એમનામાં પણ નૈયાયિક વિદ્વાનો સર્વના ઉપર સ્વામિત્વ ભોગવતા હતા. તેઓ અગાધ વિદ્યાના બળથી, બુદ્ધિના ચાતુર્યથી, તર્કની છટાથી અને વાકૂજાળથી આખા દેશને સ્તંભિત કરી શક્યા હતા. ખેદની વાત એટલીજ હતી કે ધર્મ ઉપર તેમની અંતરની શ્રદ્ધા લેશ પણ હતી નહિ.

જે સમયની વાત ચાલે છે તે સમયમાં નવદ્વીપ આખા ભરત ખંડમાં ન્યાય શાસ્ત્રની ચર્ચા માટે કીર્તિવંત થયું હતું.* એ ન્યાય શાસ્ત્ર પ્રથમ નવદ્વીપમાં હતું નહિ. તેની ખીલવણી મિથિલા શહેરમાં થઈ હતી. ન્યાય શાસ્ત્ર શીખવા માટે નવદ્વીપ અને બીજાં સ્થાનના વિદ્યાર્થીઓને મિથિલા જવું પડતું. મિથિલાના પંડિતો ગૌડ દેશના (બંગાળા) વિદ્યાર્થીઓની બુદ્ધિની તીક્ષ્ણતા જોઇ હંમેશાં સશંકિત રહેતા. તેઓ સારી પેઠે સમજી ગયા હતા કે ગૌડ દેશના વિદ્વાનો કોઈ કાળે તેમનું ન્યાય શાસ્ત્ર સંબંધી આધિપત્ય નષ્ટ કરશે. તે આધિપત્ય સાચવવા માટે તેઓ કોઇ પણ ગૌડીય શિષ્યને ન્યાયનું એક પણ પુસ્તક સાથે લઇ જવા દેતા નહિ. તેથી પુસ્તકના અભાવે નવદ્વીપમાં ન્યાયની પાઠશાળા ચાલી શકતી નહિ.

આની પૂર્વેની એક કથા શ્રવણ કરો. સૌથી પ્રથમ રામભદ્ર ભટ્ટાચાર્યે નવદ્વીપમાં એક સામાન્ય પ્રકારની ન્યાયની પાઠશાળા સ્થાપી.

---

* હાલ પણ નવદ્વીપ (નદીઆ) સંસ્કૃત જ્ઞાન માટે પ્રતિષ્ઠિત છે.

નવદ્વીપમાં તેના સમકાલીન અધ્યાપકોમાં સર્વથી પ્રધાન બે પંડિતનાં નામ પ્રસિદ્ધ છે. એક મહેશ્વર વિશારદ અને બીજા નીલાંબર ચક્રવર્તી. નીલાંબર ચક્રવર્તી શ્રી ગૌરાંગના માતામહ. વિશારદનું ઘર નવદ્વીપમાં વિદ્યાનગરમાં હતું. તેને બે પુત્રો હતા—સાર્વભૌમ અને વાચસ્પતિ. એ બેઉ જણે રામભદ્રની પાઠશાળામાં ન્યાયશાસ્ત્રનો અભ્યાસ આરંભ્યો હતો. જેવી વિશારદની બુદ્ધિ સતેજ હતી તેવી તેના બે પુત્રોની પણ હતી. તોપણ સાર્વભૌમ (એનું ખરૂં નામ વાસુદેવ હતું) જેવો બુદ્ધિમાન તે સમયે ભરતખંડમાં કોઇ હતો નહિ. રામભદ્ર ન્યાય શીખવતા પણ પુસ્તકને અભાવે પદેપદે સ્ખલન થતું. આ જોઇને અને અભ્યાસમાં પુસ્તકને અભાવે પડતાં વિઘ્નો જોઇને વાસુદેવે મનમાંને મનમાં એક સંકલ્પ ઘડ્યો. તે એ હતો કે ગમે તેમ કરીને મિથિલાથી નવદ્વીપમાં ન્યાયનું પુસ્તક લઇ આવવું. એવો નિશ્ચય કરીને અને અભ્યાસ સંપૂર્ણ કરવાની ઇચ્છાથી વાસુદેવ મિથિલા ગયો. કેટલોક સમય વીત્યા પછી ન્યાયનો બૃહત્ ગ્રંથ કંઠસ્થ કરી વાસુદેવ સાર્વભૌમ નવદ્વીપ પાછો આવ્યો. આ અમાનુષિક વ્યાપારને લીધે સમસ્ત બંગદેશ વાસુદેવથી ઉપકૃત થયો. ત્યાર પછી તેણે નવદ્વીપમાં ન્યાયની પ્રથમ પાઠશાળા સ્થાપિત કરી.

આ રીતે વાસુદેવ સાર્વભૌમે ન્યાયશાસ્ત્રને નવદ્વીપમાં આણ્યા પછી મિથિલાનું આધિપત્ય તૂટી નવદ્વીપનું થયું. સાર્વભૌમની કીર્તિ સમસ્ત ભરતખંડમાં પ્રસરી ગઇ, તેથી તેની પાઠશાળામાં વિદ્યાર્થીઓનાં ઝુંડનાં ઝુંડ આવવા લાગ્યાં અને તેમનાથી નવદ્વીપ ભરાઇ જવા લાગ્યું. આ નિમિત્તથી નવદ્વીપના સૌભાગ્યની અનેકધા વૃદ્ધિ થઇ.

પ્રથમ કહી ગયા છીએ કે નવદ્વીપનો ઉત્કર્ષ વાણિજ્યસ્થાન કે રાજધાની હોવાથી ન હતો. સર્વ દેશમાં નગરની ઉત્પત્તિ થવાનાં

ઉપરનાં બેજ કારણો હોય છે. પણ નવદ્વીપમાં વ્યાપારનો ઝાઝો વિસ્તાર ન હતો. તેમ રાજધાની પણ ત્યાં ન હતી. નવદ્વીપનો વ્યાપાર કેવળ વિદ્યાનો વ્યાપાર હતો. ત્યાંના ઉંચી જ્ઞાતિના સર્વ લોક વિદ્યાના રસથી એકદમ ઉન્મત્ત બની ગયા હતા. વૃદ્ધ, બાળક, સ્ત્રી પુરુષ સર્વે શાસ્ત્રાલાપ સિવાય અન્ય કાર્યમાં લક્ષ આપતાં નહિ.

તે સમયે નવદ્વીપની જે અવસ્થા હતી તેવી કોઈ ઠેકાણે કોઇ પણ યુગમાં હતી નહિ. કેટલાંક નગર કોઈ કોઈ વાર યુદ્ધને લીધે ઉન્મત્ત થાય છે; વળી કેટલાંક શહેર ધનોપાર્જનનો કોઇ નૂતન માર્ગ જોઈ ઉન્મત્ત થાય છે; કોઇ ધાર્મિક, રાજનૈતિક કે સામાજિક પરિવર્તનથી ઉન્મત્ત થાય છે પણ નવદ્વીપની ઉન્મત્તતા વિદ્યાને લીધે હતી ઉચ્ચવર્ણના લોકો સામાન્ય વ્યવહારિક કાર્યનો વિચાર પણ કરતા નહિ. સર્વનું માનવું એવું હતું કે વિદ્યા પ્રાપ્ત કરવી એજ જીવ માત્રનું પ્રધાન કાર્ય છે. જે પંડિત થયો તેજ જીવ્યો—તેનુંજ જીવન સાર્થક. જે પંડિત તેજ મનુષ્ય, તેજ રૂપવાન, તેજ કુલીન અને તેજ સુખી.

પાંચ વર્ષથી બાળકના વિદ્યાભ્યાસનો પ્રારંભ થતો. માતાની એક માત્ર ઇચ્છા એ હતી કે પુત્ર પંડિત થાય; પિતાની હોય તેમાં તો આશ્ચર્ય નથી. જેમને પુત્રીઓ હતી તેઓ પંડિત જમાઇને કન્યાદાન આપવાની અભિલાષા રાખતા. શ્રીમંત લોકો વિદ્વાનોનું પ્રતિપાલન કરવામાં ધન ખર્ચતા. વિદ્વાન રસ્તે જતો હોય તો બીજા લોક બાજુએ ખસી જઇ તેને માર્ગ આપતા. એ પ્રમાણે સહસ્ર સહસ્ર વિદ્વાનો વિદ્યાની અવિરત ચર્ચા કરતા હતા તેથી નવદ્વીપની આકૃતિ પ્રકૃતિ બીજાં શહેરથી કેવળ જૂદાજ પ્રકારની બની ગઇ હતી. સ્ત્રી વર્ગ પણ પાટ

ઉપર શાસ્ત્રચર્ચા ચલાવતો; બાળકો ઠેકાણે ઠેકાણે વિદ્યાયુદ્ધો મચાવતાં; અને વિદ્યાર્થીઓ નવદ્વીપમાં એક પ્રકારનો અધિકાર ચલાવતા. તેમનાં ટોળેટોળાં નગરમાં ભ્રમણ કરતાં. ગંગા કિનારે મંડળીઓ બાંધી હજારો વિદ્યાર્થીઓ ઠેકાણે ઠેકાણે વિદ્યાચર્ચા ચલાવતા. અનેક સ્થાનથી સંખ્યાબંધ વિદ્યાર્થીઓ નગરમાં પ્રવેશ કરતા. સર્વના ડાબા હાથમાં પુસ્તક જોવામાં આવતું. પુસ્તક સાથે રાખ્યા વગર કદી કોઇ વિદ્યાર્થી બહાર જતો નહિ. પુસ્તક તેમનું ભૂષણ, સંગી, બન્ધુ અને બળ હતું.

પ્રત્યેક શેરીમાં પાઠશાળા હતી. પ્રત્યેક પાઠશાળામાં સહસ્ત્ર સહસ્ત્ર વિદ્યાર્થી અભ્યાસ કરતા. સ્નાન વેળાએ ઘાટ ઉપર જ્યાં નજર નાંખીએ ત્યાં વિદ્યાર્થી વિદ્યાર્થી, અને વિદ્યાચર્ચા અને તર્ક યુદ્ધો. એક અધ્યાપકના શિષ્યો અન્ય અધ્યાપકના શિષ્યો સાથે વિવાદ મચાવતા. કોઇ કોઇ વાર મારામારી પણ થતી અને પરાજય પામેલા વિદ્યાર્થીઓ નદી તરી જઇ પલાયન કરતા. સ્નાન વેળા વિદ્યાર્થીઓની મસ્તીથી ભાગીરથી કર્દમમય બની જતી.

ઘણા લોક નવદ્વીપમાં આવી વસ્યા હતા. કોઇ પુત્રના અભ્યાસ માટે આવતા. કોઈ વિદ્યા ચર્ચા કરવા કે જોવા આવતા કોઇ પ્રખ્યાત પંડિતની મુલાકાતે આવતા. નવદ્વીપમાં ભણ્યા વગર વિદ્યાની સમાપ્તિ થતી ન હતી.

વળી બીજા દેશના જે પંડિતો હતા તેઓ પરીક્ષા આપવા માટે અથવા દંભ કરી જય લાભ કરવા નવદ્વીપમાં આવતા. તેવે પ્રસંગે નગરમાં કોલાહલ મચી રહેતો. વિદ્યા એજ નવદ્વીપનો ઉત્સવ અને આનંદ હતો.

આવા પ્રકારની જે સમયે નવદ્વીપની સ્થિતિ હતી તે સમયે વાસુદેવ સાર્વભૌમે ત્યાં ન્યાયની પાઠશાળા સ્થાપિત કરી. પ્રભુનો એક એવો નિયમ છે કે તેની પાસે જે પદાર્થ એકાન્ત મનથી માગીએ તો તે પદાર્થ આપણને અવશ્ય મળે છે. નવદ્વીપના લોકો જ્યારે વિદ્યાનાજ ચિંત્વનમાં દિવસ રાત્રિ ગાળવા લાગ્યા ત્યારે વિદ્યા શીખવનાર વિદ્વાનોની પણ ત્યાં સૃષ્ટિ થવા લાગી. તેથી જ્યારે સાર્વભૌમે પાઠશાળાનો આરંભ કર્યો, ત્યારે રઘુનાથ, રઘુનંદન, કૃષ્ણાનંદ વગેરે ભવિષ્યના મહા સમર્થ નૈયાયિકો તેની પાઠશાળામાં અભ્યાસ કરવા આવ્યા. રઘુનાથે પછી **દિધીતિ** નામે ગ્રંથ રચ્યો. એનો જેવો ન્યાય શાસ્ત્રનો ગ્રંથ જગતમાં બીજો નથી અને રઘુનાથ જેવો નૈયાયિક પણ જગત્‌માં બીજો ઉત્પન્ન થયો નથી.

આ સઘળા વિદ્વાનો જગતમાં ચિરકાળ સુધી પૂજાશે. એવા પંડિતો બંગદેશમાં પણ પૂર્વે થયા ન હતા. તેઓ જે કીર્તિ સ્થાપન કરી ગયા છે તે અદ્યાપિ દેદીપ્યમાન રહી છે, અને જ્યાં સુધી સંસ્કૃત ભાષા રહેશે ત્યાં સુધી એ કીર્તિ અચળ રહેવાનીજ. તેઓ નવદ્વીપના, બંગાળાના અને ભરતખંડના ભૂષણ રૂપ છે. એમનામાં કોણ મોટો, કોણ નાનો એનો વિચાર કરવો કઠિણ અને નિષ્પ્રયોજન છે. એ સમયમાં આવા તેજસ્વી શિષ્યોથી પરિવેષ્ટિત સાર્વભૌમ વિરાજતો હતો.

આ પાઠશાળામાં થોડો વખત એક વિદ્યાર્થી અભ્યાસ કરતો હતો. ઉપરોક્ત સઘળા જગવિખ્યાત વિદ્યાર્થીઓ તેનાથી ડરતા. તેની પાસે તેમની બધાની પ્રતિભા લુપ્ત થતી. તે વિદ્યાર્થીનું નામ નિમાઈ હતું. તેનીજ કથા આ ગ્રંથમાં લખાય છે.

આ પ્રમાણે વાસુદેવ દ્વારા નવદ્વીપમાં ન્યાયની નવી સૃષ્ટિ થઈ ખરી પણ તેનાથી વધારે સમય ત્યાં રહી શકાયું નહિ. તે સમયે ઓઢિઆનો સ્વતંત્ર નૃપતિ પ્રતાપરૂદ્ર ગજપતિ હતો. તેના પ્રતાપશાળી બાહુના ભયથી મુસલમાન સૈન્ય તેના સુવિસ્તૃત રાજ્યમાં પ્રવેશ કરી શકતું ન હતું. તેણે સાર્વભૌમની કીર્તિ સાંભળી ત્યારે ઘણા સન્માન પૂર્વક તેને આમંત્રણ કર્યું અને પોતાના રાજ્યમાં પાઠશાળા ચલાવવાની આજ્ઞા કરી તથા સારૂં વેતન પણ ઠરાવી આપ્યું. ત્યારથી સાર્વભૌમની પાઠશાળા નીલાચલપુરીમાં ગઇ. તોપણ નવદ્વીપમાં તેના જવાથી ભારે ખોટ ન પડી. કેમકે સાર્વભૌમ જાતે ગયો પણ રઘુનાથ, રઘુનંદન, ભવાનંદ અને સાર્વભૌમનો ભાઇ વાચસ્પતિ રહ્યા હતા. સાર્વભૌમ નીલાચલ ગયો છે એ વાત સાંભળીને ભરતખંડના બીજાં શહેરોમાંથી વિદ્યાર્થીઓ ત્યાં જવા લાગ્યા. તે ન્યાય શાસ્ત્ર એકલાનોજ અધ્યાપક ન હતો પણ વેદ, વેદાન્ત વગેરે દંડી સંન્યાસીઓને ઉપયોગી વિષયો ઉપર વ્યાખ્યાન કરતો તેથી હજારો સંન્યાસીઓ પણ તેના શિષ્ય થયા હતા.

એ સાર્વભૌમના સહાધ્યાયી જગન્નાથ મિશ્ર નામે એક વૈદિક બ્રાહ્મણ હતા. તેમના પિતાનું નામ ઉપેન્દ્ર મિશ્ર હતું ઢાકાની દક્ષિણે શ્રીહટ્ટ ગામમાં તેમનું વતન હતું. ઉપેન્દ્ર મિશ્રને સાત પુત્રો હતા. જગન્નાથ તેમાં ત્રીજા હતા. એ જગન્નાથ નવદ્વીપમાં વિદ્યાધ્યયન કરવા આવ્યા હતા, અને પરમ પંડિત બન્યા હતા. સૌન્દર્યમાં અદ્વિતીય હોવાથી સર્વનું ધ્યાન ખેંચતા હતા. એટલુંજ નહિ પણ ઉત્તમ કુલોત્પન્ન હતા. પૂર્વે કહી ગયા છીએ કે સાર્વભૌમના પિતા વિશારદ, રામભદ્ર ભટ્ટાચાર્ય અને પંડિત નીલાંબર ચક્રવર્તી ત્રણ સમકાલીન હતા. એ

નીલાંબરને બે પુત્ર અને બે પુત્રી હતી. જયેષ્ઠ કન્યાનું નામ શચી દેવી હતું. જગન્નાથનાં રૂપ, ગુણ, વિદ્યા ઇત્યાદિ જોઇને શચી દેવીનું લગ્ન તેમની સાથે કર્યું. તે સમયે જગન્નાથને પાંડિત્યને લીધે પુરંદરની પદવી પ્રાપ્ત થઇ હતી. તેમણે નીલાંબર ચક્રવર્તીની કન્યા સાથે વિવાહ કર્યા પછી નવદ્વીપની જે શેરીમાં શ્રીહટ્ટના અન્ય લોક રહેતા હતા ત્યાં ઘર રાખી પત્ની સાથે સંસાર યાત્રાનો પ્રારંભ કર્યો. એ જગન્નાથ અને શચી દેવી આપણા નિમાઇનાં માતા પિતા હતાં. નીલાંબરની કનિષ્ઠ પુત્રીનું લગ્ન ચંદ્રશેખર આચાર્યરત્ન સાથે થયું. તેમણે પણ જગન્નાથ મિશ્રની શેરીમાંજ નિવાસ કર્યો.

વિવાહ કર્યા પછી જગન્નાથ મિશ્ર શ્રીહટ્ટ ગયા નહિ નિર્ધન છતાં પણ તેમનો સંસાર અનાયાસે ચાલતો. જગન્નાથને ઉપરાઉપરી આઠ કન્યાઓ થઇ. ત્યાર પછી એક પુત્ર થયો. તેનું નામ વિશ્વરૂપ પાડયું. દંપતીનું સર્વસ્વ ધન એ પુત્ર જ હતો. વિશ્વરૂપ રૂપે ગુણે અનુપમ હતો. જ્યારે એ પુત્રનું વય આશરે આઠ વર્ષનું હતું ત્યારે જગન્નાથને તેમનાં માતા પિતાએ તેમની પાસે આવવાની આજ્ઞા કરી. તેમણે સ્ત્રી અને પુત્રને તેડીને ત્વરાથી આવવાનું લખ્યું હતું. પિતા માતાનો આવો પત્ર મળ્યો અને શચી દેવી પણ સાસુ સસરાને જોવાને ઉત્સુક હતાં તેથી તેમણે શ્રીહટ્ટ પ્રતિ પ્રયાણ કર્યું અને કેટલેક કાળે તેઓ ત્યાં આવી પહોચ્યાં.

એ બંગ સંવત ૧૪૦૬ નું વૃત્તાન્ત. એજ વર્ષના માઘ માસમાં શચીદેવીએ પુનઃ ગર્ભ ધારણ કર્યો. તે સમયે વિશ્વરૂપનું વય નવ કે દશ વર્ષનું હતું. કોઇ કોઈ ગ્રંથમાં એવું લખ્યું છે કે નવદ્વીપમાં પાછા જવાની જગન્નાથની ઇચ્છા ન હતી પરંતુ તેમની મા શોભા

દેવીની આજ્ઞાથી તે સ્ત્રી પુત્રને લઇ નવદ્વીપ પાછા આવ્યા. શોભા-દેવીને રાત્રે સ્વપનામાં કોઈ મહાપુરૂષે કહ્યું કે તમારી પુત્રવધુના ગ-ર્ભમાં શ્રીભગવાને પોતે પ્રવેશ કર્યો છે માટે તેને જલ્દી નવદ્વીપ મોકલી દેવી. આ ઉપરથી શોભા દેવીએ જગન્નાથ મિશ્રને નવદ્વીપ જવાની આજ્ઞા કરી હશે.

દશેરાના સમયમાં ગંગા સ્નાન કરવા જનાર યાત્રાળુની સોબ-તમાં જગન્નાથ સ્ત્રી પુત્ર સહિત નવદ્વીપ પોતાને ઘેર આવ્યા. શચીને ગર્ભ રહ્યાને દશ માસ પૂરા થયા તોપણ તેને પ્રસવ થયો નહિ. એમ કરતાં કરતાં અગીઆરમો માસ પણ પૂરો થયો. માઘ માસમાં ગર્ભ-ધારણ કર્યો હતો તે બીજો માઘ આવી ગયો તોપણ પુત્ર કે પુત્રીનો પ્રસવ થયો નહિ. ફાલ્ગુન માસ બેઠો. જગન્નાથે ચિન્તાયુક્ત થઈ પોતાના શ્વશુર નીલાંબર ચક્રવર્તીને બોલાવવા મોકલ્યું. તે પ્રખ્યાત જ્યોતિષી હતા. તેમણે ગણના કરી કહ્યું કે થોડાજ સમયમાં શચીને પ્રસવ થશે એટલુંજ નહિ પણ તેને પેટે કોઇ મહાપુરૂષ જન્મ ગ્રહણ કરશે. આ કથા સાંભળી સર્વ સ્થિર થયાં. જે સમયે શ્રીગૌરાંગ મહા પ્રભુ પૃથ્વી ઉપર અવતીર્ણ થયા હતા તે સમય અને મુહૂર્ત જ્યોતિષ શાસ્ત્રની દ્રષ્ટિએ અતિ વિરલ અને દુર્ઘટ શુભ સંયોગ યુક્ત છે. કેટલાક જ્યોતિષીઓ તો એમની જન્મ પત્રિકાને આધારે જ્યોતિષ શાસ્ત્રની સત્યતા સિદ્ધ કરવાનો પણ યત્ન કરે છે.

# અધ્યાય ૧ લો.

## બાળ લીલા.

બંગ સંવત ૧૪૦૭ (ઈ૦ સ૦ ૧૪૮૬) ના વર્ષમાં પવિત્ર ભાગીરથી તીરે, વિદ્વાનોથી સુશોભિત થએલા નવદ્વીપ નગરમાં, મનોહર ફાલ્ગુન માસમાં, નિર્મલ પૂર્ણિમાની રાત્રીએ, શ્રીગૌરાંગ દેવ પૃથ્વી ઉપર અવતીર્ણ થયા. એક પાસે સંધ્યા સમયે પૂર્વ દિશાએ સુવર્ણની થાળી સમાન ચંદ્ર ઉદય પામ્યો હતો. બીજી પાસે સિંહ રાશિમાં પૂર્વ ફલ્ગુની નક્ષત્રમાં શ્રીગૌરાંગ માતૃગર્ભમાંથી ભૂમિષ્ઠ થયા. તેજ સમયે વળી ચંદ્રગ્રહણ થયું તેથી નવદ્વીપ નગરમાં સર્વ સ્થળે હરિધ્વની મચી રહ્યો. ગૌર ભકતો આ સર્વ ઘટના વિષે નાના પ્રકારના તર્ક કરે છે. શ્રીપાદ કવિ કર્ણપૂર કહે છે કે ચંદ્રગ્રહણનું અન્ય કાંઇ પ્રયોજન હતું નહિ. પણ વિધિએ જોયું કે જ્યારે અકલંક ચંદ્રસ્વરૂપ શ્રીગૌરાંગનો ઉદય થયો ત્યારે સકલંક ચંદ્રનું પ્રયોજન નથી. એમ સમજાવવાના હેતુથી વિધિની ઇચ્છાથી રાહુએ ચંદ્રને ગ્રસ્યો. વળી બીજા કેટલાક એવું કહે છે કે શ્રીગૌરાંગ અવતીર્ણ થયા છે એ મહા વૃત્તાન્તની ઘોષણા કરવાના હેતુથી ગ્રહણ થયું, એટલે કે ગ્રહણ થવાથી સર્વ લોક હરિધ્વનિ કરે. એટલું તો સત્ય છે કે શ્રીગૌરાંગ અવતીર્ણ થયા ત્યારે સઘળા નવદ્વીપવાસીઓ પ્રફુલ્લ અંતઃકરણથી હરિધ્વનિ કરવા લાગ્યા. ગૌરાંગદેવ હરિધ્વનિ સહિત અવતીર્ણ થયા એમાં તો કશો સંદેહ નથી.

જે નગરના લોક કેવળ વિદ્યા વિદ્યા કરી ઉન્મત્ત થયા હતા, જે નગરમાં અત્યંત તીક્ષ્ણ બુદ્ધિસંપન્ન પંડિત લોક વિરાજમાન

હતા, જેઓ ન્યાય શાસ્ત્ર વડે પરમેશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરતા અને વળી જેના વડે ખંડન કરતા, તે નગરમાં, તે સમાજમાં અને તે તર્ક તરંગની વચમાં શ્રીગૌરાંગ પ્રકટ થયા. આ ઉપરથી ગૌરાંગ ભક્તોના મનમાં વિવિધ પ્રકારના ભાવ ઉત્પન્ન થાય છે. કોઇ કોઈ ભક્તો એવો તર્ક કરે છે કે વિદ્યાનું અંતિમ ફળ શું છે તે બતાવવાને માટે વિદ્યાના ફળ સ્વરૂપ પોતે શ્રીગૌરાંગ દેવ પ્રાદુર્ભૂત થયા. મૂર્ખ લોકને સમજાવી પોતાના પક્ષમાં લીધા એમાં શી મહત્વની વાત હતી એવું પાછળથી કહેવાનો કોઇને પણ અવકાશ ન રહે માટે સાર્વભૌમના સમયને યોગ્ય સમય સમજી શ્રીભગવાન પ્રકટ થયા એવું પણ કેટલાકનું માનવું છે. જેઓ અતિ પ્રખર બુદ્ધિમાન લોક, જેમની બુદ્ધિ સૂક્ષ્મથી સૂક્ષ્મ, તર્ક શાસ્ત્ર ભણીને સ્વાભાવિક રીતે પોતે સર્વોત્તમ સ્થાન પ્રાપ્ત કર્યું છે એવું જેઓ માનતા હતા, ટૂંકામાં શ્રીભગવાનનું આધિપત્ય પણ જેઓ સ્વીકારતા નહિ તેઓ એક પ્રકારના બ્રહ્મરાક્ષસો હતા. તેમના ભયથી દેવતાઓ પણ કંપતા હતા. જ્યારે હિરણ્યકશિપુએ પોતાના દૈત્યભાવથી જગતને સ્વાધીન કર્યું હતું, જ્યારે જગતમાં જે કાંઇ શુભ હતું તે સંતાઇ ગયું હતું, ત્યારે શ્રીભગવાન નૃસિંહરૂપે નિડરપણે અવતીર્ણ થયા તેજ પ્રમાણે જ્યારે સર્વથી બુદ્ધિમાન નૈયાયિક રઘુનાથ વિરાજમાન હતો તે સમયને યોગ્ય માની શ્રીભગવાન ધર્મની પુનઃ સંસ્થાપના કરવા પ્રકટ થાય એ સ્વાભાવિક છે. આ સઘળી નિગૂઢ બાબત આપણે ક્ષુદ્ર જીવો શી રીતે સમજી શકીએ?

જગન્નાથ મિશ્રના આંગણામાં એક મોટું લીંબડાનું વૃક્ષ હતું. તેની છાયામાં શચી દેવીનું સૂતિકાગૃહ નિર્માણ થયું હતું. ત્યાં શ્રી ગૌરાંગ ભૂમિષ્ઠ થયા હતા. ધાત્રીએ જોયું તો બાળકમાં જીવનનાં

ચિહ્ન લેશ માત્ર પણ ન હતાં. ત્યારે તેને સચેતન કરવા માટે વિવિધ પ્રકારના યત્ન કર્યા. થોડીવાર પછી બાળકે શ્વાસોચ્છ્વાસ લેવા માંડયા. તેથી સર્વેને આનંદ થયો. તેનું શરીર હોવું જોઇએ તે કરતાં કાંઇક મોટું હતું. કારણકે માતૃગર્ભમાં તેર માસ સુધી તેનું વધવું થયું હતું. વર્ણ કેવળ સુવર્ણ જેવો હતો.

આગળ કહેવામાં આવ્યું છે કે જે શેરીમાં શ્રીહટ્ટના લોકોનો નિવાસ હતો તેજ શેરીમાં જગન્નાથ મિશ્રે ઘર લીધું હતું. એમના પાડોશમાં મુરારિ ગુપ્ત નામે એક વૈદ્ય રહેતા હતા. શ્રીગૌરાંગના જન્મ વખતે મુરારિ ગુપ્તનું વય આશરે પંદર વર્ષનું હતું. એ મુરારિએ શ્રીગૌરાંગની બાળલીલા લખી છે તેને 'મુરારિ ગુપ્તના કડચા' કહે છે. અનંત સંહિતા પણ અતિ વિશ્વાસપાત્ર ગ્રંથ છે. તેમાં અને મુરારિના કડચામાં શ્રીગૌરાંગની આદિ લીલા લખેલી છે. જગન્નાથ મિશ્રે પુત્રનું નામ વિશ્વંભર રાખ્યું. એજ નામથી એમના મિત્રો અને વડીલજનો એમને બોલાવતા. પણ તેમનાં માતા નિમાઇ કહેતાં. તરુણ વયમાં નવદ્વીપમાં તેમને બધા નિમાઇ પંડિત નામથી ઓળખતા. પોતાનું સૂતિકાગૃહ લીંબડાના ઝાડ નીચે હતું તે ઉપરથી શચીદેવીએ એ નામ રાખ્યું હતું. લીંબડો કડવો હોય છે તેથી એ નામધારી પુત્ર પણ યમને કડવો લાગે અને તેથી દીર્ઘાયુ થાય એવો આ નામ પાડવાનો હેતુ હતો. પણ આ બાબત મહત્વની નથી. ઉપવીત સમયે તેમનું નામ "ગૌરહરિ" પડયું. તેનું વૃત્તાન્ત હવે પછી આવશે. તેમના ભક્તો તેમને "શ્રીગૌરાંગ" અથવા કેવળ "ગૌર" કહેતા. વાંચનારને બીજો ભાગ વાંચતાં જણાશે કે તેમનું છેલ્લું નામ શ્રીકૃષ્ણ ચૈતન્ય હતું.

શચી અને જગન્નાથ આ બાળકનું પ્રતિપાલન કરવા લાગ્યાં. તેની આકૃતિ અને પ્રકૃતિ સામાન્ય બાળક જેવી ન હતી. પ્રથમ તો વયના પ્રમાણમાં શરીર ઘણું કદાવર હતું. તેમાંવ્યાધિનો અંશ સરખો પણ ન હતો. અને બાળક એવું બળવાન અને તોફાની હતું કે સ્ત્રીઓ તેને સહેલાઈથી ખોળે બેસાડી શકતી નહિ. એ બધા કરતાં તેની એક પ્રકૃતિ જોઇ સર્વ સાનંદાશ્ચર્ય પામતાં. બાળસ્વભાવથી જ્યારે શ્રીગૌરાંગ રૂદન કરતા ત્યારે હરિનામ સાંભળતાંજ શાંત થતા. આંગણામાં કોઇ સ્ત્રી નિમાઇને ખોળે લઇને બેઠી હોય અને શચી દેવી ઘરમાં રસોઇ કરતાં હોય એવામાં નિમાઇ રોવા માંડે કોઇ પણ ઉપાયે તે રીઝે નહિ. શચી દેવી કહે, "તમે હરિ હરિ બોલો એટલે હમણાં એ છાનો રહી જશે." ખરેખર થતું પણ તેમજ. રડતું બાળક જેમ સિતારનો રણત્કાર સાંભળી ચૂપ થાય છે તેમ રડતા નિમાઇ હરિધ્વનિ સાંભળી ચૂપ થતા. ઘુંટણીઆં કહાડતાં આવડયાં એટલે ખોળામાંથી સરી જઇ સપાટાબંધ ઘુંટણીએ દોડી જતા. એમનાં માતાનું લક્ષ ન હોય તો કયાં જાય તેનું ઠેકાણું નહિ. એટલા માટે નિમાઈને આંગણાંમાં છૂટા મૂકયા પછી તેમના તરફ પ્રતિક્ષણે ધ્યાન આપવું પડતું. તોપણ કોઇ કોઇ વાર બધાંની નજર ચુકાવી આંગણામાંથી રાજમાર્ગ ઉપર નીકળી જતા, અથવા તો નદીના ઘાટ તરફ દોડી જતા. કોઇ પકડવા પાછળ આવે છે એમ જોતા ત્યારે તો બમણા વેગથી દોડતા. નિમાઇ જ્યારે આ પ્રમાણે ઘુંટણીએ દોડતા ત્યારે એક અપૂર્વ શોભાયમાન દેખાવ થઇ રહેતો. એ શોભા નિહાળવા શચી દેવી તેમને આંગણામાં છૂટા મૂકતાં અને પોતાની પાડોશણો સાથે ચિત્રમાં આલેખેલી પૂતળીની પેઠે સ્થિર ઉભાં

રહી આ અપૂર્વ સૌન્દર્યપૂર્ણ લીલા નિહાળતાં. શ્રીગૌરાંગ પ્રભુનો સમકાલીન ભક્ત કવિ વાસુદેવ ઘોષ એ લીલારસને નીચેની કવિતામાં ઉતારે છેઃ—

> એક મુખે ના ગવાય, ગૌર મધુર લીલા;
> ઘુંટણીએ નાસે પ્રભુ, હાસે શચી માતા.
> મુખથી ઝરે લાલા બિન્દુ, વદન મનોહર;
> પકવ બિંબ તુલ્ય શોભે, સુંદર અધર.

જ્યારે નિમાઇને ચાલતાં આવડયું ત્યારે તેમને માટે જગન્નાથ, શચીદેવી, વિશ્વરૂપ અને અન્ય સંબંધીઓને ઘણી ચિન્તા ઉત્પન્ન થઇ કોઈ કોઇવાર નિમાઇ ઘર બહાર નાસી જશે અને વિશાળ નગરમાં ખોવાઇ જશે એ તેમને બ્હીક હતી. એક વેળા નિમાઇએ ન્હાનું સર્પનું બચ્ચું પકડયું તે દિવસથી તેમને કોઇ એકલા ધીરતું નહિ. વળી એકવાર એવાજ પ્રકારની એક બીજી વિપત્તિ તેમના ઉપર પડી.

એક દિવસ મેઘમાળી નામના ચોરે તેમને રાજમાર્ગમાં સુવર્ણના અલંકારયુકત તદ્દન એકલા ઉભેલા જોયા. ઘરેણાંની લાલચે તેણે નિમાઇને ખાંધે મૂકી ચાલવા માંડયું. ઘરનાં માણસોએ તેમને આંગણામાં ન જોઇ ચારે દિશામાં શોધ કરવા માંડી. હજારો લોક માર્ગમાં ચાલ્યા જાય છે ત્યાં કોણ કોની પરવા રાખે ? નિમાઇનો પત્તો ન મળવાથી સઘળાં સ્વજન ચિન્તા સાગરમાં નિમગ્ન થઈ ગયાં હતાં એવામાં તે ઘરમાં દોડતા દોડતા આવી પિતાને વળગી પડયા. બધાંના સવાલના ઉત્તરમાં તેમણે કહ્યું કે કોઇ એક જણ મને ઉપાડી ગયો અને થોડી વાર શહેરમાં ફેરવી

મને પાછો ઘર આગળ મૂકી ગયો. હવે એ મેષમાળીનું વૃત્તાન્ત સાંભળો. નિમાઇને ખાંધે બેસાડતાંજ ચોરને તેના ઉપર સ્નેહ ઉત્પન્ન થયો, અને ગાઢ આકર્ષણ થયું. આ બાળકને મારી નાંખવા લઇ જાઉં છું એ કલ્પનાથી તેનું હૃદય ચીરાઇ જવા લાગ્યું. પોતે કેવો નરાધમ અને દુરાચારી છે તેનું ભાન જિંદગીમાં પ્રથમ તે ક્ષણે થયું. એ પ્રમાણે વિચાર કરતો કરતો તે નિમાઇને ઘર આગળ મૂકી જતો રહ્યો. ત્યાર પછી તેના હૃદયમાં તીવ્ર વિરાગ અને ઔદાસ્ય ઉત્પન્ન થયું. તેની તેજ ક્ષણે તેણે સંસાર ત્યાગ કર્યો અને આજ સુધી તે લોકની સ્મૃતિમાં ઉત્તમ પ્રકારના સાધુ તરીકે જીવે છે.

પૂર્વે કહી ગયા છીએ કે નિમાઇની આકૃતિ મનુષ્યની છતાં બીજાં સામાન્ય બાળક જેવી ન હતી. મનુષ્યનો વર્ણ તપ્ત સુવર્ણ જેવો સુંદર હોવાની કવિજન કલ્પના કરે છે. પણ નિમાઇનું શરીર જોઇ કવિની કલ્પનાનું સત્ય લોકોને પ્રથમજ સમજાયું, કેમકે અદ્યાપિ કોઇ મનુષ્યનો વર્ણ એવા પ્રકારનો સંભવ્યો નથી.× હાથ અને પગનાં તળીઆં હિંગળોકથી રંગ્યાં હોય તેવાં રાતાં હતાં. જ્યારે તે આંગણામાં ચાલતા ત્યારે જોનારને એમજ થતું કે હમણાં પગમાંથી લોહી નીકળશે. શરીરનો બાંધો પ્રમાણસર હતો. પ્રત્યેક અંગની ગતિ, નેત્રની દૃષ્ટિ, મુખનું હાસ્ય એ સર્વ લાવણ્યમય હતાં. કુન્દ પુષ્પ જેવું પ્રફુલ્લ મનોહર વદન; પક્વ બિંબ ફલ જેવા સુમધુર હોઠ; પરંતુ સર્વ અવયવોમાં નેત્ર સર્વથી મનોહર હતાં. દેવ ગણ સિવાય આવાં સ્નેહ સાગર જેવાં,

× કલિયુગમાં શ્રી ભગવાન પીત વર્ણ ધારણ કરશે એ શાસ્ત્ર વચન શ્રીગૌરાંગ સ્વરૂપ ધરી તેમણે સિદ્ધ કર્યું. ભા૦ ક૦

જોનારને શીતળ અને પવિત્ર કરે એવાં નેત્ર અન્યનાં હોઈ શકે એવું નિમાઇને જોતા પહેલાં કોઇ માની શકતું નહિ. નયન યુગલ પદ્મદલ જેવાં સ્નિગ્ધ, દીર્ઘ અને વચમાં સ્હેજ રતાશ મારતી રેખાઓથી પ્રકાશી રહેતાં હતાં. તેમાંથી કરુણા રૂપી મકરન્દ અહોનિશ ટપકતો હતો. નિમાઇ જેના પ્રતિ દૃષ્ટિ નાંખતા તેનું ચિત્ત તેજ ક્ષણે પરવશ થતું* જેમની દૃષ્ટિ આ બાળક ઉપર પડતી તે દરેકના મનમાં નૂતન ભાવ ઉદય પામતા. તેઓ મનમાં બોલતા કે આ બાળક મનુષ્યનું કે દેવનું ?

નિમાઇનો અપ્રાકૃતિક ગુણ એ હતો કે જે કોઇ તેમને સ્પર્શ કરતું તેનું શરીર આનંદથી પુલકિત થતું. પુરૂષ હોય કે સ્ત્રી હોય પણ નિમાઇને એકવાર ખોળે લીધા પછી નીચે ઉતારવા કોઇ ચહાતું નહિ. આથી કરીને શચી દેવીને પુત્રને રમાડવાનો અવકાશ કવચિતજ મળતો.

આ ઉપરાંત નિમાઇનો જન્મ થયા પછી શચી દેવી, જગન્નાથ અને કેટલાંક સંબંધીઓ અનેક પ્રકારની અલૌકિક ઘટના જોવા લાગ્યાં. જ્યારે બાળક નિમાઇ નિદ્રામાં હોય ત્યારે કોઈ કોઈ વાર તેમના હૃદય ઉપર ચંદ્ર જેવું પ્રકાશિત કાંઇક જોવામાં આવતું; કોઇ કોઇ વાર સર્વાંગ વિદ્યુત જેવી જ્યોતિથી પરિવેષ્ટિત દેખાતું; કોઇ કોઇ વાર શચી દેવી ઘરમાં ઘણી જ્યોતિર્મય આકૃતિઓ જોતાં; તેથી ભય પામીને તે જગન્નાથને બોલાવતાં. કોઈવાર એ સઘળા ચોર હશે અથવા ભૂત પ્રેત હશે એવી અટકળ કરતાં. ભૂતથી ભય પામીને પુત્રને માથે રક્ષા બંધન કરતાં, સર્વાંગે મંત્ર ભણી જલની

---

*જીવ માત્રને આકર્ષે તેજ કૃષ્ણ.

અંજલિઓ છાંટતાં અને પુત્રના દરેક અવયવને જનાર્દનના રક્ષણ નીચે મૂકતાં.

એક વેળા રાત્રિએ શચી દેવીની સોડમાં નિમાઇ ઉંઘી ગયા હતા. શચી દેવીની આંખ એકાએક ઉઘડી ગઇ અને જુએ છે તો નાના પ્રકારની તેજોમય મૂર્તિઓ નિમાઇને ઘેરીને ઉભી છે.* આ અલૌકિક વ્યાપાર જોઇ શચી દેવીને એકાએક હિંમત આવી. તેમણે નિમાઇને જગાડી કહ્યું, "તું તારા બાપની પાસે જઇને સૂઇ જા." મનમાં એમ હતુ કે પિતાની પાસે સૂવાથી પુત્રને ભય રહેશે નહિ. વળી જગન્નાથ મિશ્રને બોલાવી કહ્યું કે નિમાઇ તમારી પાસે સૂવા આવે છે. જરા સામા આવી તેડી જાઓ. નિમાઇ માતાના કહ્યા પ્રમાણે ઓરડામાં જતા હતા, તેવામાં શચી દેવીએ દિવ્ય નૂપુરધ્વનિ શ્રવણ કર્યો. શંકાયુક્ત થઇ તે નિમાઇ પાસે ગયાં. જગન્નાથ પણ પોતાના ઓરડામાંથી બહાર આવ્યા હતા. એ પ્રમાણે બેઉ પતિ પત્નીએ પુત્રના અલંકાર શૂન્ય ચરણમાંથી સુમધુર નૂપુરધ્વનિ સાંભળ્યો. પછી નિમાઇને ઉંઘાડીને બેઉ જણે પુત્રની વાત કરવા માંડી. જગન્નાથે કહ્યું, "એ છોકરાના દેહમાં ગોપાળ વિરાજમાન છે." વાત્સલ્ય સ્નેહથી અભિભૂત શચી દેવી આ કથનથી લેશ માત્ર પણ ગૌરવાન્વિત ન થયાં; તેમણે તો કહ્યું, "હશે તે હશે, મારા પુત્રનું કાંઇ અમંગલ ન થાય તો સારૂં."

ઘરની અંદર નિમાઇ ગમે તેવી અલૌકિક ઘટના બતાવતા પણ જ્યારે તે રમતા ત્યારે તેમનામાં અને સામાન્ય બાળકમાં કશો ફેર

* શ્રીચૈતન્ય ભાગવત પ્રમાણે એ મૂર્તિઓ દેવતાઓની હતી. તેઓ ગુપ્ત રીતે શ્રીભગવાનનાં દર્શન કરવા આવતા હતા.

ન હતો. આખો દિવસ રમતમાં ઉન્મત્ત રહેતા. જ્યારે પિતા તેમના હાથમાં લેખણુ પાટી આપતા ત્યારે લખવા બેઠા વગર નાશી જતા. સરખી વયના બાળકો સાથે આખો દિવસ રમ્યાજ કરતા. યશોદાજી જેમ શ્રીકૃષ્ણજીને વસ્ત્રાભૂષણથી શણુગારતાં તેમ શચી માતા નિમાઇ ને ન્હવડાવી સુશોભિત વસ્ત્રાલંકાર પહેરાવતાં. પણ તરતજ રસ્તામાં જઇ તે ધૂળથી મેલા ઘેલા થઇ જતા. શચીદેવીને આથી બહુ સંતાપ થતો. તેમને પકડી લાવી ફરીથી ન્હડાવતાં, બીજાં કપડાં પહેરાવતાં પણ થોડીવારમાં નિમાઈ હતા તેવા ને તેવા. રમતની ધૂનમાં તેમને ભૂખ જણાતી નહિ, તાપ લાગતો નહિ. ભૂખ તરસથી મુખ મ્લાન થયું છે, તાપને લીધે વદન ઉપરથી પ્રસ્વેદની ધારા ટપકી રહી છે, ધૂળથી શરીર ધૂસરિત થયું છે એવા નિમાઇને જોઇ શચી માતા કહે, "અરે મૂર્ખ દીકરા! તને ભૂખ નથી લાગી? તાપથી તારૂં સુવર્ણ જેવું અંગ કાળું પડી ગયું છે તેનું પણ તને ભાન નથી?" પણ નિમાઇ રમત મૂકી ઘેર આવેજ નહિ. શચી કોઇ વાર તેમને બળાત્કારથી ઘેર ખેંચી લાવતાં; વળી કોઇવાર તેમને આવતાં જોઇ નિમાઇ ઝડપથી પલાયન કરી જતા. દોડી જતા નિમાઇને પકડવાનું સામર્થ્ય શચીમાં હતું નહિ તેથી તે રોઇ પડતાં. માતાનાં નેત્રમાં જળ જોઇ નિમાઇ અત્યન્ત વ્યથા પામી દોડી આવતા અને માને આલિંગન દેતા.

સાંજ પડયા પછી નિમાઇના ઊંઘવા પહેલાં થોડીવાર સુધી શચીદેવી આનંદ-સાગરમાં તણાતાં. તે વખતે નિમાઇને લઇને તેની સાથે રમત કરતાં અથવા તો નિમાઈ માની સાથે રમત કરતા.

એક દિવસ નિમાઇચંદ્ર ઘરમાં એક કુરકુરીઉં લાવ્યા. ચાંભલા

સાથે દોરી વડે બાંધી બહાર રમવા જતા રહ્યા. શચીદેવી આચાર-માં બહુ શુદ્ધ રહેતાં તેથી તેમને પુત્રનું આ કામ ઘણુંજ ખરાબ લાગ્યું. નિમાઇને બોલાવી કુતરાને છોડી મૂકવાને ઘણા કાલાવાલા કર્યા, ધમકી આપી પણ તેમણે માન્યું નહિ × પછી તે ન જાણે એમ બચ્ચાને છોડી મૂક્યું. નિમાઇના એક ભાઇબંધે આવી કહ્યું કે તારી માએ પેલા બચ્ચાને કહાડી મૂક્યું. સાંભળતાની સાથે નિમાઇ દોડતા ઘેર આવ્યા અને જુએ છે તો કુતરૂં ન મળે. આ જોઈ ક્રોધ અને દુઃખથી રડતાં રડતાં તેમણે જમીનપર આળો-ટવા માંડયું. બીજું એથી સરસ બચ્ચું આણી આપીશ એવું સાંત્વન આપી અનેક યત્ને શચી દેવીએ તેમને છાના રાખ્યા.

અત્રે વાચક એવો પ્રશ્ન કરશે કે કુરકુરીઆની કથા લખવાનુ શું પ્રયોજન છે? અમારો ઉત્તર એ છે કે જેઓ નિમાઇચંદ્રને વૈકુંઠાધીશ માને છે તેઓ, પરમાત્માને કુરકુરીઆ જેવા ક્ષુદ્ર પ્રાણી માટે આટલો બધો પ્રેમ બતાવતા અને તેના વિરહથી ધૂળમાં આળો-ટતા જોઇ, એક પ્રકારના અતિ મધુર રસનું આસ્વાદન કરશે. વળી ઉદાર દિલના વાચક! નિમાઇચંદ્ર સાથે તમારો એક વાર પરિચય થશે તો તમો પણ આ કથાનું સ્મરણ કરી અમારી પેઠે આનંદ અનુભવશો.

શ્રીનિમાઇચંદ્રની એક બીજી અપ્રાકૃતિક શક્તિનું કથન કરીએ છીએ. પૂર્વે કહ્યું છે કે શચી આગળ નાચતાં નાચતાં નિમાઇ મધુર

---

× હાલ કહેવાતી પવિત્રાઇનું ઉપલકીઆપણું સિદ્ધ કરવાનો એમનો હેતુ હતો. પાંચેક વરસની વયે તો તેમણે માતાને સ્પષ્ટ શબ્દોમાં કહ્યું હતું કે બહારના આચારથી કાર્યસિદ્ધિ થતી નથી.

અભિનય અને અંગભંગી કરતા. માત્ર શચીનીજ સમક્ષ નૃત્ય કરતા એમ નહિ પણ તેમનું અતિ મધુર નૃત્ય જોવાને શેરીનાં સઘળાં સ્ત્રી પુરૂષોને ઇચ્છા થતી. એટલે સુધી કે તેઓ નિમાઇને નાચવાને માટે જલેબી અને કેળાં આપતાં. એક હાથમાં કેળું અને બીજા હાથમાં જલેબી લઇ, હાથ ઉંચા કરી નિમાઈ એવું તો મધુર નૃત્ય કરતા કે સઘળા પ્રેક્ષકો વિસ્મય પામતા. તે વેળા સર્વને એમ લાગતું કે નિમાઈ પોતે નાચતા નથી પણ કોઇક તેમને નચાવે છે. નૃત્ય કરતી વેળા નિમાઇ સ્વવશ નથી એટલું તો સર્વને સ્પષ્ટ રીતે સમજાતું. પણ એ કરતાં વધારે આશ્ચર્યની કથા એ હતી કે નિમાઇનું નૃત્ય જોઇને સર્વને સંસાર પ્રતિ ઔદાસ્ય થતું, મન કોમળ થતું, ભક્તિથી શરીર પુલકિત થતું અને હૃદયમાં આનંદના તરંગ ઉછળવાથી નેત્રમાંથી આનન્દાશ્રુ પડતાં. વળી જેઓ નૃત્ય જોતાં તેમને પણ સાથે સાથે નાચવાનું મન થતું પણ લજ્જાને લીધે નાચી શકતાં નહિ.

નૃત્ય માત્ર અંગભંગી છે છતાં તેનામાં આટલી આકર્ષણ શક્તિ ક્યાંથી? કોઇ મનુષ્ય અભિનય કરી નૃત્ય કરે તેથી પ્રેક્ષકને આનંદ શા કારણસર થવો જોઇએ? નૃત્ય કેવી અદ્‌ભુત કલા છે? એનાં શાસ્ત્ર લખાયાં છે. નૃત્યમાં કેટલો પ્રભાવ છે તે બાળક નિમાઇ સિદ્ધ કરે છે. ચાર વર્ષનું સર્વાંગે સુંદર બાળક, શરીરે પૂર્ણ આરોગ્યવાન અને સુગઠિત, વદન પૂર્ણિમાના ચંદ્ર જેવું અને રંગ સુવર્ણના રસ જેવો છે; વિશાળ છાતી, અને નાજુક કટિ ઉપર શચીએ ઝીણું વસ્ત્ર વીંટાળ્યું છે. મુખ સ્વચ્છ કરી માથે સુંદર સેંથી પાડી કેશ ચતુરાઇથી બાંધ્યા છે અને તેમાં સુવર્ણ રંગનાં પુષ્પો ખોસ્યાં છે. એવા નિમાઇ શચીના આંગણામાં નૃત્ય કરી રહ્યા છે. શચી અને

તેમની સખીઓ હાથે તાળી પાડી રહી છે. નિમાઇ ડોલે છે, સાથે શ્રીવૃન્દ પણ ડોલે છે. નિમાઇ નાચે છે, સાથે તેમનાં હૃદય પણ નાચે છે. જોતા જોતામાં પ્રેક્ષકોનાં નેત્રમાંથી આનંદાશ્રુની ધારા વહેવા માંડે છે, બાહ્ય જ્ઞાન કમી થાય છે. તેઓ શચીના આંગણામાં એક અપૂર્વ સુંદર સુવર્ણની પૂતળી નાચતી જુએ છે; એ દર્શનથી જગત્ સુખમય જણાય છે અને મનમાં બોધ થાય છે કે શ્રી-ભગવાન પૂર્ણાનંદમય છે, તેનુ રાજ્ય અખંડાનંદમય છે અને તેનો નિમાઇચંદ્ર સાક્ષી છે.

આવી રીતે નિમાઈ સોબતીઓ સાથે સ્વેચ્છાથી પણ નૃત્ય કરતા. પોતે મોટેથી "હરિ બોલ" એવો ઉચ્ચાર કરી, હાથ ઉંચા કરી, સુંદર લટકું કરી નૃત્ય કરતા. તેમના સોબતી આસપાસ ગોળ કુંડાળું વળી તાળી પાડી નૃત્ય કરતા. થોડીવારમાં તેઓ પણ ઉન્મત્ત થઇને 'હરિ બોલ'ની ગર્જના કરતા. વાસુ ઘોષનું એક પદ શ્રવણ કરો:—

ચારે પાસે દિગંબર શિશુ સંગ લઇ,
તાળી પાડી ગોરા નાચે હરિહરિ બોલી.

કોઇ કોઇ વાર નિમાઇ નૃત્ય કરતાં કરતાં ઉન્મત્ત અવસ્થામાં આવી જઇ ધૂળમાં લોટતા. તેમની આકર્ષણ શકિત એટલી પ્રબળ હતી કે બીજા છોકરાઓ પણ તેમ કરતા. જેનામાં ઉન્મત્તતા કમી અંશે હતી તેમને નિમાઇનો સ્પર્શ થતો એટલે તેજ ક્ષણે ઉન્મત્ત થતા. આ પ્રમાણે "હરિબોલ" ધ્વનિ શચીને કાને જતો ત્યારે તે જાણતાં કે એ નિમાઇનુંજ કામ. તરતજ દોડી આવી તેમનું ધૂળથી ધૂસરિત થએલું અંગ લૂંછી સમજાવી ઘેર લઇ જતાં.

એક દિવસ એ નૃત્ય મોટા પ્રમાણમાં થયું. તે વખતે નિમા-

ઇનું વય આશરે ચાર વર્ષનું હતું. નિમાઇએ અને તેમના કહેવાથી બીજા છોકરાઓએ ગળે પુષ્પના હાર પહેર્યા અને ગોળ કુંડાળામાં તાળી પાડતા પાડતા નૃત્ય કરવા લાગ્યા અને 'હરિબોલ' 'હરિબોલ' એવો ઉદ્‌ઘોષ વારંવાર કરતા. શરૂઆતમાં તેમનું નૃત્ય પદ્ધતિસર ન હતું પણ થોડીવારમાં આપોઆપ તેઓ તાલ સાથે નાચવા લાગ્યા. મધ્યમાં નિમાઇ ચંદ્ર હતા; બીજાઓ તેમની આસપાસ કુંડાળામાં ઘુમતા હતા. એક વયે પ્રૌઢ અને વિદ્ધત્તાના ભારથી ગંભીર થયેલો ગૃહસ્થ ત્યાં થઇને જતો હતો. પ્રથમ તો તે બાળકોનું નૃત્ય જોવા સ્હેજ ઉભો રહ્યો પણ આશ્ચર્યકારક રીતે તેના પરિપકવ મન ઉપર પણ નિમાઇની આકર્ષણ શક્તિએ વિજય મેળવ્યો તેનું મનોબળ તુટી ગયું અને તે પણ લજ્જા છોડીને બાળકોની સાથે બાળક બની નૃત્ય કરવા લાગ્યો અને 'હરિબોલ' 'હરિબોલ' ઉચ્ચારવા લાગ્યો. આ કોલાહલ સાંભળી શચી દેવી બહાર આવ્યાં અને નિમાઇનો હાથ પકડી ઘરમાં લઇ ગયા. નિમાઇના એકાએક ખશી જવાથી સઘળાના મન ઉપરથી મોહ ઉતરી ગયો. પેલો ગૃહસ્થ પણ પોતાની સ્થિતિનું ભાન થયાથી શરમાતો શરમાતો ત્યાંથી જતો રહયો અને પોતાને થોડા સમયપર થયેલા ભ્રમનું કારણ વિચારવા લાગ્યો.

શચીદેવીનું માનવું એવું હતું કે મારો છોકરો તો બહુ શાણો છે પણ નઠારા લોક અને ખરાબ ભાઇબંધો તેને ગાંડાતૂર બનાવે છે. રાત્રે એક વાર નિમાઇને શચી માતા ઉંઘાડે છે. પણ તે ઉંઘતા નથી. ત્યાર પછી તે માતાની છાતીપર ઉભા રહી, વક્ષસ્થલ ઉપર ચરણ ગોઠવી, માતાના બે હાથ પકડી ડોલવા લાગ્યા.

શચી કહે, "બેટા? ગાંડાઇ કેમ કરે છે! તું ગાંડો છે!" નિમાઇએ પરમ ગાંભીર્યયુક્ત જવાબ આપ્યો, 'મા, માત્ર હું એકલોજ ગાંડો નથી. મારા સિવાય આખું જગત્ ગાંડું છે.' આ પ્રમાણે કોઇ કોઇવાર પુત્રના મુખમાંથી સ્ફુરેલ વાક્યો સાંભળીને શચીદેવી વિસ્મય પામતાં. તે જગન્નાથ મિશ્રને બોલાવી કહેતાં પણ ખરાં કે, 'જુઓ, તમારો ગાંડો નિમાઇ કહે છે તે સાંભળો. કહે છે કે મારા વગર બધાંય ગાંડાં.'

નિમાઇનું વય આ સમયે પૂરું પાંચ વર્ષનું પણ ન હતું. ધીરે ધીરે ગંગાકાંઠે રેતીમાં મિત્રો સાથે રમવા જતાં શીખ્યા. અભ્યાસમાં જરા પણ ચિત્ત નહિ, માતા પિતાનો ભય પણ નહિ. એક દિવસ જગન્નાથે ગુસ્સે થઇ સોટી લઇને પુત્રને સજા કરવા ગંગાકાંઠે જવા માંડ્યું. તેમની ક્રોધાન્વિત મુખાકૃતિ જોઇ, મનમાં ગભરાઇ નિમાઇનું રક્ષણ કરવા શચી દેવી પણ પતિની પાછળ દોડયાં. પિતાના હાથમાં સોટી જોઇ નિમાઇ માતાની સોડમાં ભરાવા લાગ્યા. જગન્નાથ તર્જન ગર્જન કરી શચીને કહે, "તું એને છોડી દે. તુંજ એને બગાડે છે." શચી કહે, "તમે આ કરો છો શું? છોકરો બિચારો કેટલો બીહે છે? નથી ભણતો તેમાં શું થયું? જુઓની ભયથી કેવો ધ્રુજે છે? જવા દો. લાવો તમારી સોટી." એમ કહી શચીએ સોટી લઇ લીધી. તે સમયે સોટી પકડવાનું જગન્નાથમાં પણ ધૈર્ય અને બળ ન હતું. નિમાઇ રડતા હતા. આ જોઇ જગન્નાથનું હૃદય તદ્દન દ્રવી ગયું. બાહુ પ્રસારી પુત્રને કોટી કરી મુખ ઉપર પુનઃ પુનઃ ચુંબન કર્યાં અને કહ્યું, 'હું કેવો નિષ્ઠુર કે મેં નિમાઇને આટલો બધો રોવડાવ્યો!'

નિમાઇ આર પછી પણ ભણવા તો નજ બેસતા પણ જરા પિતાનો ધાક રાખવા લાગ્યા. માતાનો લેશ માત્ર પણ ડર લાગતો નહિ. રાત દિવસ માની સાથે જેમ મનમાં આવે તેમ રમત કરતા. નિમાઈનું વય તો પાંચ વર્ષનું પણ પોતાનું જ્ઞાન અતિ વિશેષ છે એવું તે કોઇ કોઇ કાર્યદ્વારા સૂચવતા હતા. ત્યારે તો એમજ લાગતું કે તેમની બાળ ચપળતા માત્ર દેખાડવાની હતી અને માની સાથે જે મસ્તી તોફાન કરતા તે પણ સંપૂર્ણ રીતે જાણી જોઇને ઇરાદાપૂર્વકજ કરતા. પૂર્વે લખ્યું છે કે શચી દેવી બહુ પવિત્રાઇ પાળતાં. તેટલા માટે વારેવારે માતાને નિમાઈ બહુ પજવતા. જે ચીજ અપવિત્ર ગણાય તેને શચી જુએ તેમ તે જાણી જોઇને અડકતા શચી દેવી હાહાકાર કરતાં અને નિમાઇનો તિરસ્કાર કરતાં અને કહેતાં, "તું બ્રાહ્મણનો દીકરો છે છતાં તને આચારનું જ્ઞાન કેમ નથી ?" એક દિવસ તો એઠાં ફેંકી દીધેલાં માટીનાં વાસણો* ઉપરા ઉપરી ગોઠવી તેના ઉપર પોતે સ્વસ્થપણે બેઠા. આ જોઈ શચીએ તેમને ખૂબ કટુ વચન કહ્યાં, "તું તો છેક નીચ જેવો છે. તને બ્રાહ્મણ કોણ કહે ?" આવાં શબ્દબાણથી જરા પણ ક્ષોભ ન પામતાં અતિ ગંભીરપણે નિમાઇએ માતાને ઉત્તર આપ્યો તેને મુરારિ ગુપ્તે પોતાના 'કડચા'માં શ્લોકબદ્ધ કર્યો છેઃ—

> श्रृणु [illegible]चितं कल्पनामात्रमेतत्
>
> क्षितिजलपवनाग्निव्योम चित्तं जगद्धि ।

---

* બંગાળામાં તે સમયે અને હજી પણ કોઈ કોઈ ઠેકાણે માટીનાં વાસણમાં રસોઇ કરવાનો ચાલ છે.

वितत विभवपूर्णाद्वैतपादाब्ज एको
हरिहरि करुणाब्धिर्भाति नान्यत् प्रतीहि ॥ १ *

પુત્રનાં આવાં અર્થગંભીર વાક્ય સાંભળી શચીદેવી વિસ્મિત થયાં. તે વખતે નિમાઇ પાંચ વર્ષના રમતીઆળ બાળક જેવા નહિ પણ એક પરમ જ્ઞાની પુરુષ તુલ્ય દેખાતા હતા મુખ ઉપર પ્રકટી રહેલું પ્રતાપયુક્ત ગાંભીર્ય જોઇ શચીને તે ક્ષણે તો એમજ થયું કે પોતે એક અજ્ઞાન સ્ત્રી છે અને નિમાઇ તેના પરમ ઉપદેશક છે. પણ તે ભાવ અધિક ક્ષણ રહ્યા નહિ. તેજ ઘડીએ નિમાઇનું બાળ ચાપલ્ય જોઈ શચીના મનમાંથી એ વાત ખસી ગઇ.

---

આ લખતાં શ્રીકૃષ્ણ સંબંધી એક એવીજ કથાનું સ્મરણ થાય છે. એક વેળા શ્રીકૃષ્ણનું અદ્ભુત સામર્થ્ય જોઈ નંદના મનમા શંકા ઉત્પન્ન થઈ કે કૃષ્ણ મારા પુત્ર નથી પણ સ્વયં શ્રી ભગવાન છે. એવા વિચાર ઉત્પન્ન થતાંજ શ્રીકૃષ્ણ ઉપરના તેમનો વાત્સલ્ય ભાવ લુપ્ત થયો. ભક્તના ભાવ ચાર પ્રકારના છે:—વાત્સલ્ય, સખ્ય, દાસ્ય, અને માધુર્ય. નંદ. યશોદાની ભક્તિ વાત્સલ્ય ભાવ પૂર્ણ હતી. તે લુપ્ત થાય એવી શ્રીકૃષ્ણની ઇચ્છા ન હતી. તેથી તેમણે પિતાને કહ્યુ, "બાપા, પેલી બિલાડી બોલે છે તેની મને બ્હીક લાગે છે," આ સાંભળીને નંદનું શંકા-વાદળ વિખરાઇ ગયું. કૃષ્ણ જો ભગવાન હોય તો શું બિલાડીથી ડરે? બકાસુર અને પુતનાનો એણેજ વધ કર્યો છે એ વાતનું જેમ નંદ યશોદાને વિસ્મરણ થયું હતું અને શ્રીકૃષ્ણને તેઓ પુત્ર રૂપે જોતાં હતાં તેમ શચીમાતા નિમાઈના ડાહ્યા શબ્દ ભૂલી ગયાં અને તેમનો વાત્સલ્ય ભાવ પુનઃ જાગૃત થયો.

* "હે માતા! સાંભળો. પૃથ્વી, જળ, વાયુ, અગ્નિ, આકાશ. ચિત્ત, જગત્, પવિત્ર, અપવિત્ર સર્વ મિથ્યા કલ્પના માત્ર છે; એક માત્ર પરિ-

જ્યારે શચી દેવીને પ્રસંગ મળતો ત્યારે નિમાઇનું ચંદ્રવદન બહુ પ્રેમથી નિહાળતાં. આ ભાવ જોઇને કોઇ કોઈ વાર નિમાઈ મુખ ફેરવીને ઉભા રહેતા. શચીના મનમાં એમ થતું એ અમસ્થા ફરી ગયા હશે તેથી ધીરે ધીરે પુત્રની સનમુખ આવતાં એટલે તરત તે બીજી બાજુ તરફ ફરી જતા ત્યારે તેમને સમજાતું કે પોતે પુત્રનું મુખ જોવાને ઘણી આતુર છે તે નિમાઇના જાણવામાં છે; અને જાણી જોઇને પક્કાઇમાં માને મુખ ન બતાવવાના ઇરાદાથી અવળું જુએ છે. આથી શચીને ક્રોધ ચ્હડતો.

નિમાઇનાં વચન અતિ મધુર હતાં. જ્યારે તે બોલતા ત્યારે અમૃતનું વર્ષણ થતું. શચીની ઇચ્છા એ હતી કે નિમાઇ કાંઇક બોલે અને હું બેઠી બેઠી સાંભળું. નિમાઇને બોલાવવાને તે હજાર પ્રકારના ઉપાય કરતાં. પણ તે માતાના મનનો ભાવ સમજી જતા અને જરાએ બોલતા નહિ. શચીને ખબર પડતી કે નિમાઇ લુચ્ચાઇમાં બોલતા નથી. તેથી રીસે ભરાઇ કહેતાં કે 'તું હમણાં મારી સાથે બોલતો સરખો નથી ત્યારે ઘડપણમાં મને અન્ન પણ નહિ ખવડાવે?" તોપણ નિમાઇ મ્હોં ઉઘાડતા નહિ. ત્યારે શચી કહે, "ભલે, તું મારી સાથે ન બોલીશ. હું મરી જઇશ ત્યાર પછી તું રસ્તામાં "મા" "મા" કહી રડજે." તોપણ નિમાઇ જવાબ આપે નહિ. ત્યારે સ્વાભાવિક રીતે શચી ક્રોધમાં સોટી લઇ નિમાઇને મારવા જતાં પણ ચંચળ નિમાઈ ઘર બહાર

---

પૂર્ણ, અદ્વિતીય, જ્ઞાનતત્વ શ્રીહરિના પાદપદ્મનું અનંત ઐશ્વર્ય બ્રહ્માંડ રૂપે પ્રકાશિત થઈ રહ્યું છે એમ સમજવું. તેના સિવાય જગતમાં બીજું કાંઈ છેજ નહિ."

નાસી જતા, અને જ્યાં માથી આવી શકાય નહિ એવી એંઠી મલિન જગાએ જઇ હસતા હસતા ઉભા રહેતા. કોઇ વાર એંઠાં વાસણ, અથવા અંત્યજને અડકીને માને અડકવા જતા. શચીને નાસી જઇ બારણાં બંધ કરવાં પડતાં. આ પ્રમાણે સ્પર્શાસ્પર્શની બાબત ઉપર મા દિકરાને નિરંતર ઝગડા થતા.

નિમાઇની એક પણ રમત શચી દેવીને ગમતી નહિ. કારણ કે એ બધી રમત રમતાં તેમને શરીરે ધૂળ લાગતી, તાપ લાગતો અને કોઇ કોઇ વાર વાગતું. નિમાઇની એક પ્રિય રમત એ હતી કે ઝાડની લીલી સોટીઓ કાપી લાવી તે લઇ છોકરાઓ સાથે મારામારી કરવી. નિમાઇના સુવર્ણ અને કમલ-દલ જેવા અંગ ઉપર સોટીના પ્રહાર પડે અને સોળ ઉઠે તે શચીથી કેમ જોઇ શકાય! તોપણ તે માને નહિ અને શચીના હેતાળ દિલમાં અત્યંત વ્યથા થાય.

આખરે એટલી તો તેમની ખાત્રી થઇ કે મારો પુત્ર બીજા છોકરાઓ જેવો નથી. કાંતો ગાંડો અને મૂર્ખ છે અથવા કોઇ દેવતાથી આવિષ્ટ ( Possessed )છે. જગન્નાથ મિશ્રની પાડોશમાં જગદીશ પંડિત અને હિરણ્ય ભાગવત નામે બે બ્રાહ્મણો રહેતા હતા. એક દિવસ એવું બન્યું કે એકાદશીને દિવસે નિમાઇચંદ્ર રોવા માંડ્યું. નિમાઇને રડતા જોઇ સર્વને ભય ઉત્પન્ન થયો કારણ કે જ્યારે જ્યારે તે રડતા ત્યારે અતિ ક્લેશદાયક દેખાવ ઉપસ્થિત થતો. કોઇ વાર રડતાં રડતાં નેત્રમાંથી એવી અશ્રુધારા ચાલતી કે જોનારને ચિંતા ઉત્પન્ન થતી. કોઇ વાર અચેત થઇ પૃથ્વી પર ઢળી પડતા. તે દિવસ તો હમેશની માફક હરિકીર્તનથી પણ રોતા છાના રહ્યા નહિ. ત્યારે દુઃખથી કાયર થઇ શચીએ પૂછ્યું, 'તું રડે છે શા માટે? તારે

જે જોઇએ તે કહે.' ત્યારે નિમાઇએ કહ્યું, 'જગદીશ અને હિરણ્ય-ને ઘેર એકાદશીનું નૈવેદ્ય થયું છે તે મને આણી આપે તો રડતો છાનો રહું.'

આ સાંભળી બધાં જીભ કરડવાં લાગ્યાં. 'ભગવાનનું નૈવેદ્ય ધરાવ્યા પહેલાં ખવાય નહિ. બીજું એવુંજ ખાવાનું બજાર-માંથી અપાવીશું" એમ નિમાઇને સૌ કહેવા લાગ્યાં પણ નિમાઇ કહે, 'બજારમાંથી લાવેલું નહિ. એ બ્રાહ્મણોનું નૈવેદ્યજ જોઇએ. તે અપાવો તો રડું નહિ.'

આ વાત કોઇએ તે બ્રાહ્મણોને કહી. તેઓ વિસ્મય પામી કૌતુક જોવા આવ્યા. તે સમયે નિમાઈની મુખમુદ્રા જોઈ તેમને થયું કે પાંચ વર્ષના બાળકમાં આવી સમજ હોય નહિ. આજ એકાદશી છે અને અમે નૈવેદ્ય બનાવ્યું છે તે એણે કેમ જાણ્યું? ખરે! આ બાળકને પરમ સુંદર જોઇને શું શ્રીગોપાળ પોતે એના દેહમાં વિરાજતા હશે! તે નૈવેદ્ય માગે છે એ વિચાર મનમાં આવતાં હર્ષથી તેમનાં ગાત્ર પુલકિત થયાં. તેજ ઘડીએ તેઓએ ઘેરથી નૈવેદ્ય લાવી નિમાઇ આગળ મૂકયું અને કહ્યું, 'તુંજ ગોપાળ છે. તું ખાઇશ એટલે ગોપાળ ખાધા તુલ્ય થશે.' નિમાઇએ તેમાંનું કેટલુંક નૈવેદ્ય લઇને ખાધું, કેટલુંક નાંખી દીધું, કેટલુંક વહેંચી દીધું અને કેટલુંક શરીર ઉપર ચોળ્યું. શચીને તે દિવસથી ખાત્રી થઇ કે નિમાઈમાં કાંતો ગાંડપણ છે અગર તે કોઇ દેવતાથી આ-વિષ્ટ છે. તેથી તેણે પોતાની બ્હેનને બોલાવી. તે આવી એટલે તેને શચીએ કહ્યું, 'આવો સુંદર છોકરો શા કારણથી ગાંડાઇ કરતો હશે તે વિષે વિચાર કરી સલાહ પૂછવા તને મેં બોલાવી છે.' શચીની

બ્હેન જઇ શેરીની કેટલીક ઠરેલ સ્ત્રીઓને તેડી લાવી.

પછી શચીદેવીના ઘરમાં એક ન્હાની સરખી મહિલા પરિષદ્ ભરાઇ. તે સ્ત્રીઓ પંડિતોની ગૃહિણીઓ હતી અને પોતે પણ અનક્ષર ન હતી. રાત દિવસ શાસ્ત્ર કથાઓ સાંભળવાનો તેમને પ્રસંગ હતો. કાંઇક સમજે, કાંઇક ન સમજે તોપણ તેઓને અભિમાન હતું કે અમે પણ કાંઇક જાણીએ છીએ.

શચીએ તેમની આગળ પોતાના દુઃખની કહાણી કહેવા માંડી. તે બોલી, "બીજા છોકરાઓની પેઠે મારો છોકરો મારા ઉપર અને એના પિતા ઉપર પ્રેમ રાખે છે; બુદ્ધિ પણ ઘણી સારી છે; ઘરમાં વાસણકુસણ ભાંગે તે તો હવે હોય; હજી નાદાન છે. પણ દેવ ઉપર એને આકીન નથી. દેવનું નૈવેદ્ય ખાવા માંગે છે. અડકવા ન અડકવામાં, એંઠાજૂઠામાં સમજતોજ નથી. મોચી, ચમાર, એવા નીચ લોકોને અડકી આવે છે અને કહીએ ત્યારે કહે છે કે હું દેવ છું. હું અડકું એટલે અપવિત્ર હોય તો પણ પવિત્ર થઇ જાય." આ પ્રમાણે નિમાઇનું પુષ્કળ દોષ કીર્તન કર્યું.

શચીની હકીકત સાંભળીને ગંભીર થઈ પાડોશણોએ પૂછ્યું, 'આ પીડા એને કેટલા વખતથી થાય છે?' શચીએ કહ્યું, " એક દિવસ રાત્રે ઘરમાં અનેક જ્યોતિર્મય મનુષ્ય આકૃતિઓ મારા જોવામાં આવી. તેઓ નિમાઇને રમાડતી હતી. મને લાગે છે કે તેજ દિવસથી નિમાઇ ગાંડાઇ કરે છે." સ્ત્રીવર્ગે એકદમ ચુકાદો આપ્યો કે બસ ત્યારે એ કોઇ ભૂત, પ્રેત, કે અપદેવતાનું કામ છે. આમ વાત ચાલતી હતી ત્યાં નિમાઈ રમીને ઘેર આવ્યા. તેને સભાની અધ્યક્ષ સ્ત્રીએ કહ્યું, 'નિમાઇ! તું બ્રાહ્મણનો અને વળી પંડિતનો

દીકરો થઇ દેવને માનતો નથી?' નિમાઇએ તિરસ્કાર ભરેલો ઉત્તર આપ્યો, 'હું વળી કયા દેવને માનું! બધા દેવો મને માને છે.'

આ સાંભળી શચીએ કહ્યું, "સાંભળો એ બોલે છે તે. એના બોલ સાંભળી મારું તો હૈયું વીંધાઇ જાય છે. બધા દેવ મારા માથાના મણિ છે." તે ઘડીએ શચીએ આકાશ તરફ જોઇ હાથ જોડી દેવગણુને સંબોધી કહ્યું, "મહારાજ! મારા ઉપર દયા રાખજો. મારા ગાંડાઘેલા દીકરાનું બોલવું મનમાં લાવશો નહિ." આટલું કહેતાં તેનાં નેત્રમાં જળ ભરાઇ આવ્યું. ત્યાર પછી સુજ્ઞ સ્ત્રીઓએ પોત પોતાની અંદર ખૂબ વાર સુધી વિવાદ કર્યો. ઠરાવ કર્યો કે જરૂર કોઇ અસંતુષ્ટ થએલા દેવતાનું એ કામ છે. માટે વિધિપૂર્વક તેમની શાન્તિ કરવી જોઇએ અને ષષ્ટી દેવીનું યથાવિધિ પૂજન કરવું જોઇએ. ષષ્ટી દેવી પ્રસન્ન થશે તો નિમાઇનું તે રક્ષણ કરશે.

શચીએ તેમ કરવાનું કબુલ કર્યું અને તૈયારી પણ કરી. પણ મનમાં બ્હીક હતી કે જો નિમાઇ ચેતી જશે તો ષષ્ટીનું નૈવેદ્ય ખાઇ જશે અને તેથી ષષ્ટી ક્રોધે ભરાઇ તેના આયુષ્યનો ક્ષય કરશે. આથી તેણે સઘળી તૈયારી ઘણી સાવચેતીથી ગુપ્ત રીતે કરી. તેમ કર્યા પછી પૂજાનો થાળ અને નૈવેદ્ય સાડીના છેડા વડે ઢાંકી છૂપે રસ્તે ષષ્ટીના સ્થાન તરફ જવા માંડયું. ઘરથી ઘણે દૂર ગયા પછી તેને હિંમત આવી કે હવે નિમાઇની બ્હીક નથી. પણ આ વિચાર તેના મનમાં ઉત્પન્ન થયો તેજ ઘડીએ જુએ છે તો નિમાઇ તેની સામેજ ઉભેલા. કાંતો ગભરાટને લીધે થાળ ઉપરનો વસ્ત્રનો છેડો ખસી જવાથી અથવા નિમાઈ સર્વજ્ઞ હોઇ બધું જાણતા હતા તેથી તેમણે ખાત્રીપૂર્વક પુછયું, "મા, થાળમાં શું લઇ જાઓ

છો?" શચીના ગભરાટનો પાર રહ્યો નહિ. તેણે કહ્યું, "દીકરા, ઘેર જા. હમણાં આવું છું." "પણ થાળમાં શું શું છે તે કહોની ?" નિમાઇએ પુનઃ પૂછ્યું. "હાં! સારૂં સારૂં લાગે છે ! આપોની, મા, બહુ ભૂખ લાગી છે." શચીએ તીવ્ર મનોવ્યથાથી કહ્યું, " દીકરા, એમ ન બોલીશ. એ તો ષષ્ટી માતાનું નૈવેદ્ય છે. હું હમણાં ધરાવી આવું છું. પછી બધું તનેજ આપીશ " " પણ મા ! હમણાં ભૂખ લાગી છે તે ! મારાથી નથી રહેવાતું. હમણાં આપી દો. " એમ કહી નિમાઇએ માના હાથમાંથી થાળ ઝુંટવી નાસવા માંડયું. શચીના માથા ઉપર વજ્રપાત થયો. દુઃખ અને ક્રોધથી તેણે કહ્યું, "તું બ્રાહ્મણનો દીકરો છે ? જા. આજે હું ગંગામાં પડું છું. મારે હવે જીવીને શું કામ છે ? " નિમાઇ કહે, "મા ! તમે ગભરાશો નહિ. હું લાડુ ખાઉં છું તેથી જરૂર ષષ્ટી પ્રસન્ન થશે." શચી કહે, "અરે લુચ્ચા ! તારો જરૂર વિનાશ થશે." આમ કહી શચી માતા રડતાં કકળતાં ષષ્ટી પાસે જઇ આજીજી કરવા લાગ્યાં કે નિમાઇના આ કૃત્ય ઉપર તે દયાની નજર રાખે. પરિણામ એ થયું કે નિમાઇની પીડા હતી તેવીને તેવીજ રહી. ષષ્ટી દેવીએ કશું કર્યું નહિ. શાન્તિ સ્વસ્ત્યયનથી પણ કાંઇ વળ્યું નહિ.

મુરારિ ગુપ્તની કથા પુર્વે કાંઇક કહેવામાં આવી છે. એમનું વતન શ્રીહટ્ટ (સિલહટ) માં હતું પણ નવદ્વીપમાં રહેતા હતા. મૂળ એક ગામના તથા એક શેરીમાં રહેનાર તેથી જગન્નાથ મિશ્રનો એમના ઉપર ઘણો સ્નેહ હતો. જે સમયની વાત થાય છે તે વખતે મુરારિનું વય આશરે વીસ વર્ષનું અને નિમાઇનું પાંચ વર્ષનું હતું. મુરારિ પરમ પંડિત હતા. ગંગાદાસની પાઠશાળામાં વ્યાકરણનો

અભ્યાસ કરતા અને વૈદ્યનો ધંધો પણ સાથે કરતા. ન્હાની વયમાં પણ તેમણે નવદ્વીપમાં સારી ખ્યાતિ મેળવી હતી. તેમનું ચરિત્ર પરમ નિર્મળ અને અંતઃકરણ દયાથી ભરપૂર હતું. યોગવાસિષ્ટનો અભ્યાસ કરતા અને પરમાત્મા સાથે પોતાનો અભેદ માનતા; અર્થાત્ ભગવદ્ભક્તિ ઉપર તેમની શ્રદ્ધા હતી નહિ.

એક દિવસ મુરારિ કેટલાક મિત્રો સાથે માર્ગમાં યોગવાસિષ્ટ ઉપર ચર્ચા કરતા કરતા જતા હતા. વિવાદની ધૂનમાંજ હાથ, નેત્ર અને મુખવડે અભિનય કરી પોતાના મનનો ભાવ પ્રદર્શિત કરતા હતા. એવામાં પાછળથી હાસ્યરવ સાંભળી તેમણે દૃષ્ટિ ફેરવી જોયું તો નિમાઇ તેના ભાષણ અને અભિનયનું અનુકરણ કરતા કરતા પાછળ આવતા હતા અને છોકરાઓ તે જોઇ મોટેથી હસતા હતા. નિમાઇની વર્તણુંક જોઇ મુરારિને ક્રોધ ચ્હડયો. પણ તેની પ્રકૃતિ ઘણી ગંભીર હોઇ કશું બોલ્યા વગર ચાલવા માંડયું અને પુનઃ વ્યાખ્યાન શરૂ કર્યું. નિમાઇએ પણ ફરીથી તેના ભાષણનું અનુકરણ કરી છોકરાઓને હસાવવા માંડયા. આ વખતે મુરારિથી સહન થઇ શકયું નહિ. તેણે કહ્યું, "અરે! જગન્નાથ પંડિતનો દીકરો આવો જંગલી! કેવો ખરાબ છોકરો!" આ વાકયથી નિમાઇને ગુસ્સો ચ્હડયો. તેમણે મુરારિને કહ્યું, "યાદ રાખજો, તમે જમવા બેસશો તે વેળા તમારી ખબર લઇશ." મુરારિએ આ ધમકી ઉપર ધ્યાન આપ્યું નહિ અને તેથી થોડી વારમાં તેનું વિસ્મરણ પણ થયું.

મુરારિ સાંજે જમતા હતા તેવામાં બહારથી કોઈ બાળક મધુર સ્વરે તેને બોલાવતું હોય એવો અવાજ તેને કાને પડયો અને તેજ ઘડીએ મનમોહન કાંતિવાન નિમાઇ મુરારિની આગળ

આવી બોલ્યા ચાલ્યા વગર ઉભા રહ્યા. મુરારિએ તેમની તરફ એક દૃષ્ટિ નાંખી જમવાનું ચાલુ રાખ્યું. પણ નિમાઇ કાંઇક મુદ્દાસર ત્યાં ઉભા હતા મુરારિ જમી રહેવા આવ્યા એટલે સવારે આપેલી ધમકી અમલમાં મૂકવાને નિમાઇએ તેની થાળીમાં પિશાબ કર્યો !

પળવાર તો આશ્ચર્ય અને ક્રોધથી મુરારિ જડવત્ થઇ ગયા. પણ થોડીવારમાં નિમાઇએ બોલીને તેમને તંદ્રામાંથી જાગૃત કર્યા. તેમણે કહ્યું, "મુરારિ, તમારો અસત્ય અને અશ્રેયસ્કર 'અહં-બ્રહ્માસ્મિ' સિદ્ધાન્ત છોડી દો અને શ્રીહરિને મન અને પ્રાણથી ભજો. હું અને પરબ્રહ્મ એકરૂપ છીએ એવું કહેવાની જેઓ ધૃષ્ટતા કરે છે તેમની થાળીમાં હું આ પ્રમાણે પિશાબજ કરૂં છું". આમ કહી વિજળીના ચમકારાની પેઠે નિમાઇ દોડી ગયા.

આ બનાવની મુરારિ ઉપર આશ્ચર્યકારક અસર થઇ. પ્રથમ તો અત્યંત ક્રોધ અને વૈરની લાગણીથી તે આવિષ્ટ થયા. પણ જરા વિચાર કર્યાથી તે રહસ્ય સમજી ગયા કે પાંચ વર્ષનું બાળક ધર્મ અને તત્વજ્ઞાનના વિષય ઉપર ગાંભીર્ય પૂર્વક પોતાનો અભિપ્રાય જણાવે એ કદી બનવા જોગ નથી.* તેનું ગાત્ર હર્ષથી પુલકિત થયું. એક અત્યંત ઉજ્જ્વલ ભાવનાનું કિરણ તેના ચિત્તમાં

---

* અત્રે જણાવવાની જરૂર છે કે શ્રીનિમાઇએ પ્રતિપાદન કરેલા ધર્મનો આધાર શ્રી ભગવાન પ્રતિ પ્રેમ અને ભક્તિ ઉપર છે. શુષ્ક જ્ઞાનીઓ અમે પરમાત્મસ્વરૂપ છીએ એવો મિથ્યા ડોળ કરી ભક્તિ માર્ગનો ઉપહાસ કરેછે. આવી વર્તણુંકવાળા જ્ઞાનીઓ તરફ અત્યંત તિરસ્કાર બતાવવાના હેતુથી નિમાઇએ મુરારિ સાથે ઉપર મુજબ આચરણ કર્યું હતું.

પ્રકાશવા લાગ્યું. તેનો આનંદ ઉભરાઇ જવા લાગ્યો. આવો આનંદ તેને કદી થયો ન હતો. શું બાળક નિમાઇના સ્વરૂપમાં વિશ્વાત્મન્ શ્રીકૃષ્ણ પોતે આવીને મને આ પ્રમાણે કહી ગયા? અહોભાગ્ય!

આ વિચારથી અભિભૂત થઇ મુરારિ ત્વરાથી જગન્નાથ મિશ્રને ઘેર ગયા અને નિમાઇને પ્રેમથી ગળગળીત થઇ પુનઃ પુનઃ સાષ્ટાંગ પ્રણામ કરવા લાગ્યા. નિમાઇ માની પાછળ સંતાઇ જઇ માના વસ્ત્રથી મુખ ઢાંકવા લાગ્યા. જગન્નાથને આ કાંડ જોઇ નવાઇ લાગી. મુરારિ જેવા પ્રૌઢ વિદ્વાનને બાળક નિમાઇને આટલું સન્માન આપતાં જોઇ કોને આશ્ચર્ય ન થાય? તેમણે કહ્યું, "વૈદ્ય-રાજ, આ તમે શું કરો છો? મારા છોકરાને પ્રણામ કરી તેનું અકલ્યાણ શા માટે કરો છો?" મુરારિ કહે, "મિશ્ર! તમે જેને પુત્ર કહો છો તે કોણ છે તે તમે થોડા સમયમાં જાણશો."

---

## અધ્યાય ૨ જો.

### વિશ્વરૂપનો સંન્યાસ.

પૂર્વે શ્રીનિમાઇચંદ્રના ભાઇ વિશ્વરૂપના નામનો ઉલ્લેખ માત્ર કર્યો હતો. હવે તેની કથા કાંઇક વિશેષ વિસ્તાર પૂર્વક કહેવામાં આવશે. પ્રથમ કહેવામાં આવ્યું છે કે તે સમયે વૈષ્ણ-વોની સંખ્યા ઘણીજ થોડી હતી. કમલાક્ષ નામે એક બ્રાહ્મણ શાન્તિપુરમાં રહેતા હતા. અલ્પ વયમાં અનેક પ્રકારની વિદ્યામાં

પ્રવીણ થઇને માધવેન્દ્રપુરી + નામે એક કૃષ્ણ-ભક્તની પાસેથી તેમણે મંત્ર લીધો. ત્યાર પછી યોગ, તપશ્ચર્યા, સાધન, ભજન ઇત્યાદિથી શક્તિસંપન્ન થઇ લોકમાં પૂજ્ય ગણાવા લાગ્યા હતા. શ્રીમદ્ભાગવત અને ભગવદ્‌ગીતામાં તેમના જેવો નિપુણ બીજો કોઇ ન હતો. જે થોડા ઘણા વૈષ્ણવો હતા તેમને પોતાના પાર્ષદ બનાવીને તેમને વૈષ્ણવ ધર્મનો ઉપદેશ કરતા. તે સમયે વૈષ્ણવો સમાજમાં ઘણા અપદસ્થ હતા. તેઓ કમલાક્ષની સભામાં બેસીને પોતાના મંડળની દીન અવસ્થા વિષે કલ્પાંત કરવા લાગ્યા. કમલાક્ષે તે વખતે ગર્જના કરી કહ્યું. " તમે શાંત થાઓ. આપણા પ્રભુ શ્રીનન્દનન્દન સત્વર જરૂર સર્વની આગળ નયનગોચર થશે." આ પ્રમાણે બોલીને તે પોતાના ભકતોને શાંત કરી વિરમતા નહિ પણ પોતે પણ તેવોજ સંકલ્પ કરીને શ્રીકૃષ્ણ-ભજન કરતા હતા. શ્રીગોવિંદના ચરણમાં ગંગાજળ અને તુલસીદલ અર્પણ કરી કહેતા, " પ્રભો ! સત્વર પધારો. વિલંબ ન કરશો મનુષ્ય સમાજની અધોગતિની પરિસીમા આવી છે. તમારા વિના તેમનો ઉદ્ધાર અન્ય કોણ કરી શકશે." આવી રીતે સ્તુતિ કરી કમલાક્ષ ગર્જના કરતા. એ કમલાક્ષનું બીજું નામ અદ્વૈતાચાર્ય હતું, એમનું ઘર શાંતિપુરમાં હતું પણ બીજું ઘર નવદ્વીપમાં હતું. હંમેશાં તે ત્યાંજ રહેતા. નિમાઇના અગ્રજ વિશ્વરૂપ આ અદ્વૈતાચાર્યને ઘેર હંમેશ જતા.

---

+એ માધવેન્દ્રપુરીની કથા ત્રીજા ભાગમાં આવશે. અત્રે એટલું કહીશું કે એમનો કૃષ્ણ-પ્રેમ અલૌકિક હતો. સામાન્ય મનુષ્યમાં એટલી ભક્તિ સંભવે નહિ. કહેવાય છે કે ચોમાસામાં વાદળ જોઇ કૃષ્ણની ભ્રાંતિ થવાથી તે મૂર્છિત થઈ જતા.

જ્યારે વિશ્વરૂપનું વય આશરે દશ વર્ષનું હતું ત્યારે નિમાઇનો જન્મ થયો હતો. ત્યાં સુધી વિશ્વરૂપ એકલા હતા. તેમને ભાઇ કે બ્હેન ન હતાં તેથી તેમનો સઘળો ભ્રાતૃસ્નેહ તેમના મિત્ર, સમવયી અને મામાના પુત્ર લોકનાથ ઉપર ઢળ્યો હતો. વિશ્વરૂપના માતામહનો નિવાસ નવદ્રીપની વેલપુખર શેરીમાં હતો. લોકનાથ અને વિશ્વરૂપ વચ્ચે ગાઢ સ્નેહ હતો. બેઉ સાથે વાંચતા અને સાથે ફરવા જતા. જ્યારે નિમાઇનો જન્મ થયો ત્યારે વિશ્વરૂપનું ગાત્ર હર્ષથી પુલકિત થયું અને સૂતિકાગૃહમાં જઇને તેમણે કનિષ્ઠ બંધુને આલિંગન કર્યું.

વિશ્વરૂપનાં રૂપ, ગુણ અનુપમ હતાં. બુદ્ધિ એટલી સતેજ હતી કે અતિ અલ્પ વયમાં તેમણે સમસ્ત શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. ન્હાનો ભાઇ તેને પ્રાણપ્રિય હતો છતાં આખો દિવસ અને રાત્રિ શાસ્ત્રાવલોકનમાં નિયુક્ત હોવાથી તેના તરફ દૃષ્ટિપાત કરવાનો પણ તેને અવકાશ મળતો નહિ. તેથી નિમાઇની તોફાન મસ્તી ઘણી વધી જવા પામી હતી. જગન્નાથ મિશ્રને કુટુંબ નિર્વાહ માટે દ્રવ્યોપાર્જન કરવા હરઘડીએ બ્હાર જવું પડતું અને વિશ્વરૂપ, ગમે તો પાઠશાળામાં હોય કે ઘેર હોય, જ્યાં હોય ત્યાં હમેશાં પુસ્તકોમાંજ વરૂંધાઇ રહેતા. આથી કરીને નિમાઇ ઉપર દેખરેખ રાખનાર કોઇ રહ્યું નહિ. તો પણ ભાઇ આગળ તે બહુ નમ્ર રહેતા. નિમાઇ જેટલું ભાઇને માન આપતા તેટલું તો પિતાને પણ આપતા નહિ.

એવામાં અદ્વૈતાચાર્ય સાથે વિશ્વરૂપનું મિલન થયું. તેમને જોઇને અદ્વૈતાચાર્ય અને તેમની સમસ્ત સભાને પ્રેમ ઉપજ્યો.

આ સભામાં વિશુદ્ધ ભગવદ્ભક્તિનું તત્વ શ્રવણ કરીને વિશ્વરૂપને ઘણો આનંદ થયો. તેમના સહાધ્યાયીઓમાંના કોઇ જ્ઞાન, કોઇ તંત્ર અને કોઇ માયાવાદનો અભ્યાસ અને ચર્ચા કરતા. એ સર્વ વ્યાપાર જોઇને વિશ્વરૂપને અહોનિશ મનમાં ક્લેશ થતો. અદ્વૈતની સભામાં ભગદ્ભક્તિનુંજ વિવેચન થતું હતું તેથી ત્યાં તેમનું મન આકૃષ્ટ થયું અને સર્વદા એ અમૃત રસાસ્વાદનમાં લુબ્ધ થઇ રહ્યું.

જ્યારે વિશ્વરૂપ ટોલમાં (પાઠશાળામાં) અભ્યાસ કરતા ત્યારે બપોરે ઘેર આવતા. પણ અદ્વૈતની સભામાં પ્રવેશ કર્યા પછી ત્યાં-ને ત્યાં લગભગ બધો દિવસ અને રાત પણ ગાળતા. બપોર થયા પછી ઘેર જમવા આવવાની ઇચ્છા પણ થતી નહિ. તેથી ઘણીવાર અદ્વૈતની સભામાંથી ભાઇને તેડી લાવવા માટે શચીદેવી નિમાઇને મોકલતાં. જ્યારે ભાઇને બોલાવવા માટે બાળક નિમાઇ અદ્વૈતની સભામાં પ્રવેશ કરતા ત્યારે ત્યાં બેઠેલા સર્વ સજ્જનો એક દૃષ્ટિથી નિમાઇના રૂપ અને લાવણ્યનું પાન કરતા. અદ્વૈતાચાર્ય કહેતા, " આ બાળક મારા ચિત્તનું શાથી હરણ કરે છે ? એ કોણ હશે ? " *

જગન્નાથ મિશ્ર નિર્ધન હતા તેથી કમાવામાં રોકાયલા રહેતા. આ બાજુએ વિશ્વરૂપ રાત દિવસ અદ્વૈત પાસે બેસી રહેતા. તેથી પિતા પુત્રનું પરસ્પર દર્શન પણ ઘણી મુદ્દતે થતું. એક દિવસ

---

* જીવમાત્રના ચિત્તને આકર્ષનાર તે કૃષ્ણ. શ્રીગૌરાંગ દર્શન માત્રથી સર્વના આત્માને પોતાની તરફ ખેંચી લેતા. એનાં સેંકડો દૃષ્ટાંત વાંચનારને આ ગ્રંથમાંથી મળી આવશે. ભાષાન્તર કર્તા.

માર્ગમાં વિશ્વરૂપ જગન્નાથના જોવામાં આવ્યા. પુત્રને વિવાહ યોગ્ય થયેલો જોઈ તેનું લગ્ન કરવાનો સંકલ્પ તે ઘડીએ કર્યો અને ઘેર આવી શચીદેવી સાથે વાતચીત કરી વિવાહની ગોઠવણ કરવા માંડી. આ બાબત જ્યારે વિશ્વરૂપના જાણવામાં આવી ત્યારે તે વિષાદ–સાગરમાં ડૂબી ગયા.

તે સમયે તેમના હૃદયમાં વૈરાગ્યનો ઉદય થયો હતો. વિવાહ કરી સંસારમા બદ્ધ થવું નથી એવો તેમણે દઢ નિશ્ચય કર્યો. એક બાજુએ પિતા અને માતા પ્રતિ તેમની ભકિત કાંઇ જેવી તેવી ન હતી. જો તેઓ લગ્ન કરવાની આજ્ઞા કરે તો તેનો ભંગ કર્યાથી ગુરૂજનદ્રોહી થઇ પતિત થઇશ. જો લગ્ન કરીશ તો સંસારમાં વરૂંધાવાથી હું જરૂર પ્રભુને ભૂલી જઇશ. આયુષ્ય બહુજ ટૂંકુ છે. આખું આયુષ્ય ઇશ્વિરભકિતમાંજ ગાળું તોપણ ઓછુ છે. હવે શું કર્તવ્ય છે? વિશ્વરૂપે અંતે ગૃહત્યાગ કરવામાં શ્રેય છે એવો નિશ્ચય કર્યો.

અવશ્ય ગૃહત્યાગ કરવાથી માતાપિતા મર્માહત તો થશે. પરંતુ પરિણામે તેમનું શુભ થશે. કારણ કે શાસ્ત્રમાં કહ્યું છે કે જે કુળમાં એક જણ સંન્યાસી થાય તો તે કુળના સર્વનું કલ્યાણ થાય છે. વળી વિશ્વરૂપ વિચાર કરે છે કે ગૃહત્યાગ કરીશ તો નિમાઇનું શું થશે! તેને સારી રીતે વિદ્યાભ્યાસ કોણ કરાવશે? તેને જ્ઞાનના રહસ્ય ભંડારની ચાવી કોણ આપશે? પણ જો ગૃહત્યાગ નહિં કરૂં તો જરૂર સંસારમાં આબદ્ધ થઇશ. નિમાઇની બાબતમાં વિચારતાં વિચારતાં એક નિશ્ચય ઘડયો. શચીદેવીને બોલાવીને કહ્યું, "મા! મારી એક વાત માનશો? નિમાઇ મોટો થાય ત્યારે આ પુસ્તક તેને આપજો

અને કહેજો કે તારા મોટા ભાઈએ તને વાંચવા આપી છે. મા ! જરૂર આટલું મારૂં કહેણુ માનજો. " એમ કહી શચીદેવીના હાથમાં એક પુસ્તક આપવા માંડયું. શચીદેવી આ જોઇ સ્તબ્ધ બની બોલ્યાં, " પણ તું પોતે તેને આપજેને ?"

વિશ્વરૂપ કહે, " મા ! જો મારાથી અપાશે તો આપીશ. પણ મા ! મર્યા જીવ્યાની વાત કોઇ કહી શકે છે ? માટે મા ! મારો આટલો બોલ રાખો. ' શચીદેવીને જરૂરનું કામ હોવાથી વધારે રકઝક કર્યા વગર તેમણે તે પુસ્તક લઇ સાચવીને એક જગ્યાએ મૂકયું.

જો કે લોકનાથ અને વિશ્વરૂપ સમવયસ્યક, સહાધ્યાયી અને મિત્ર જેવા હતા તોપણ લોકનાથ વિશ્વરૂપ પ્રત્યે ગુરૂતુલ્ય ભક્તિ રાખતા હતા. રૂપ અને ગુણમાં અલૌકિક હતા તેથી તેમાં કાંઇ આશ્ચર્યકારક ન હોતું. વિશ્વરૂપે સંન્યાસ લેવાનો નિશ્ચય લોકનાથને જણાવ્યો. તે સાંભળી તેમણે કહ્યું, " જ્યાં તમે જશો ત્યાં હું આવીશ. હું તમારી પૂઠ છોડીશ નહિ." આથી આખરે લોકનાથને સાથે તેડી લેવાનું વિશ્વરૂપને કબૂલ કરવું પડયું.

વિશ્વરૂપનું વય તે સમયે સોળ વર્ષનું હતું. લોકનાથ તેમનાથી નાના હતા. બેઉ જણ રાત્રે જગન્નાથને ઘેર સૂતા હતા. શિયાળો હતો. આશરે એક પ્રહર રાત્રિ રહેતાં બેઉ ઉઠયા. સાથે માત્ર ભગવદ્‌ગીતાની પોથી લીધી. આંગણામાં આવી નિદ્રિત માતાપિતાને પ્રણામ કર્યા. નિમાઇને શ્રીકૃષ્ણના ચરણ કમળમાં સમર્પણ કરી બેઉ જણ ત્વરાથી ગંગાના ઘાટ તરફ દોડી ગયા. રાત્રે નદી ઉતરવાનો બીજો ઉપાય ન હોવાથી, ડાબા હાથમાં પુસ્તક ઊંચું

પકડી રાખી, જમણે હાથે વામો ભરી ગંગા તરી ગયા અને શીત કાળમાં ભીને વસ્ત્રે પશ્ચિમ તરફ પ્રયાણ કર્યું. થોડા દિવસ પછી પુરી સંપ્રદાયના એક સંન્યાસીને હાથે વિશ્વરૂપે સંન્યાસ મંત્ર ગ્રહણ કર્યો અને શંકરારણ્ય પુરી નામ ધારણ કર્યું. વિશ્વરૂપે સંન્યાસ લીધા પછી લોકનાથે તેમની પાસે મંત્ર લીધો. અને ગુરૂનાં દંડ કમંડલ ઊંચકી ચાલવા માંડ્યું. સંસારમાં જેમણે કદી દુઃખની આંચ સરખી જોઇ ન હતી તેવા બે કુમળા છોકરાઓ દંડકમંડલ ધારણ કરી અનંત પંથના પ્રવાસી થયા.

બીજે દહાડે જમવાનો વખત થઇ ગયો પણ વિશ્વરૂપ અદ્વૈતની સભામાંથી આવ્યા જણાયા નહિ. તપાસ કરતાં ખબર પડી કે ત્યાં તે આવ્યાજ નથી. પછી વેલપુખરીઆમાં ભાળ કહાડી ત્યારે વિશ્વ-રૂપ અને લોકનાથ બેઉ જણ ગૂમ થએલા માલમ પડયા. કેટલેક કાળે શચી અને જગન્નાથે સાંભળ્યું કે વિશ્વરૂપે તેમની અને તેના નાના ભાઇ સાથેની માયાનો ઉચ્છેદ કરી સંન્યાસધર્મ ગ્રહણ કરવા ગયા છે. જો કોઇ પુત્ર પોતાના સુખને માટે અથવા કોઇ એવા ક્ષુદ્ર કારણને લીધે સ્વજનના સ્નેહને તરછોડીને સંન્યાસી થાય તો તે કદાચ સહન થઇ શકે. તેવા પુત્રને નિષ્ઠુર અને અકૃતજ્ઞ કહેવો જોઇએ. પણ સંસારનાં સમસ્ત સુખને તિલાં-જલિ આપી, સમસ્ત મધુર બંધનનું છેદન કરી જો કોઇ પ્રિય-જન ભગવાનની સેવાના નિમિત્તથીજ વનવાસ કરે તો તેનો વિરહ અસહ્ય લાગે છે. તેથી શચી અને જગન્નાથનો શોક સામાન્ય પુત્ર શોક ન હતો. કાંઇક વિશેષ હતો, અમારો પુત્ર મદનમોહન નદીયાના વિદ્વાન વર્ગમાં પૂજિત, નિર્મલ અને સાધુ ચરિત, હતો.

આવા વિચાર મનમાં ઘૂંટી ઘૂંટી તેઓ કલ્પાંત કરી કહેતાં કે આ-પણે અમૂલ્ય રત્ન ગુમાવ્યું.

પરમ સુન્દર, સમજણો, આજ્ઞાંકિત, ભ્રાતૃવત્સલ, જ્ઞાની અને ભક્તિપૂર્ણ અલ્પ વયનો કુમાર વૃક્ષતલવાસી થયો એ કથા સાંભળી નદીઆના લોક આક્રન્દ કરવા લાગ્યા, ત્યારે શચી અને જગન્નાથનાં કલ્પાંતનું શું કહેવું ? શચીને સમજણ અને દિલાસો આપવાનું જગન્નાથનું કર્તવ્ય હતું પણ તેમના મનની સ્થિતિ એ કાર્ય કરે એવી રહી ન હતી. સગાંવ્હાલાં તેમને સમજાવવા લાગ્યાં કે ધન્ય છે તમને ! ધન્ય છે તમારા પુત્રને ! એવા પુત્રથી તો તમારૂં કુળ ઉજ્જવલ થયું. આ કથન સાંભળીને પણ તેઓ શાંત થઇ શકયાં નહિ. પણ પુત્રને ઘેર પાછો બોલાવી લાવવાની ઇચ્છા એક પળવાર તેમના હૃદયમાં ઉત્પન્ન થઇ ન હતી. સોળ વર્ષનો છોકરો કાચી સમજથી સંન્યાસી થયો છે એમ કહી આપણે હોઇએ તો તેને સમજાવી પાછો તેડી લાવી તેને સંસારમાં પુનઃ પ્રવેશ કરાવીએ અને શ્રીભગવાનની આગળ કાલાવાલા કરીને કહીએ કે, “ હે પ્રભો ! અમારો પુત્ર છોકરવાદી કરી સંન્યાસી થયો છે તેથી સંન્યાસ ધર્મનો પરિત્યાગ કરવાનો તેનો અપરાધ તમે ક્ષમા કરજો” પણ જગન્નાથે તેમ કર્યું નહિ. તેમણે તો શ્રી ભગવાનની પ્રાર્થના કરી કે મારો પુત્ર પોતાનો ધર્મ નષ્ટ કરી ઘેર પાછો ન આવે માટે તેને ધૈર્ય અને હૃદયબળ આપજો. શચી દેવીએ પણ એક વાર એવીજ પ્રાર્થના કરી હતી. આ કારણથી નિમાઇએ શચી જગન્નાથને ઘેર જન્મ ગ્રહણ કર્યો. તેઓ એવાં ભકત ન હોય તો નિમાઈ જેવો પુત્ર તેમને કયાંથી હોય ?

આ વખતે નિમાઇ ૭ વર્ષના હતા. જયારે ઘરમાં કલ્પાંત

મચી રહ્યું હતું ત્યારે તે શેરીમાં રમતા હતા. ઘરમાં રૂદનનો અવાજ સાંભળી ઘેર દોડતા આવ્યા. ઘેર આવતાં તેમણે મોટા ભાઇના સંન્યાસની હકીકત જાણી. તેમના સમજવામાં આવ્યું કે હવે ભાઇ ઘેર આવશે નહિ. હવે ભાઇનું મુખ જોવાનો પ્રસંગ આવશે નહિ. આ વાતથી તે મૂર્છિત થઇ પૃથ્વીપર ઢળી પડયા.

તે ક્ષણે શચી અને જગન્નાથ વિશ્વરૂપને પળવાર માટે ભૂલી ગયાં. અત્યંત કાળજીથી નિમાઇને જાગૃત કરવા લાગ્યાં. ઘણી વાર સુધી જળ છાંટયાથી નિમાઇ સચેત થયા ત્યારે શચી અને જગન્નાથ નિમાઇનો ગાઢ ભ્રાતૃ-સ્નેહ જોઇ પોતાનો શોક કાંઇક ભૂલી ગયાં. પોતે શોક ન કરતાં શોકાકુલ નિમાઇનું સાંત્વન કરવાનું આપણું કર્ત-વ્ય છે એવો તેમણે વિચાર કર્યો તેથી તેઓ પુત્રનું સાંત્વન કરવા મુખ ઉપર ઉપરા ઉપરી ચુંબન કરવા લાગ્યાં. તે દિવસથી નિમા-ઇએ તોફાન મસ્તી છોડી દીધાં. છ વર્ષના નિર્દોષ નિમાઇ માતા પિતાને ગદગદ સ્વરે કહેવા લાગ્યા કે 'બાબા ! મા ! તમે શાંત થાઓ હું તમારૂં બેઉનું પાલન કરીશ.'

વિશ્વરૂપે સોળમે વર્ષે સન્યાસ લીધો. અઢારમે વર્ષે પુનાની નજીક આવેલા પાંડુપુર (પંઢરપુર) ગામમાં અતિ અલૌકિક રીતે તે અપ્રકટ થયા.

શ્રી ગૌરાંગથી અનુગૃહિત કવિ કર્ણપૂર 'ગૌરગણોદ્દેશદિપિ-કા'માં લખે છે:—

यथा श्री विश्वरुपोऽयं तिरोभूतः सनातनः ।

नित्यानंदाव[illegible]तेन मिलित्वापि तदा स्थितः ॥

ततोऽवधूतेन भगवान् बलात्मा
भवन् सदा वैष्णववर्ग मध्ये ।
जज्वाल तिग्मांशु सहस्र तेजो
इति ब्रुवन्मे जनको ननर्त ॥

તેમજ ‘ભક્તમાળ’ નામે ગ્રંથમાં લખ્યું છે કે:—

*ગૌરાંગ અગ્રજ વિશ્વરૂપ શુભ મતિ
દારાપરિગ્રહણ ના કર્યું થયા યતિ.
ઇશ્વરપૂરીને આપી સર્વ નિજ શક્તિ,
ભક્તિના પ્રચાર અર્થે, અંતર્હિત થઈ.
નિત્યાનંદ દેહે પ્રેર્યો શક્તિ કેરો અંશ,
સર્વ ભક્ત જોતાં પોતે થયા તેજ રૂપ.
વિશ્વરૂપ મૂર્તિ જોઇ કોટિ સૂર્ય તુલ્ય,
*શિવાનંદ સેન નૃત્ય કરે પામી હર્ષ.

---

*બંગાળી ‘પયાર’ છંદમાં રચાયલા કાવ્યનો તેજ રાગમાં અનુવાદ કર્યો છે.

*શિવાનંદ સેન કવિ કર્ણપૂરના પિતા. જ્યારે શ્રીગૌરાંગ નીલાચલમાં રહેતા હતા ત્યારે શિવાનંદસેન પોતના પાંચ છ વર્ષના પુત્રને લઇ પ્રભુના દર્શને આવ્યા હતા. પગે લાગ્યા પછી તેમના જમણા પગનો અંગુઠો ચૂસ-તાં ચૂસતાં બાળકને કવિત્વ શક્તિ પ્રાપ્ત થઇ અને ઉત્તમ સંસ્કૃત ભાષામાં તેમણે ‘કર્ણપૂર’ શબ્દથી શરૂ થતો શ્લોક ગાયો. તે સમયે શ્રીગૌરાંગે તેમનું નામ ‘કર્ણપૂર’ પાડયું. બંગ સાહિત્યમાં એ નામથીજ તે પ્રસિધ્ધ છે. એ કથા ત્રીજા ખંડમાં આવશે.

ભાષાન્તર કર્તા.

# અધ્યાય ૩ જો.

## નિમાઇનો પ્રથમ આવેશ.

નિમાઇએ તે દિવસથી ચિત્ત રાખીને ભણવા માડયું. પહેલાંની બધી મસ્તી છોડી દીધી. એક ક્ષણવાર પણ માબાપની નજર આગળથી દૂર જતા નહિ. પોતે તેમને એકલાં મૂકીને દૂર જાય તો વિશ્વરૂપનો શોક પુનરુદ્દીપિત થાય એવા વિચારથી ઘેર રહી પિતાની પાસે પાઠ શીખતા હતા. નિમાઇને ખોળે બેસાડી જગન્નાથ ભણાવતા હતા અને શચાંદેવી પાસે બેસી આનંદથી વિહ્વલ થઇ પુત્રમુખ નિહાળતાં હતાં. નિમાઇના મધુર ચરિત્રથી તેમને કેટલેક અંશે સાંત્વન મળ્યું. પણ એટલામાં એક અદ્‌ભુત ઘટના થઇ.

એક દિવસ ભગવાનને ધરાવેલું તાંબુલ નિમાઇએ ખાધું અને તેજ ક્ષણે મૂર્છિત થઇ પૃથ્વીપર ઢળી પડયા. નિમાઇની આવી અવસ્થા તેમના માતાપિતાએ ઘણીવાર જોઇ હતી તેથી તેમને બહુ ભય લાગ્યો નહિ. તેમણે નિમાઇને જગાડવાના ઉપાય કર્યા. થોડી વાર પછી તેમને ચેતન આવ્યું. જાગીને તેમણે એક અદ્‌ભુત વૃત્તાંત કહ્યું. નિમાઇ કહે, “બાબા ! મા ! એક વાત સાંભળો. મારા મોટા ભાઇ અહિં આવી મને તેડી ગયા, અને મને કહેવા લાગ્યા કે તું પણ મારી પેઠે સંન્યાસી થા. ત્યારે મેં તેમને કહયું કે હું હજી બાળક છું. હમણાં હું સંન્યાસીના ધર્મ કેવી રીતે સમજી શકું ? હું તો ઘેર રહી માતા પિતાની સેવા કરીશ. તેમ કરીશ તો લક્ષ્મીનારાયણ મારા પ્રતિ સંતુષ્ટ થશે. આ સાંભળી મને ભાઇએ કહ્યું કે ભલે તું ત્યારે ઘેર જા. જઇને માતાપિતાને મારા નમસ્કાર કહેજે”.

આ વાત સાંભળી શચી અને જગન્નાથને હર્ષ અને શોકની મિશ્ર લાગણી થઇ. દૈવયોગે પુત્રના સમાચાર મળવાથી અને તે પોતાનાં મા-બાપને ભૂલી ગયો નથી એ જાણી તેમને અત્યંત આનંદ થયો પણ તેની સાથે અત્યંત ભય પણ પેદા થયો. તેમને થયું કે વિશ્વરૂપ નિમાઇ-ને સમજાવીને જરૂર સંન્યાસી કરશે.

શચી દેવીને તો આ વાત થોડા દિવસમાં વિસારે પડી ગઈ પણ જગન્નાથ મિશ્રથી ભૂલાઇ નહિ. તે રાત્રિદિવસ એ વાતનોજ વિચાર કરવા લાગ્યા. શ્રીચૈતન્ય ભાગવતમાં એક કથા એવી છે કે જગન્નાથને રાત્રે સ્વપ્ન આવ્યું. તેમણે જોયું તો નિમાઇને તરુણા-વસ્થા પ્રાપ્ત થઇ છે. રૂપ અને તેજથી સહસ્ર સૂર્યની આભાથી દેદીપ્યમાન થઇ રહ્યા છે. શિરનું મુંડન કરાવ્યું છે. દંડ, કૌપીન અને કમંડલ ધારણ કર્યું છે. અદ્વૈતાચાર્ય અને તેવા અન્ય મહાનુ-ભાવ પુરૂષો તેમને ચરણે પ્રણામ કરી રહ્યા છે. નિમાઇ નૃત્ય કરે છે અને તેમની આસપાસ લક્ષ લક્ષ લોક હરિધ્વનિ કરી નૃત્ય કરે છે. આ સ્વપ્ન દર્શનથી અને નિમાઇના તે દિવસના કથનથી જગન્નાથે મનમાં એક દૃઢ નિશ્ચય કર્યો:– 'એક છોકરો ભણીને વિદ્વાન થયો ત્યારે સંસારની અનિત્યતા તેના સમજવામાં આવી અને તેથી તેણે ગૃહત્યાગ કર્યો. જો બીજાને ભણાવીશ તો તેની પણ તેવીજ અવ-સ્થા થશે. માટે નિમાઇ મૂર્ખ રહે તેમાંજ લાભ છે. મૂર્ખ રહેશે પણ ઘેર તો રહેશે ! ભગવાન તેને અન્ન તો આપશે." રાત્રે આવો નિશ્ચય કરી સવારમાં ઘેરથી બહાર જતી વખત તેમણે નિમાઇને બોલાવી કહ્યું, "વિશ્વંભર ! આજથી તારો પાઠ બંધ. જો તું ભણે તો તને મારા સમ છે."

નિમાઇએ પિતાની આજ્ઞાનો અતિક્રમ ન કર્યો. ભણવાનું બંધ કરી ફરીથી રમતમાં ઉન્મત્ત થયા. પ્રથમ રમતા ત્યારે માત્ર આંગણામાંજ રમતા. હવે એક શેરીમાંથી બીજી શેરીમાં એમ સર્વત્ર ભટકવા લાગ્યા. પ્રથમ તેમની રમત નાના બાળકની હતી. હવે તો મોટી ઉમરના છોકરાની પેઠે રમવા લાગ્યા. ગંગાજીમાં સ્નાન કરવાને બ્હાને જતા તે ઘણીવાર થાય ત્યારે ઘેર આવતા. તેમની જળકેલીથી સારાં માણસોને ઘણો ઉપદ્રવ થતો. નિમાઈ કેઇ વાર ડૂબકી મારી લોકોને પગ ખેંચી પાડી નાંખતા. કોઇ વાર પૂજાનાં ફૂલ લઈ પોતે પોતાની પૂજા કરવા મંડી જતા અને નૈવેદ્ય પોતે ખાઈ જતા. ધીમે ધીમે આ બાબતની ફરિયાદ જગન્નાથ મિશ્ર પાસે આવવા લાગી. તે પોતે પુત્રના સઘળો ઉપદ્રવ સહન કરતા અને જે ફરિયાદ કરવા આવતા તેમને કાલાવાલા કરી માફી માગી વિદાય કરતા. સ્ત્રીઓ શચીદેવી પાસે નિમાઇ વિશે ફરિયાદ કરવા જતી. તેમને પણ નમ્રતાથી ઠંડી પાડી શચીદેવી વિદાય કરતાં. કોઇ કોઇવાર તે નિમાઇને ધમકાવતાં, ત્યારે તે એકજ જવાબ આપતા કે, તમે મને ભણવા દેતાં નથી માટે હું મૂર્ખની માફક ન વર્તું તો શું કરૂં ? તે ઉપરથી પુત્રને ભણાવવા માટે શચીદેવી જગન્નાથને સમજાવતાં અને કહેતાં કે નિમાઇને તમે ભણવા દેતા નથી તેથી તેને બહુ દુઃખ થાય છે અને તેથીજ આવી મસ્તી કરે છે. પણ જગન્નાથ ભણાવવાને સંમત થતા નહિ. વિશ્વરૂપે બતાવેલા ભયથી તેમને મનમાં દૃઢ વિશ્વાસ બેઠો હતો કે નિમાઇ ભણશે તો જરૂર સંસાર ત્યાગ કરશે.

એક દિવસ નિમાઇ એંઠાં વાસણ પડયાં હતાં ત્યાં જઇ પહોંચ્યા. એક ઉપર એક વાસણ ગોઠવી ઉંચું આસન કરી તેના ઉપર

બેઠા. શચીએ પ્રથમની પેઠે વિનંતિ કરવા માંડી પણ નિમાઈ નીચે ઉતરે નહિ. આખરે તેમણે માને કહ્યું, "તમે જ્યારે મને ભણવા દેતાં નથી ત્યારે હું પણ વાસણ ઉપરથી નીચે ઉતરીશ નહિ" તે ક્ષણે ત્યાં બે ચાર પાડોશણો આવી પહોંચી. તેમણે નિમાઇનો પક્ષ લઇ શચી દેવીને ઠપકો આપવા માંડયો. તેમણે કહ્યું, 'નિમાઇ તોફાન કરે તેમાં એનો શો દોષ? એ બિચારો પોતાની ઇચ્છાથી ભણવાનું કહે છે અને તમે એને અટકાવો છો. તમારૂં સદ્‌ભાગ્ય કે પુત્ર ભણવાનું ન મળવાથી દુઃખી થાય છે." ત્યારે શચીએ નિમાઇને વચન આપ્યું કે હું તારા પિતાને ગમે તેમ કહી સમજાવીને કાલથી ભણાવવા માંડીશ.

શચી અને શેરીનાં અન્ય સગાંવ્હાલાં નિમાઇને ફરીથી ભણાવવા માટે જગન્નાથને વિનંતિ કરવા લાગ્યાં તેથી તેમણે બીજે દિવસથી પુત્રને ભણાવવા માંડયું. તે દિવસથી નિમાઇએ સઘળી મસ્તી છોડી દીધી અને મનોનિવેશ પૂર્વક ભણવા માંડયું. તેમની બુદ્ધિથી સર્વ વિસ્મિત થતાં. એકવાર શીખવતાં બધું સમજી જતા અને તે ઉપર નાના પ્રકારના વિચાર કરતા. ભણવામાં એટલું બધું મન પરોવાયું કે શેરીના બીજા સરખી વયના છોકરા રમતા ત્યારે નિમાઈ એકાન્તમાં બેસી પાઠ કરતા.

એમ કરતાં કરતાં નિમાઇને નવ વર્ષ પૂરાં થયાં. ત્યારે તેમને ઉપવીત આપવાનો જગન્નાથે વિચાર કર્યો. પોતાના ગુરુ પુરોહિત વિષ્ણુ પંડિત અને સુદર્શન પંડિત ઇત્યાદિ અધ્યાપક ગણને આમંત્રણ કર્યું. નાના પ્રકારનાં વાદ્ય વાગવા લાગ્યાં. નિમાઇને પીઠી ચોળી સ્નાન કરાવ્યું. ત્યાર પછી નિયમ પ્રમાણે નિમાઇને મુંડન કરાવવામાં

આવ્યું અને જગન્નાથે પુત્રના કાનમાં ગાયત્રી મંત્રનો ઉચ્ચાર કર્યો. તે સમયે નિમાઇનું તેજ અમાનુષિક દેખાતું હતું.

ત્યાં એકાએક અતિ અદ્‌ભુત બનાવ બન્યો. નિમાઇને મુંડન કરાવ્યા પછી રાતાં વસ્ત્ર પહેરાવ્યાં ત્યારે તે નવીન બ્રહ્મચારીનું કેવા પ્રકારનું લાવણ્ય હતું તેનું વર્ણન કરવું દુ:સાધ્ય છે. તોપણ જ્યારે પિતાએ તેમને કાનમાં મંત્ર આપ્યો ત્યારે નિમાઈ આવિષ્ટ થઇને હુંકાર અને ગર્જના કરી થોડા વખત સુધી અચેત અવસ્થામાં પૃથ્વી ઉપર ઢળી પડયા. સઘળા લોકોના જોવામાં આવ્યું કે તે-મનું બધું અંગ પુલકિત થયું છે અને પ્રત્યેક ભાગમાંથી દૈવ્ય તેજ બહાર ઝળકી રહ્યું છે; નેત્રમાંથી નીકળતી અશ્રુની ધારા વડે પૃથ્વી ભીંજાવા લાગી સઘળા લોક ગાભરા બની ગયા અને મુખ ઉપર જળ છાંટી નિમાઇને ચેતન આપવા યત્ન કરવા લાગ્યા.

કેટલીક વારે તે જાગૃત થયા પણ કશુ બોલ્યા નહિ. તે સમયે તેમની મુખાકૃતિ એવી ગંભીર દેખાતી હતી કે તેમની સાથે વાત કરવાની કોઇની હિંમત ચાલી નહિ. પછી તે પિતાનો હાથ પકડી રિવાજ પ્રમાણે એકાંત સ્થાનમાં બેઠા.

જે પંડિતો ત્યાં હાજર હતા તેઓ નિમાઇનો આવેશ અને ભાવ જોઈ સ્તબ્ધ બની ગયા. તેમના શરીરમાં કોઇ દેવનો આવેશ છે એવી સર્વની પાકી ખાત્રી થઇ. ઘણાએ એવું અનુમાન કર્યું કે એ સુંદર બાળકના દેહમાં શ્રીકૃષ્ણ વિરાજમાન છે. તે દિવસથી નિમા-ઇનું એક નામ ‘ગૌર હરિ’ પડયું. ત્યારથી કેટલાક લોક તેમને ‘ગૌર હરિ’ કહીને બોલાવતા હતા.

રિવાજ પ્રમાણે એકાંતમાં બેઠા પછી નિમાઈ બહાર આવ્ય બધા લોકોએ ઇચ્છા પ્રમાણે તેમને ભિક્ષા આપી. નિમાઇની ઝોળ માં ભિક્ષા નાંખી લોક જતા હતા એવામાં એક દરિદ્ર બ્રાહ્મ નિમાઇને સોપારી ખાવા આપી. સોપારી ખાતાં ખાતાંજ તેમણે ગંભી અવાજથી માતાને બોલાવ્યાં.

શચીદેવી આવીને જુએ છે તો નિમાઇની આકૃતિ તમામ બ દલાઈ ગયેલી હતી. જાણે કોઈ પરમ જ્ઞાની પુરુષ બેઠા હોય એ જણાતા હતા. તેમના અંગમાંથી વિદ્યુત જેવું તેજ બહાર નીકળત હતું અને તેના પ્રકાશથી ચારે બાજુએ ઝળાંઝળાં થઈ રહ્યું હતુ શચી પુત્રની પાસે આવીને ભયભીત થઇને તેમની આગળ ઉભ રહ્યાં. પુત્રની મુખમુદ્રા જોઈ એક શબ્દ બોલવાની પણ તેમની હિંમ ચાલતી નહોતી. પછી નિમાઇએ ગંભીર સ્વરે કહ્યું, “ મા ! તે આજથી એકાદશીને દિવસે અન્ન ખાશો નહિ. ” આ સાંભળી શચ દેવી અતિશય અપરાધિનીની પેઠે બોલ્યાં, “ હું આજથી તમાર આજ્ઞાનું પાલન કરીશ. ” તે વખતે નિમાઇ મારો પુત્ર છે એવું જ્ઞાન શચીને રહ્યું ન હતું. તેથી નિમાઇની ઇચ્છા તેમની માતાને મન આજ્ઞ તુલ્ય હતી. પછી નિમાઈએ શચી દેવીને વિદાય કર્યાં.

વળી બીજી વાર તેમણે માતાને બોલાવ્યાં. શચી દેવી ઉતાવળાં ઉતાવળાં આવ્યાં. નિમાઈ કહે, “મા ! હું આ દેહનો હમણાં ત્યાગ કરીને જાઉં છું. બીજીવાર યોગ્ય વખતે આવીશ. જે દેહ અહીંઆં રહેશે તે તમારો પુત્ર છે. તેનું તમે જતન કરજો. ” આટલું કહી નિમાઈચંદ્ર

જનનીને પ્રણામ કરવા ગયા. તેમ કરતાં મૂર્છિત થઇને પડી ગયા. શચીએ તેમનાં મુખ ઉપર જળ છાંટયું. અનેક ઉપાયે કેટલીક વારે નિમાઇને ચેતન પ્રાપ્ત થયું. ત્યારે શચી જુએ છે તો થોડી વાર અગાઉ જે નિમાઈ હતા તે હવે નથી. અંગમાથી તેજ નીકળતું નથી. માત્ર હમેશનું લાવણ્ય રહેલું છે. મુખ ઉપર જે ગાંભીર્ય હતું તે હવે નથી. હવે તો માત્ર નિમાઇનું અસલનું ચંદ્રવદન શોભતું હતું.

આ બનાવ વિષે મુરારિ ગુપ્તે પોતાની નોંધમાં વિવેચન કર્યું છે. શચીના પુત્ર નિમાઈ તે કોણ અને "બીજીવાર આવીશ" એમ કહીને જે ચાલ્યા ગયા તે કોણ? ગુપ્તનો અભિપ્રાય શો છે તે વિષે અમે ચર્ચા કરતા નથી. તો પણ આ બનાવ વડે અવતાર એટલે શું તે સુજ્ઞ અને વિચક્ષણ લોકોને સારી રીતે સમજાય છે. "હું હમણાં જાઉં છું અને બીજીવાર આવીશ" એમ કહેનાર બીજીવાર આવ્યા હતા. અને ત્યારે તેમણે પોતાનું ઓળખાણ આપ્યું હતું.

આ અલૌકિક કથાથી વિસ્મિત થઈ જગન્નાથ મિશ્રે નિમાઇને જિજ્ઞાસાથી પૂછ્યું, "નિમાઈ! તેં આજે હમણાં કહ્યું કે હું જાઉં છું અને તમારો પુત્ર અહિ રહેશે તે શું?" બાળક નિમાઇ આ સાંભળી સ્તબ્ધ થઈ ગયા. તે કહે "કયારે? શું બોલ્યો હતો? હું તો કશું બોલ્યો નથી." જગન્નાથે જોયું કે મારા પુત્રને ખરેખર આ વાતની કશી ખબર નથી.

હવે જગન્નાથ મિશ્રના દિવસ ઘણા સુખમાં જવા લાગ્યા. અભ્યાસ સિવાય કોઇપણ કાર્યમાં નિમાઇ ધ્યાન આપતા નહિ. પહેલાંની પેઠે બીલકુલ તોફાન કરતા નહિ. લોકમાં નિન્દાને ઠેકાણે તેમનાં

વખાણ થવાં લાગ્યા. તે સુદર્શન અને વિષ્ણુ પંડિત પાસે અભ્યાસ કરતા હતા. શિક્ષકો કહેતા કે જગતમાં આવો બુદ્ધિમાન શિષ્ય હોઈ શકે નહિ. નિમાઈનું સૌન્દર્ય પણ ખીલવા લાગ્યું હતું. જગન્નાથ એક દિવસ એકાંતમાં બેસી ભગવાનની પ્રર્થના કરતા તે અચાનક નિમાઇના સાંભળવામાં આવી. જગન્નાથની પ્રાર્થના એ હતી કે નિમાઇ ઘેર રહી સંસારી થાય અને દીર્ઘાયુષ્ય ભોગવે. આ વાત સાંભળી નિમાઇ કાંઈ બોલ્યા નહિ. તોપણ જ્યારે તેમનાં રૂપ સંબંધી જગન્નાથે પ્રાર્થના કરી કે તેને કોઇ ડાકિની સ્પર્શ ન કરે, ત્યારે નિમાઇ લજ્જિત થઇ હસતા હસતા ચાલ્યા ગયા.

આ સમયે તેમનું વય આશરે અગીયાર વર્ષનું હતું; શચી માતાનું આશરે પંચાવન વર્ષનું હતું, અને જગન્નાથ તો વૃદ્ધજ થયા હતા. એવામાં તેમને એકાએક તાવ આવ્યો. તે જોઈ સર્વના મનમાં ભય ઉત્પન્ન થયો. ટૂંકામાં જગન્નાથનો અંતિમ કાળ ઉપસ્થિત થયો હતો. શચીએ ક્રંદન કરવા માંડ્યું, ત્યારે નિમાઇએ તેમને સદ્બોધ આપી કહ્યું કે રોવાનું કામ પછી થશે. હમણાં તો પિતાના કલ્યાણ તરફ લક્ષ આપવું જોઇએ. જગન્નાથને ખાટલા ઉપર સુવાડી માતા અને પુત્ર બે થઇને તેમને ઉંચકી હરિધ્વનિ કરતાં કરતાં ગંગા કાંઠે લાવ્યાં. બીજા ઘણા સ્વજન સ્નેહીઓ હાજર હતા તોપણ પિતાને ઉંચકવાનું કામ નિમાઇએ કોઇને સોંપ્યું નહિ.

હવે જગન્નાથની આ છેલ્લી ઘડી હતી. નિમાઇએ ધૈર્ય છોડી પિતાના બે ચરણ હૃદય સાથે ચાંપી વિલાપ કરવા માંડ્યો. "બાબા ! આજ પછી મારે બાબા કહેવાનો પ્રસંગ આવશે નહિ. તમે મને કોને હાથે સોંપીને જાઓ છો ? મને કોણ કાળજી પૂર્વક વિદ્યાભ્યાસ કરાવશે ?"

ત્યારે જગન્નાથ કાંઈક સચેત થઈ નિમાઇને હૃદય ઉપર લઈને બોલ્યા ' નિમાઈ! મારા મનની સઘળી ઇચ્છા પૂર્ણ થઇ છે. તને હું શ્રીરઘુનાથને હાથ સોંપીને જાઉં છું. બાપુ! મને ભૂલી જઈશ નહિ." તે વધારે બોલી શકયા નહિ. " પછી અર્ધનાભિ ગંગા જલમાં " અસ્ફુટ સ્વરે શ્રીરામ નામ જપતાં જપતાં જગન્નાથે મર્ત્ય લીલા સંવરણ કરી.

---

# અધ્યાય ૪ થો.

## વિદ્યારસિક નિમાઇ.

શચી દેવી પોતાના બાર વર્ષના પિતૃહીન બાળકને લીધે પતિશોકથી મુક્તકંઠે રૂદન પણ ન કરી શકયાં. તેમને અનેક પ્રસંગથી નક્કી સમજાયું હતું કે નિમાઇનું અંતઃકરણ પ્રેમથી પરિપૂર્ણ છે. પોતે રૂદન કરે તો પુત્રનો પિતૃશોક પુનઃ જાગૃત થાય અને તેથી તેના કુમળા અંતઃકરણને વ્યથા થાય. શચીએ મનમાં એવો નિશ્ચય કર્યો કે નિમાઇ પિતૃહીન, નિર્ધન અને સહાયશૂન્ય થયા છે એવું તેને જાણવા દેવું નહિ. એવો વિચાર કરીને શચી દેવીએ પતિશોક સહન કર્યો, અને એકાન્ત મનથી નિમાઇનું પ્રતિપાલન કરવા માંડયું. ઘર ખર્ચ અતિ અલ્પ હોવાથી સ્હેલાઇથી નભ્યો જતો. તો પણ તે સ્ત્રીજાત, સહાયહીન હોવાથી પુત્રને શી રીતે ભણાવશે તે વિષે ચિન્તાતુર મનથી વિચાર કરવા લાગ્યાં. અનેક સંકલ્પ વિકલ્પ કરી સગાંવ્હાલાંની સાથે મસલત કરી ગંગાદાસ પંડિતને ઘેર નિમાઇને લઇને ગયાં.

ગંગાદાસ ભટ્ટાચાર્ય વ્યાકરણમાં અદ્વિતીય હતા. સ્વભાવ પણુ દોષ રહિત હતો. ઘરમાં જઇને પંડિતને બોલાવી રડતાં રડતાં શચીએ કહ્યું, "હું આ પિતા વગરના બાળકને તમારે હાથે સોંપવા આવી છું. તમે કૃપા કરીને એને તમારો પુત્ર સમજી વિદ્યાભ્યાસ કરાવશો તો તમને યશ અને ધર્મ પ્રાપ્ત થશે. બીજા વિદ્યાર્થીઓને ભણાવ્યાથી તમને જેટલો યશ અને ધર્મ મળશે તેના કરતાં નિમાઇને ભણાવ્યાથી અધિકગણો મળશે કેમકે એ બાળક પિતા વગરનો, સહાયહીન છે." એમ કહીને નિમાઇનો હાથ લઈ ગંગાદાસના હાથમાં મૂક્યો.

ગંગાદાસ કહે, "નિમાઇના જેવો શિષ્ય સદ્ભાગ્યેજ મળી શકે છે. તમે નિશ્ચિંત રહો. હું મારાથી બનશે તેટલો વિદ્યાભ્યાસ કરાવીશ. એને પિતા નથી તેથી કરીને એના અભ્યાસમાં કોઇ પણ પ્રકારની ખામી આવશે નહિ."

તે વખતે નિમાઇ ગુરુને ચરણે પડયા અને ગંગાદાસે આશીર્વાદ આપ્યો, "તને વિદ્યાનો લાભ થાઓ."

તે દિવસથી નિમાઇએ ગંગાદાસની પાઠશાળામાં જવા માંડ્યું. તેમની બુદ્ધિ અમાનુષિક હતી. એકવાર પાઠ આપ્યાથી તેમને આવડી જતું. નિમાઇએ એવો તો એકચિત્તે અભ્યાસ કરવા માંડ્યો કે થોડા સમયમાં પાઠશાળાના પ્રધાન શિષ્ય ગણાવા લાગ્યા. તેમનું વય તે વખતે ચૌદ વરસથી વધારે ન હતું. પણ ગંગાદાસની પાઠશાળામાં ત્રીશ બત્રીશ વરસના વિદ્યાર્થીઓ હતા. અલંકાર શાસ્ત્રમાં સર્વોપરિ કમલાકાન્ત અને "તંત્રસાર"નો કર્તા કૃષ્ણાનંદ અને પેલા મુરારિ ગુપ્ત પણ ત્યાંજ ભણતા હતા. નિમાઇ તેમની સઘળાની સાથે

તર્કયુદ્ધ કરવા જતા. પણ તે બાળક હતા તેથી તેમની સાથે વિવાદમાં કોઇ ઉતરતું નહિ. પણ નિમાઈ તેમને છોડે એવા ન હતા. ધીમે ધીમે મુરારિ સાથે તર્કયુદ્ધ જામ્યું. મુરારિનો પરાભવ થયો ત્યારે નિમાઇએ જરા મ્હોં મલકાવીને મુરારિના અંગને સ્પર્શ કર્યો. તેજ ઘડીએ મુરારિ નખથી શિખા સુધી આનંદથી રોમાંચિત થઇ ગયા. મુરારિ આથી વિસ્મિત થયા પણ બાળપણમાં થએલા નિમાઇ સાથેના પ્રસંગનું સ્મરણ થઈ આવ્યું. એ અદ્ભુત ઘટનાને ઘણાં વરસ થવાથી તે ભૂલી ગયા હતા. તે ફરી સાંભરવાથી મુરારિ નિમાઇનું મુખ જોવા લાગ્યા. જુએ છે તો ચંદ્ર જેવા વદન ઉપર કમલદલ જેવાં બે નેત્રમાંથી પ્રેમની ધારા ટપકતી હતી. તે જોઇ વિચાર કરવા લાગ્યા કે એ કોણ હશે? એ શું મનુષ્ય હશે?

પ્રાતઃકાળે નિમાઇ ચોકમાં બેસી પાઠ કરતા. જમ્યા પછી બીજીવાર પુસ્તક લઇને બેસતા. સંધ્યાકાળે ગંગાને કાંઠે પંડિત લોકોનો સમાગમ કરતા અને તેમની સાથે શાસ્ત્રચર્ચા કરતા. જ્યારે ગંગામાં સ્નાન કરવા જતા ત્યારે બીજી પાઠશાળાના જે વિદ્યાર્થીઓ ગ્યાં જોવામાં આવતા તેમની સાથે શાસ્ત્રયુદ્ધ મચાવતા. એક ઘાટ ઉપર કેટલીક વાર વિવાદ કર્યા પછી તરીને બીજે ઘાટ જતા. કોઈ કોઇ દિવસ યુદ્ધ કરવાને માટે ગંગા તરીને સામે પાર કુલિયા *શહે-

---

*પ્રાચિન કાળનું કુલિયા હાલ નવદ્વીપ કહેવાય છે. તપાસ કરતાં બંગનિવાસી મિત્રો તરફથી એવી ખબર મળી છે કે શ્રીગૌરાંગના સમયનું નવદ્વીપ ગંગાના પ્રવાહ નીચે દટાઈ ગયું છે. માત્ર તે સમયના ઓવારાનાં કેટલાંક ખંડેર છે.

ભાષાંતર કર્તા.

સ્ના ઘાટ ઉપર જતા. રસ્તામાં કોઇ સાથે મેળાપ થતો તો તેની સાથે પણ ચર્ચા કરતા.

તોપણ બધા વિદ્યાર્થીઓ સાથે નિમાઇ એકસરખી વર્તણુંક રાખતા નહિ. જેઓ વૈષ્ણવ હતા તેમના તરફ તે ખાસ કરીને વિશેષ સખ્તાઇ કરતા. વૈષ્ણવ નજરે પડે તો તે પોતાના પિતાના જેટલો વૃદ્ધ હોય તો પણ તેને છોડતા નહિ. આશ્ચર્યની વાત એ છે કે બાળપણમાં જેમની સાથે નિમાઈ વિવાદ કરતા તેમના તરફ પાછળથી તેમણે ગાઢ સ્નેહ રાખ્યો હતો. કમળાકાન્ત, કૃષ્ણાનંદ, મુરારિ, અને નિમાઈ સાથે ભણતા તોપણ માત્ર મુરારિ સાથેજ વિવાદ કરતા. કમળાકાન્ત સાથે કદી કરતા નહિ.

આટલી નાની વયમાં ઘેર બેસીને નિમાઇએ વ્યાકરણ ઉપર એક ભાષ્ય લખ્યું હતું. તે ગ્રંથ ધીમે ધીમે પંડિત સમાજમાં આદરમાન પામવા લાગ્યો. નવદ્વીપમાં કોઇ પણ ગ્રંથને ચલાવવાનું કામ ઘણું કઠણ હતું. તોપણ નિમાઇનો ગ્રંથ નવદ્વીપમાં વંચાતો હતો અને કેટલેક કાળે બીજા સ્થાનોમાં પણ પ્રવેશ કરવા પામ્યો હતો.

વ્યાકરણનો અભ્યાસ પૂરો કર્યા પછી નિમાઇએ ન્યાયશાસ્ત્ર ભણવાની ઇચ્છા કરી તેથી વાસુદેવ સાર્વભૌમની પાઠશાળામાં પ્રવેશ કર્યો *

એક તો નિમાઈ બાળક, અને થોડા દિવસથીજ શાળામાં દાખલ થયેલા તેથી વાસુદેવનું ધ્યાન તેમના તરફ ખેંચાયું ન હતું.

* નિમાઇ વાસુદેવની પાઠશાળામાં ગયાને થોડો સમય થયો એટલામાં તો તે પંડિતને જગન્નાથપુરી જવું પડયું. (જુઓ ઉપક્રમણિકા)

તોપણ કેટલાક વિદ્યાર્થીઓ નિમાઇના બુદ્ધિ પ્રભાવથી અંજાઇ ગયા હતા. તેમાંનો એક 'દિધીતિ' નો કર્તા રઘુનાથ હતો. નિમાઇને જોઇ રઘુનાથને હર્ષ અને શોક થયો. એક અલૌકિક સ્વરૂપવાન પુરૂષને જોઇ સર્વને સહજ આનંદ થાય છે. નિમાઇને જોઇ રઘુનાથને તે કારણથી હર્ષ થયો. પણ નિમાઇની બુદ્ધિ આગળ તે નિસ્તેજ થઈ જતો તેથી તેને શોક થયો. રઘુનાથની મહેચ્છા એવી હતી કે હું જગતમાં સર્વોપરિ નૈયાયિક થાઉં. તેના જીવનનું લક્ષ્ય એજ હતું. નિમાઇને જોતાંજ એ આશા લુપ્ત થવા લાગી. જેમ જેમ નિમાઇની સાથે વાતચીત થતી ગઇ તેમ તેમ એ આશા કરમાઈ જવા લાગી. તોપણ નિમાઇનો સ્વભાવ અત્યંત મધુર હોવાથી બેઉ વચ્ચે મૈત્રી બંધાઈ.

એક દિવસ વાસુદેવે રઘુનાથને તર્કશાસ્ત્રનો એક ઘણોજ કઠણ પ્રશ્ન પૂછ્યો હતો. તે એટલો ગહન હતો કે તેનો જવાબ શોધતાં રઘુનાથનો બધો દિવસ ગયો. નિમાઈ કહે, " રઘુનાથ ! કેમ આજે આટલા મોડા રસોઈ કરો છો ? " રઘુનાથ કહે કે મને ગુરુએ એક ઘણોજ અઘરો સવાલ પૂછ્યો હતો તેનો જવાબ શોધ્યા વગર જમવુંજ નહિ એવો મારો સંકલ્પ હતો. વિચાર કરતાં કરતાં બધો દિવસ ગયો તેથી મોડું થયું. નિમાઈ નેત્રનો મધુર પલકારો કરી કહે, " ભાઈ રઘુ ! જે પ્રશ્નથી તમારા જેવા પ્રખર બુદ્ધિમાન પંડિતને આટલી બધી મુંઝવણ પડી તે ઘણોજ અઘરો હોવો જોઇએ. મને કહો તો ખરા તે શો છે ? "

રઘુએ પ્રશ્ન કહ્યો. નિમાઇએ તેજ ઘડીએ તેનો સાચો ઉત્તર આપ્યો. રઘુનાથ આશ્ચર્ય અને ગભરાટથી બ્હાવરો બની જોઇજ રહ્યો.

તેને લાગ્યું કે ખરે આ કોઈ દેવતા છે. જ્યારે નિમાઇ ન્યાયનો અભ્યાસ કરતા હતા ત્યારે તેમણે ન્યાય ઉપર એક ભાષ્ય લખવા માંડયું હતું. રઘુનાથે પણ પોતાના જગવિખ્યાત 'દિધીતિ' નો આરંભ કર્યો હતો. તેના સાંભળવામાં આવ્યું કે નિમાઇ પણ એક પુસ્તક રચે છે. આથી તેને ભય ઉત્પન્ન થયો અને નિમાઇનું પુસ્તક જોવાની ઇચ્છા થઇ. પણ નિમાઇ તે બતાવશે કે નહિ તે વિષે તેને શક હતો કેમકે તે પોતે પોતાનું પુસ્તક કદી બીજાને બતાવે નહિ. છતાં એક દિવસ તેણે બ્હીતાં બ્હીતાં નિમાઇને પૂછી જોયું. તેમણે તો તરતજ હા પાડી–અને કહ્યું કે કાલે આપણે હોડીમાં બેસી પાઠશાળામાં જઇશું ત્યારે હું તમને વંચાવીશ.

બીજે દિવસે હોડીમાં બેઠા પછી નિમાઇએ રઘુનાથ આગળ પોતાનું ભાષ્ય વાંચવા માંડયું. ભરતખંડમાં હું અદ્વિતીય પંડિત થઇશ એવી રઘુનાથને આશા હતી. તેમાં એક માત્ર નડતરરૂપ નિમાઇ હતા. તે સમજતો હતો કે નિમાઈ અને હું જો એક દિશામાં જઇશું તો જરૂર હું પ્રતિષ્ઠા ગુમાવીશ. જે ગ્રંથ તે પોતે રચતો હતો તે જગતમાં પંકાશે એવી તેની ખાત્રી હતી. પણ હવે નિમાઇનો ગ્રંથ તેની સાથે હરિફાઇમાં ઉતરવાનો હતો તેથી ચિંતાતુર મનથી રઘુનાથ નિમાઇનું વાંચન સાંભળવા લાગ્યો.

આરંભ થતાંજ રઘુનાથનું મ્હોં સુકાઇ જવા લાગ્યું. તેણે જોયું કે જે વિચારને સમજાવવા મેં દશ પાનાં લખ્યાં છે તેજ વિચાર નિમાઇએ માત્ર બે કે ત્રણ લીટીમાં સારી રીતે પ્રતિપાદન કર્યો છે. નિમાઇ જેમ જેમ વાંચતા ગયા તેમ તેમ રઘુનાથનો ગભરાટ વધતો ગયો. તેને હવે ખાત્રી થઈ કે સમાજમાં માન પામવાનો હવે જરા

પણ સંભવ નથી. ત્યારપછી તેનાથી દુઃખ સહન થયું નહિ. એ હાથે મ્હોં ઢાંકી તેણે છૂટે મ્હોડે રડવા માંડયું.

આ જોઇ નિમાઇએ વાંચન બંધ રાખ્યું. રઘુનાથને આલિંગન દઇ ગદગદ સ્વરે કહ્યું, "ભાઇ, આ શું કરો છો? તમે રડો છો કેમ?"

ત્યારે રઘુનાથે રડતાં રડતાં મનની સઘળી વાત નિમાઇને કહી, "ભાઇ, તમે શું સમજ્યા? હું એમ સમજતો હતો કે મારાથી કોઇ ચઢીઆતો નથી. મેં જે ગ્રંથ લખવા માંડયો છે તે જગતમાં વંચાશે એવી આશાથી રાત્રિ દિવસ મહેનત લઇ હું લખતો હતો. આજ મારી સઘળી આશા ચૂર્ણ થઇ ગઇ. તમારો આ ગ્રંથ હશે ત્યાં સુધી મારૂં પુસ્તક કોઇ હાથમાં લેશે નહિ."

આ સાંભળી નિમાઇનાં નેત્ર આંસુથી ભરાઇ ગયાં. તેમણે રઘુનાથને ગળે હાથ નાંખી તેને સાંત્વન આપતાં કહ્યું, "આ તો નજીવી બાબત છે. તમે રડશો નહિ. આ તો અફલ શાસ્ત્ર છે. એમાં સારૂં શું અને નઠારૂં શું? એમ કહી પોતાનું પુસ્તક તેમણે ગંગામાં ફેંકી દીધું અને તે દિવસથી એ અફળ શાસ્ત્રની ચર્ચા પણ છોડી દીધી. આથી નિમાઇનો 'અદ્વૈત પ્રકાશ' નાશ પામ્યો અને રઘુનાથનો 'દિધીતિ' જગતમાં પ્રથમ પંકિત પામ્યો.

નિમાઇએ ત્યાર પછી અભ્યાસ છોડી દીધો અને પોતે એક સ્વતંત્ર પાઠશાળા સ્થાપિત કરી. મુકુંદ સંજય નામના એક શ્રીમંત બ્રાહ્મણને ઘેર વિશાળ ચંડીમંડપ હતો. પોતાને ઘેર સમાવેશ થાય એટલી જગ્યા નહિ હોવાથી એ ચંડીમંડપમાં નિમાઇએ પાઠશાળા બેસાડી. ત્યારે તેમનું વય માત્ર સોળ વર્ષનું હતું. એટલી નાની વયમાં કોઇથી પણ પાઠશાળા ચલાવાય નહિ અને નવદ્વીપમાં તો

કદી બનેજ નહિ. જો કે ત્યાં મોટા મોટા પંડિતો હતા અને મોટી પાઠશાળાઓની ખોટ ન હતી તોપણુ નિમાઇની પાઠશાળા દિવસે દિવસે વૃદ્ધિ પામતી ગઈ.

એ પાઠશાળા ઉઘાડયાને થોડા વખત વીત્યા પછી વનમાળી નામનો એક વેવીશાળીઓ નિમાઈના વિવાહની વાત લાવ્યો. વલ્લભ આચાર્ય નામે એક ગૃહસ્થને લક્ષ્મી કરીને એક પરમ સુંદર કન્યા હતી. વનમાળીએ તેની સાથે નિમાઇનું લગ્ન કરવાની વાત શચી દેવી આગળ કરી. વિવાહનો સંબંધ નક્કી કર્યા પછી શચીએ લગ્નની તૈયારી કરવા માંડી. પછી માતા અને પુત્રે વિચાર કરી બની તેટલી લગ્નની વ્યવસ્થા કરી. નિમાઇને શરીરે પીઠી ચોળાઇ. શચીને ઘેર બહુ દિવસે બીજી વાર આનંદધ્વનિ થવા લાગ્યો. શચી તે જોઇ સઘળું દુઃખ ભૂલી ગયાં. પતિનો શોક પણુ ભૂલાઈ ગયો. માંડવે બેસવા આવનાર સ્ત્રીઓને તે હસતે મ્હોડે આવકાર દેવા લાગ્યાં શચી સ્ત્રીઓને કહે, "બ્હેનો! તમે કશું મનમાં લાવશો નહિ. અમે ગરીબ છીએ. મારો છોકરો હજી કાચી ઉમ્મરનો અને વળી પિતા વગરનો છે. તમારો યથાયોગ્ય સત્કાર કરવાની અમારામાં શકિત નથી." એનો તે સ્ત્રીઓ પોતાના તરફથી યોગ્ય ઉત્તર આપતી. તે સમયે સઘળાના જોવામાં એકાએક આવ્યું કે નિમાઇ નીચું માથું કરીને અશ્રુપાત કરતા હતા અને તેમના મ્લાન વદન ઉપરથી અશ્રુધારા ટપકતી હતી.

તે જોઇ શચી મર્માહત થઇ પૂછવા લાગ્યાં, "નિમાઇ? દીકરા? તને શું થયું? તું રડે છે કેમ? આજ શુભ દિવસે રડે છે શાને?" પણુ નિમાઈ શાંત થયા નહિ. નેત્રમાંથી અશ્રુધારા

વધારે વધારે પડવા લાગી. આથી ગભરાઇ જઇ શચીદેવી પોતાના વસ્ત્રના છેડાથી નિમાઇનાં આંસુ લૂંછવા લાગ્યાં. વળી તેમણે પૂછયું, "પુત્ર ! આ શુભ દિવસે રડીને અપશુકન શા માટે કરે છે ? મારા સુખના દિવસે તારૂં મુખ ઉદાસ જોઇને મારા અંતઃકરણમાં કેટલી વેદના થાય છે તેનો વિચાર કર."

ત્યારે નિમાઇ મહા કષ્ટે ધીરજ ધરીને બોલ્યા, "મા ! તમને ખેદ કરાવ્યો તે મેં સારૂં કર્યું નહિ. તમે અજ્ઞાન છો તેથી કંઇ સમજતાં નથી. મારા વિવાહને વખતે તમે મને મારા પિતા અને ભાઇનું સ્મરણ કરાવ્યું તેથી મારૂં ધૈર્ય જતું રહ્યું. તેઓ હોત તો કેવા સુખી થાત એ વિચાર મનમાં આવ્યાથી મારૂં હૃદય ચીરાઇ જાય છે."

ત્યાર પછી લગ્ન કરીને નિમાઇ પત્ની સાથે ઘેર આવ્યા અને સંસારી થયા. ઉંચુ શરીર*, પ્રમાણસર અંગ, શરીર જન્મથીજ સંપૂર્ણ આરોગ્યવાન, અગાધ શકિત વગેરેને લીધે નિમાઇ પંડિતના જેવો મસ્તીખોર પંડિત નવદ્વીપમાં હતો નહિ. તે દરરોજ બે વખત ગંગામાં તરતા અને આ પારથી પેલી પાર જવું એ તેમને સહેલ હતું. શાળા બંધ કર્યા પછી શિષ્યોને લઈ ગંગામાં ભૂસકા મારતા તે બીજા લોકને ઠીક લાગતું નહિ. કેટલાક ભૂંડું બોલતા, કેટલાક ગાળો દેતા, પણ નિમાઇને લેશ પણ ક્રોધ ચ્હડતો નહિ. રસ્તામાં હમેશાં ઝડપથી ચાલતા. અધ્યાપક થયા પછી પણ રસ્તામાં દોડતાં તે જરા પણ શરમાતા નહિ. જેમણે નિમાઇ

* શ્રીગૌરાંગ સાત ફુટ ઉંચા હતા.

પંડિતને જોયા ન હોય તેઓ તેમની રીતભાત જોઇને આશ્ચર્ય સહિત પૂછતા, "આજ નિમાઇ પંડિત ? આતો કોઈ મસ્તીખોરનો સરદાર લાગે છે. આ પ્રમાણે જે તોફાન કરે છે તે શું ભણાવતો હશે ?" તોપણ ખરી વાત કહેવી જોઇએ કે જ્યારે નિમાઈ પંડિત શાળામાં ભણાવવા બેસતા ત્યારે તે ઠાવકા અને ગંભીર રહેતા. કોઇની મગદૂર નહિ કે તેમની સાથે છૂટ લે. અતિ વૃદ્ધ અને અતિ પ્રસિદ્ધ પંડિતો પણ તેમની પાસે બ્હીતા બ્હીતા ઉભા રહેતા.

નિમાઈ પંડિત પોતે શ્રીહટ્ટ ( સિલહટ્ટ ) ના રહીશ હતા. વળી નવદ્વીપમાં તે ગામના ઘણા લોકો વિદ્યા પ્રાપ્ત કરવા વસતા હતા. નિમાઈ પંડિત તેમના દેખતાં તે જીલ્લાની બોલીનું અનુકરણ કરી તેમની મશ્કરી કરતા. તે લોકોને રીસ ચ્હડની ત્યારે કહેતા કે તમે શું જોઇને મશ્કરી કરો છો ? તમે પોતે કયા ગામના છો ? પણ નિમાઇ આ શબ્દો જાણે સાંભળતાજ ન હોય તેમ મશ્કરી ચાલુ રાખતા આખરે તેઓ હાથમાં લાકડી લઇ અધ્યાપક શિરોમણિ નિમાઇને મારવા જતા, ત્યારે નિમાઇ પંડિત દડબડ દડબડ નાસી જતા. દોડવામાં તેઓ હમેશ ચાલાક હતા . એ વાત તેમના ભકતો સારી પેઠે જાણે છે. નિમાઈ પંડિત અમારી મશ્કરી કરે છે એવી તેઓ કેટલીકવાર દારોગાને ફરિયાદ કરતા. કોઇ વાર દારોગો નિમાઈ પંડિતનો પક્ષ લઇને ઉલટો ફરિયાદીઓની મશ્કરી કરતો. તોપણ એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે નિમાઈ પોતાના દેશના લોકો સિવાય બીજા લોકોની કદી પણ મશ્કરી કરતા નહિ. પ્રથમ કહી ગયા છીએ કે વૈષ્ણવો સિવાય તેઓ કોઇની સાથે પણ શાસ્ત્રયુદ્ધ કરતા નહિ. એ સઘળી વાત સામટી સ્મરણમાં રાખવી જોઇએ.

મુકુંદદત્ત નામે ચટ્ટ ગામના રહીશ નવદ્વીપમાં અભ્યાસ કરવા આવ્યા હતા. તે પરમ વૈષ્ણવ અને ઉત્કૃષ્ટ ગાનાર હતા. અદ્વૈતની સભામાં કીર્તન પ્રસંગે ગાયન કરતા. તેને નિમાઇ બીલકુલ છોડતા નહિ. એક દિવસ તોફાની નિમાઇ તોફાની શિષ્યોને લઇને રાજમાર્ગમાં મસ્તી કરતા જતા હતા. એક દિવસ જુએ છે તો મુકુંદ તેમને જોઇ બ્હીને એક બાજુએ સંતાઇને પસાર થતા હતા. નિમાઇ વિદ્યાર્થીઓને કહેવા લાગ્યા, ' એ શા માટે મને જોઇને નાસી જાય છે તે તમે જાણો છો ?" તેઓ કહે, "કદાચ કાંઇક કામ હશે." નિમાઈ કહે, "તેમ નથી. તમે જાણતા નથી. એ વૈષ્ણવ છે અને વૈષ્ણવ ધર્મનાં શાસ્ત્રનો અભ્યાસ કરે છે. મારી સાથે શાસ્ત્રના વિષયમાં ખાલી માથાકુટ કરવા માંગતો નથી. મને એ ઢોંગી માને છે." એમ કરીને હસતાં હસતાં તેમણે મુકુંદને બોલાવ્યા. "અરે મુકુંદ ? તું કયાં નાસે છે? તું મારા હાથમાંથી કદી પણ નાસી શકવાનો નથી. થોડા વખત પછી હું તને એવો તો દૃઢ બાંધી લઇશ કે હમેશને માટે તું મને વળગેલોજ રહીશ." એમ કહી શિષ્યો તરફ જોઇ નિમાઇ કહે, " ભાઇઓ, હું સાચું કહું છું. હું એક વાર એવો વૈષ્ણવ થઇશ કે શિવજી જાતે મારે બારણે ઉભા રહેશે." એમ કહી પોતે હસવા લાગ્યા અને વિદ્યાર્થીઓ પણ હસ્યા. કેટલાકને એવો પણ વિચાર આવ્યો કે નિમાઇ પંડિત નાસ્તિક છે, મહાદેવજી-ને માનતા નથી.

માધવ મિશ્રના પુત્ર ગદાધર મિશ્ર નિમાઇ કરતાં કંઇક ન્હાના હતા. દેખાવમાં અતિ સુંદર અને ચરિત્ર અતિ મધુર હતું. ન્યાય શાસ્ત્રનો અભ્યાસ કરતા હતા. તેને જોઇને તરતજ નિમાઇ તેને બે હાથે પકડી રાખી શાસ્ત્રચર્ચા કરવા મંડી જતા. આ-

ખરે ગદાધર અત્યંત કાયર થઇને નિમાઇના કાલાવાલા કરી છૂટી જતા. નિમાઇ કહે, "ગદાધર ? કાલે આ વખતે તમે મને મળજો." ગદાધર મનમાં કહે અત્યારે તો નાસી જવા પામ્યો છું. કાલની વાત કાલે.

એવામાં શ્રીપાદ ઇશ્વરપુરીજી નવદ્વીપમાં પધાર્યા એ બ્રાહ્મણ હતા કે કાયસ્થ તે જાણવામાં નથી. હાલીસહરનો કુમારહટ્ટ નામનો એક વિભાગ છે ત્યાંના એ વતની હતા. માધવેન્દ્રપુરીના શિષ્ય હતા તેમની કથાનો ગ્રંથના પૂર્વ ભાગમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે *

જ્યારે માધવેન્દ્રપુરી અંતર્ધાન થયા ત્યારે ઇશ્વરપુરીએ તેમની અત્યંત સેવા કરી હતી તેથી કરીને સંતુષ્ટ થઇ પોતાનો સર્વ કૃષ્ણ-પ્રેમ ઇશ્વરપુરીને તેમણે અર્પણ કર્યો. માધવેન્દ્રપુરી નીચેના શ્લોકની મૃત્યુ કાળે રચના કરી તેનું ઉચ્ચારણ કરતા કરતા અપ્રકટ થયા. તે શ્લોક નીચે પ્રમાણે છે.

अयि दीनदयार्द्रनाथ हे मथुरानाथ कदावलोकयसे ।
हृदयं त्वदलोककातरं दयित भ्राम्यति किं करोम्यहम् ॥

ભાવાર્થ:—હે મથુરાનાથ ? હે દીનજનો પ્રતિ દયાર્દ્ર ભગવાન ! હું તમને કયારે નિહાળીશ ? તમને નિરખવાને અત્યંત વિહ્‌વલ થયેલું મારૂ હૃદય ભટકે છે તેમાં હું શું કરૂં ?

ઇશ્વરપુરી નિરંતર કૃષ્ણ-પ્રેમથી વિહ્વલ રહેતા. તેમણે રાધા કૃષ્ણના પ્રેમરસથી ભરપુર શ્રીકૃષ્ણલીલામૃત નામનું કાવ્ય રચ્યું હતું. રાત દિવસ ગદાધર સાથે એજ પુસ્તકનું વાંચન કરતા હતા.

*જુઓ અધ્યાય બીજો.

એક દિવસ ઇશ્વરપુરીની સાથે રસ્તામાં નિમાઇનો સમાગમ થયો. નિમાઇએ તેમને જોઈ ભક્તિપૂર્વક પ્રણામ કર્યા ઇશ્વરપુરીને કોઇએ કહ્યું કે એ નિમાઇ પંડિત. જો કે નિમાઇ અસાધારણ પંડિત છે એવું ઇશ્વરપુરીના જાણવામાં હતું તોપણ તેમના છોકરવાદપણાને લીધે પોતે તેમને મળવા ગયા ન હતા. તેથી અત્યારે નિમાઈને જોઇને સ્તબ્ધ બની ગયા. પગથી તે મસ્તક સુધી એક નજરે તે નિમાઇને નિહાળવા લાગ્યા. મનમાં થયું કે જરૂર આ યુવાન યોગસિદ્ધ પુરૂષ છે. એ કોણ હશે? નિમાઇ જરા હસીને બોલ્યા, " શ્રીપાદ, મારે ત્યાં આજે ભિક્ષા કરવા પધારશો? તેમ કરશો તો જેવી રીતે મને અત્યારે જુઓ છો તે પ્રમાણે મને આખો દિવસ નેત્ર ભરીને જોવા પામશો." બન્નેથી હસી દેવાયું. ઇશ્વરપુરીએ એ ભિક્ષાનો સહર્ષ સ્વીકાર કર્યો.

ઇશ્વરપુરી અને નિમાઇનો આ પ્રથમ પ્રસંગ હતો. તે દિવસથી દરરોજ સાંજે ઇશ્વરપુરી પોતાનો ગ્રંથ વાંચતાં. અને ગદાધર તથા નિમાઇ શ્રવણ કરતા. એક દિવસ ઇશ્વરપુરીએ કહ્યું, "પંડિત! મારો ગ્રંથ તમે સાંભળો અને તેમાં જે કંઇ દોષ હોય તે સરળ ભાવે બતાવો. હું તે પ્રમાણે સુધારો કરીશ." તે ઉપરથી નિમાઇ કહે, " કૃષ્ણની કથા, ભક્તની વાણી, તેમાં દોષ કહાડવાની કોની હિમ્મત ચાલે?" ત્યાર પછી એક દિવસ તે પુસ્તક વંચાતું હતું ત્યારે નિમાઇએ એક શ્લોકમાં વપરાયલા ક્રિયાપદના પ્રયોગ વિષે વાંધો લીધો. ઇશ્વરપુરી તે વખતે ઉત્તર આપી શકયા નહિ. આખી રાત વિચાર કર્યો. બીજે દિવસે નિમાઇને કહ્યું, "જે ધાતુને તમે

પરસ્મૈપદી ગણે છે તેને હું આત્મનેપદી ગણું છું." નિમાઇએ એ કબુલ કર્યું, અને એ ઉપર શાસ્ત્રનો એક શ્લોક ટાંક્યોઃ—

मूर्खो वदति विष्णाय बुधो वदति विष्णवे ।
उभयोस्तु समं पुण्यं भावग्राही जनार्दन ॥

એ પ્રમાણે નિમાઇ પંડિત અહોનિશ વિદ્યાચર્ચા કરતા હતા. તેમની શાળા ધીમે ધીમે વૃદ્ધિને પામતી હતી. તેવામાં એકાએક દૈવયોગે તેમની પ્રકૃતિ બગડી. તે સમયે તે કોઇ વાર હસતા, કોઈ વાર રડતા, કોઇ વાર વિહ્વલ થતા, કોઇ વાર મૂર્છિત થઇ શબવત્ ભૂમિ ઉપર ઢળી પડતા. શચી ગભરાઇને નિમાઇને જાગૃત કરવા નાના પ્રકારના ઉપાય કરવા લાગ્યાં. તોપણ કંઈ વળ્યું નહિ. નિમાઇની અવસ્થા તેવી ને તેવીજ રહી. ત્યારે પડોશમા જે નિકટનાં સગાં હતાં તેમને શચીએ બોલાવ્યાં અને પોતાની વિપત્તિની કથા કહી. તેમણે આવીને જોયું તોપણ નિમાઇની આવી અવસ્થા થવાનું કારણ સમજાયું નહિ. આખરે તેઓ એવા ઠરાવપર આવ્યાં કે નિમાઇને વાયુરોગ થયો છે, તેથી તેમને વિષ્ણુ-તેલ ચોળવું જોઇએ. તે તેલ મંગાવ્યું અને નિમાઇને આખે શરીરે તેનું ઉત્તમ પ્રકારે મર્દન કર્યું. થોડા વખત પછી નિમાઇની તે અવસ્થા પલટાઇ ગઈ. માના આગ્રહથી આરોગ્ય થયા પછી પણ તે તેલનો ઉપયોગ નિમાઇએ જારી રાખ્યો. વાંચનારે કૃપા કરીને આ બનાવનું અવશ્ય સ્મરણ રાખવું. આગળ ઉપર તે વિષે કેટલુંક વિવેચન કરવાની જરૂર પડશે.

હવે નિમાઈના યૌવનનો આરંભ થઇ ચૂક્યો હતો. કેટલાક વખત પછી પૂર્વ બંગાળામાં પ્રવાસ કરવાની ઇચ્છા થઇ. એ વિચાર

તેમણે માતા આગળ જણાવ્યો. નિમાઇથી છૂટાં પડવાની તેમને જરા પણ ઇચ્છા ન હતી. તોપણ નિમાઇએ તેમને ઘણે પ્રકારે સમજાવ્યાં તેથી આખરે તેમણે નિમાઇની જવાની તૈયારી કરવા માંડી. પોતાની પત્ની લક્ષ્મીદેવીને માની પાસે રાખી થોડાક શિષ્યોને સાથે લઇ પદ્મા નદીને કાંઠે પ્રથમ મુકામ કર્યો. ત્યાર પછી તે નદી ઓળંગી તે કયા કયા ગામમાં ગયા તે ચોક્કસ જાણી શકાતું નથી. કેટલાકનું એવું કહેવું છે કે તે શ્રીહટ્ટમાં પોતાના દાદાને ઘેર પણ જઇ આવ્યા હતા. પણ "શ્રીકૃષ્ણ ચૈતન્ય ચંદ્રોદયાવલી" નામના ગ્રંથમાં સ્પષ્ટ લખ્યું છે કે તે ત્યાં ગયા ન હતા. એ ગ્રંથનો લખનાર પ્રદ્યુમ્ન મિશ્ર શ્રીગૌરાંગનો સગો હોઇ વિશ્વાસપાત્ર છે.

જ્યારે નિમાઇ પંડિત પૂર્વ બંગાળામાં પ્રવાસ કરતા હતા ત્યારે તેમના શિષ્યોએ જોયું કે તેમનો યશ તેમની આગળ આગળ આખા દેશમાં વ્યાપી ગયો હતો. નિમાઈ પંડિત આવે છે એ વાત સાંભળી તે મુલકના સઘળા વિદ્યાર્થીઓ ઘણા હર્ષ પામ્યા અને તેમનાં ઝુંડનાં ઝુંડ નિમાઇ પાસે આવવા લાગ્યાં. બધા કહેવા લાગ્યા કે અમે તમારા વ્યાકરણવડેજ અભ્યાસ કરીએ છીએ. અમારાં સદ્ભાગ્ય કે તમે જાતેજ અમારા દેશમાં પધાર્યા.

જે નિમાઇ પંડિત આટલા તોફાની હતા, જે રાત દિવસ વિદ્યારસમાંજ ઉન્મત્ત રહેતા, જે વૈષ્ણવને જોતાવારનેજ તેની સાથે ઝગડો મચાવતા, તે નિમાઇ પંડિતે પુર્વ બંગાળામાં થોડાક માસની અંદર સમસ્ત દેશને હરિ નામથી ઉન્મત્ત કરી નાખ્યો. "ચૈતન્ય ભાગવત"ના ગ્રંથકાર લખે છે કે નિમાઇ પંડિતે પૂર્વ બંગાળામાં થોડાક માસ રહીને તે દેશનો એકદમ ઉદ્ધાર કરી નાખ્યો. "ચૈતન્ય મંગ-

લ"ના ગ્રંથકાર લખે છે કે તે સમયે તેમણે હરિનામની નૌકા બનાવીને સજ્જન, દુર્જન, પવિત્ર, અપવિત્ર, પતિત, અધમ, સર્વને ભવસાગરની પાર ઉતાર્યા. આશ્ચર્યની વાત એ છે કે જ્યારે તે નવદ્વીપમાં હતા ત્યારે અને નવદ્વીપમાં આવ્યા પછી પણ તેમનામાં આવો ભાવ જોવામાં આવ્યો ન હતો. તેમના પૂર્વ બંગાળાના પ્રવાસ વખતે તપન મિશ્ર નામે એક પરમ સાધુ-ચરિત બ્રાહ્મણ તેમની પાસે આવી, સર્વના દેખતાં તેમને ચરણે પડયો અને કહેવા લાગ્યો કે તમે પૂર્ણ બ્રહ્મ સનાતન છો એવું મને સ્વપ્ન થયું છે, તેથી હું ઉદ્ધાર માટે તમારી પાસે આવ્યો છું. આ વાત સાંભળી નિમાઇએ જીભ કરડી કહ્યું, 'એવું બોલશો નહિ. **મનુષ્યને પરમાત્મા ગણવો એ મહા પાપ છે.**' એમ કહી તેને "હરે કૃષ્ણ" મંત્રનો જપ કરવાનો ઉપદેશ કર્યો.* વળી એક અદ્ભુત વાત તેને કહી. નિમાઇએ કહ્યું, "તમે કાશી જાઓ. ત્યાં આપણો ફરીથી મેળાપ થશે." ત્યાર પછી બરાબર અગીઆર વર્ષે કાશીમાં નિમાઇ અને તપન મિશ્રનું ફરીથી મળવું થયું. આ વાત ઉપર વિચાર કરતાં સમજાય છે કે આ અવતારમાં શાં શાં કાર્ય કરવાં છે તે સઘળાં શ્રીગૌરાંગે મુકરર કરી રાખ્યાં હતાં. જેમ જેમ સમય આવતો ગયો તેમ તેમ એક પછી એક, ભક્તિના પ્રચારરુપ મહાકાર્યનાં સાધનભૂત નાનાં મોટાં કાર્યો થતાં ગયાં. અગીઆર વર્ષ પછી શું કરવું છે તેનો કોઇ મનુષ્ય આગળથી નિશ્ચય

---

* મહામંત્ર.

હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે ।
હરે રામ હરે રામ રામ રામ હરે હરે ॥

કરી શકશે ! બીજી પણ વિચારવા જેવી બાબત એ છે કે પૂર્વ બંગાળામાં નિમાઇએ પ્રત્યક્ષ રીતે ધર્મનો ઉપદેશ કર્યો નથી. તેમનું ધર્મ તરફ વલણ છે એવું પણ તે સમયે કોઇના જાણવામાં હતું નહિ. તે માત્ર વ્યાકરણના અધ્યાપક તરીકે ઓળખાતા હતા. બીજી વાર તે ફરી પૂર્વ બંગાળમાં ગયા નથી. છતાં હાલમાં પણ તે મુલકમાં શ્રીગૌરાંગના અનુયાયીઓની સંખ્યા સૌથી વધારે છે. વળી તપન-મિશ્ર જેવો ઠરેલ, પાકી વયનો, આબરૂદાર ગૃહસ્થ એક છોકરાના કહેવાથી સંસારનો ત્યાગ કરે અને પોતાના વતનથી હજારો કોશ દૂર જઇ વસે એ શક્તિ શું માણુસની છે ? વાંચનારને હવે પછી પણ જણાશે કે શ્રીગૌરાંગના એક શબ્દથી મોટા મોટા મુકુટધારી નૃપતિઓ અને રાજ્યતંત્રદક્ષ પ્રધાનો સર્વ વૈભવનો ત્યાગ કરી કૌપીન-ધારી થયા હતા. શ્રીગૌરાંગ મહાત્મા છે કે પરમાત્મા છે તે વિષે વિચાર કરતાં વાંચનારે આ બાબતો લક્ષમાં રાખવાની છે. "ચૈતન્ય ભાગવત"માં લખ્યું છે કે:—

> મિશ્ર કહે આજ્ઞા કરો આવું આપ સંગે,
> પ્રભુ કહે તમે શીઘ્ર જાઓ કાશી મધ્યે.
> થશે ત્યાં તમારૂં મારૂં પુનઃ સંમેલન,
> કહીશ સકલ તત્વ સાધન ભજન.

આ આજ્ઞાને અધીન થઇ તપનમિશ્ર પોતાની સ્ત્રીને લઇને વગર વિલંબે કાશી ગયો. ત્યાં રહીને શ્રીગૌરાંગની રાહ જોવા લાગ્યો.

કેટલાક માસ પછી નિમાઇ પંડિત પૂર્વ દેશથી નવદ્વીપ પાછા આવ્યા. સંધ્યા સમયે ઘેર પહોંચ્યા. સાથે પુષ્કળ દ્રવ્ય લાવ્યા હતા.

તે સર્વ માતાના ચરણુ આગળ મૂકયું અને તેમને ભોજન તૈયાર કરવાની વિનતિ કરી પોતે મિત્રો સાથે ગંગાસ્નાન કરવા ગયા.

નિમાઇ પંડિતે ભોજન કર્યું ત્યાર પછી આગલી પરસાળમાં જઇ બેઠા. સગાં સબંધી, સ્નેહી વગેરે લોકો તેમની આસપાસ બેઠાં. તે સર્વની આગળ પોતાના પુર્વ બંગાળાના પ્રવાસની કથા કહી. ત્યાંના બંગાળીઓની જે જે વાતો પોતે સાંભળી હતી તથા જોઇ હતી તે સઘળી એક પછી એક પોતાના મિત્રોને કહેવા લાગ્યા. નિમાઇનું અનુકરણકલામાં કૌશલ્ય જોઇ સર્વ હસવા લાગ્યા નિમાઇ પોતે પણ હસ્યા.

ત્યાર પછી તે ઘરના અંદરના ભાગમાં ગયા. તેમની સાથે માત્ર અત્યંત નજીકનાં સગાંઓ પણ અંદર ગયાં. પછી માને બોલાવી પૂછવા લાગ્યા "મા, તમારૂ વદન કેમ શોકગ્રસ્ત છે? હું પરદેશથી ઘેર આવ્યો તેથી પ્રસન્ન ન થતાં કેમ અત્યંત ખિન્ન જણાઓ છો?" આ વાત સાંભળી શચી દેવીએ ખાળી રાખેલો અશ્રુપ્રવાહ છોડી મૂકયો. માતાને રડતાં જોઇ વિસ્મિત થઈ નિમાઇ-એ પૂછ્યું, "મા, તમે રડોછો શા માટે? મને લાગે છે કે તમારાં પુત્રવધુનું કાંઇ અમંગલ થયું છે." તે ઉપરથી જે લોક ત્યાં હતા તેઓ કહેવા લાગ્યા, "ખરેખર, તમે કહો છો તે સત્યજ છે. તમારાં પત્નીને સ્વર્ગ પ્રાપ્તિ થઇ છે. તેમને સર્પદંશ થયો; બહુ ઉપાય કર્યા છતાં પણ વિષનો પ્રતિકાર ન થયો."

આ સાંભળી નિમાઇએ નીચું વદન કરી બોલ્યા વગર થોડી વાર સુધી રડયા કર્યું. પછી ધૈર્ય ધરીને માને કહેવા લાગ્યા, "મા! તમે સાંભળ્યું નથી કે જે સ્ત્રી સ્વામીના પહેલાં દેહત્યાગ

કરે છે તે ઘણી ભાગ્યવતી કહેવાય છે. તેને ઉત્તમ ભાગ્ય પ્રાપ્ત થયું છે માટે આપણે શોક કરવો ઘટે નહિ." એમ કહી પોતે પણ ધૈર્ય ધરી શાંત થયા.

નિમાઈ પંડિત નવદ્વીપમાં આવ્યા ત્યારે પૂર્વ બંગાળાના પણ સંખ્યાબંધ વિદ્યાર્થીઓ તેમની સાથે આવ્યા હતા. પોતાના પહેલાંના શિષ્યો અને નવા આવેલા શિષ્યોને લઇને નિમાઇએ મુકુંદસંજયના ચંડીમંડપમાં ફરીથી પોતાની પાઠશાળા ચાલુ કરી. તે અલ્પ વયના અધ્યાપક હતા તેથી તેમનો મહિમા ઘણો હતો. વિદ્યા અને સુચરિત્રથી આખા દેશમાં તેમની કીર્તિ ફેલાઈ હતી. ચરિત્ર પરમ નિર્મળ હતું. શિષ્યો સાથે તેમ બીજા લોકો સાથેનો તેમનો વ્યવહાર અતિ મધુર હતો વિદ્યાર્થીઓ તેમની પાસે ભણવામાં પોતાનુ સદ્ભાગ્ય માનતા. પૂર્વ દેશમાં ગુપ્તપણે પ્રેમભક્તિનો પ્રચાર કરીને આવ્યા તેનું લેશ પણ ચિહ્ન નવદ્વીપમાં જોવામાં આવ્યું નહિ. તેમણે જ્યારે પૂર્વ બંગાળા છોડયું ત્યારે ત્યાંના રહેવાશીઓ શું બોલ્યા હતા તે વિષે "ચૈતન્ય મંગલ"માં એક અતિ સુરસ કાવ્ય છે:—

આવ ભાઇ આવ તને નિમાઇ બોલાવે,<br>
એના વિના કોણ લઇ જાશે ભવ પારે?<br>
ચંડાળ પતિત વળી સજ્જન દુર્જન,<br>
સર્વને યાચીને આપે પ્રભુ હરિ નામ.<br>
નામ બળે સર્વને ઉતાર્યા ભવપાર,<br>
પવિત્ર અપવિત્ર સાધુને દુરાચાર.<br>
નામ સંકીર્તન નૌકા સંસાર તારિણી,

ભવપાર કીધા લોક આપે હાથ ઝાલી.
ભયે નાસી જાય તેને પ્રેમે ખોળે લઈ,
ભવ નદીપાર કરે ગૌરાંગ શ્રીહરિ.
અથાગ કરુણા આવી કદી ન દાખવી,
કોઇ યુગે નહિ પ્રભુ પાપ ભિક્ષા માગી.
સર્વને પવિત્ર કર્યાં શ્રીચરણુ ધરી,
રાધા કૃષ્ણુ પ્રેમતણાં કીધાં અધિકારી.
દયા ના સાગર પ્રભુ સર્વ લોક પતિ,
કરુણા પ્રકાશી કીધા લોક શુદ્ધમતિ.

વાસ્તવિક રીતે નિમાઇ પૂર્વ બંગાળામાં બીજી વાર ગયા નથી. તોપણ ત્યાંના લોકની મોટી સંખ્યા ગૌરાંગભક્ત છે. તેથી કરીને જે શક્તિ વડે નિમાઇએ તે દેશમાં વૈષ્ણવ ધર્મનો પ્રચાર કર્યો, તેનો જોટો દુનિયાના ઇતિહાસમાં બીજે કોઇ પણ ઠેકાણે જોવામાં આવતો નથી.

વારૂ. તપનમિશ્ર તેમની પાસે આવ્યો ત્યારે નિમાઇએ દર્શનથી કે સ્પર્શથી ઉદ્ધાર કર્યો. પણ આખા પૂર્વ બંગાળાને વ્યાકરણના બાળકઅધ્યાપકે હરિ નામથી કેવી રીતે ઉન્મત્ત કર્યો!

ચંડાલ પતિત વળી સજ્જન દુર્જન।
સર્વને યાચીને આપે પ્રભુ હરિ નામ ॥

તે શી રીતે બન્યું તેનો ઉત્તર લખાય છે:—

દયાના સાગર પ્રભુ સર્વ લોક પતિ।
કરુણા પ્રકાશિ કીધા લોક શુદ્ધ મતિ ॥

નિમાઇ ભણાવવામાં એવા તો કુશળ હતા કે તેમના વિદ્યાર્થીઓ સહેલાઇથી અને થોડા વખતમાં શીખી જતા. તે એટલે સુધી કે નિમાઇની પાઠશાળા ધીમે ધીમે ઘણીજ આબાદ થઇ.

હવે શચીના ઘરમાં ધનની તંગી ન હતી. નિમાઈ નવદ્વીપમાં એક પ્રધાન પંડિત ગણાતા હતા. મોટા મોટા અધિકારીઓ નિમાઇને રસ્તામાં જોઇ પોતાની પાલખી ઉપરથી ઉતરી તેમને નમસ્કાર કરતા હતા. જે ઠેકાણે ક્રિયા કે કર્મ થતાં ત્યાંથી નિમાઇને ઘેર જરૂર ભેટ આવતી. પણ તે એટલા બધા ખરચાળ હતા કે તેમાંનું કશું પણ બચતું નહિ. કોઇ અતિથિને જુએ કે તરતજ તેને આગ્રહ કરી ઘેર તેડી લાવી જમાડતા સાધુ નજરે પડે કે તેને નિમંત્રણ ખરૂંજ. આથી કરીને શચી માતાને દરરોજ દશ કે વીશ અતિથિનો સત્કાર ને તેમની સેવા કરવી પડતી. એવામાં કેશવ કાસ્મીરી નામે એક મહા પંડિત નવદ્વીપમાં આવી પહોંચ્યો.

કેશવ પંડિત કાસ્મીરનો વતની હતો. દિગ્વિજય કરવાને માટે પ્રવાસ કરતો હતો. ભરતખંડમાં પંડિતોનાં જે જે સ્થાન હતાં તે સર્વ ઠેકાણે જીત મેળવી છેવટે નવદ્વીપમાં આવ્યો હતો. જો નવદ્વીપમાં જય પ્રાપ્ત કરે તો તે ભરતખંડમાં અદ્વિતીય વિદ્વાન ગણાય. તેની રીતભાત શ્રીમંત માણસના જેવી હતી. સાથે હાથી, ઘોડા અને અનેક નોકર ચાકરો હતા. તેણે ગર્વથી ફુલાઇ જઇને કહયું, "આ નવદ્વીપમાંથી કોઇ પંડિતની હિમ્મત હોય તો આવીને મારી સાથે વિવાદ કરે. નહિતો જયપત્ર લખી આપે." તેની સરત એવી હતી કે જો હું વિવાદમાં હારૂં તો મારી સઘળી સંપત્તિ નવદ્વીપમાં મુકીને જાઉં ને જો હું જીતું તો નવદ્વીપના રહેવાશીઓ તરફથી મને સારી ભેટ મળવી જોઇએ.

નવદ્વીપમાં જય મેળવવો એ તે જમાનામાં સાધારણ વાત ન હતી. કારણ કે રઘુનાથ, રઘુનંદન, નિમાઇ પંડિત વગેરે સૂર્ય જેવા પંડિતો તે વખતે નવદ્વીપમાં વિરાજમાન હતા. પણ કેશવના નવદ્વીપમાં આવવાની સાથે એક ગપ ત્યાં ફેલાઈ હતી. સઘળાઓ કહેવા લાગ્યા કે તેણે સરસ્વતી પાસેથી વરદાન મેળવ્યું છે. સરસ્વતી જાતે જેની જીભ ઉપર બેસી વિવાદ કરે છે, તેનો પરાજય કેવી રીતે થઈ શકે ?

આ લોકવાયકા ઉપર વિશ્વાસ બેસવાથી નવદ્વીપના મ્હોટા મ્હોટા પંડિતોનાં મ્હોં ઉતરી ગયાં. સરસ્વતીની સાથે કોનાથી યુદ્ધ કરાય ? જો તે માત્ર મોટામાં મોટો પંડિતજ હોત તો તેની સાથે વિવાદમાં ઉતરવાને નવદ્વીપના પંડિતોને જરા પણ ડર લાગત નહિ. પણ આતો સરસ્વતીની સાથેજ વિવાદ કરવાનો ! સઘળા મહા ચિંતામાં પડી ગયા. કેવી રીતે પોતાના ગામનું માન સચવાય તે વિષે તેઓ વિચાર કરવા લાગ્યા. એવામાં કેશવ કાશ્મીરી સાથે નિમાઇનું મળવું થયું.

તે આ રીતે. ઉન્હાળામાં એક વાર ચાંદરણી રાતે નિમાઇ પંડિત પોતાના અસંખ્ય શિષ્યોને લઇને ગંગા કાંઠે બેસીને શાસ્ત્રાલાપ કરતા હતા, અને કોઈ કોઇ વાર હાસ્યવિનોદ પણ થતો હતો. એવામાં તે રસ્તે થઇને કેશવનું જવું થયું. ઘણા શિષ્યોને જોઇને અને અંદરથી નિમાઈ પંડિતની વાણી સાંભળીને જિજ્ઞાસા થવાથી તેણે અધ્યાપકનું નામ પૂછ્યું. તેને કોઇએ કહ્યું કે એ તો નિમાઈ પંડિત છે. નિમાઇ પંડિત મ્હોટા પંડિતોમાંના એક હતા. કેશવને વિચાર થયો કે નિમાઇનું પાણી જોઇએ. તેને કોઇપણ ઠેકાણે જતાં સંકોચ કે ભય લાગતો ન હતો કેમકે તે દિગ્વિજયી હતો.

પછી તે સભામાં પ્રવેશ કરી પોતાના શિષ્યદ્વારા તેણે પરિચય આપ્યો. એ સાંભળીને નિમાઇ પંડિતે પોતાના સઘળા શિષ્યો સાથે ઉભા થઈ ઘણા આદરપૂર્વક તેનો સત્કાર કર્યો. ત્યાર પછી સઘળા બેઠા. કેશવ કહે, "તમેજ નિમાઇ પંડિત ?" નિમાઇ કશું બોલ્યા નહિ. કેશવ નિમાઇને નાની ઉમ્મરના જોઇને કંઇક મુરબ્બી પણાના ભાવથી કહે, "તમારી ઉમ્મર નાની છે. પણ તમે વ્યાકરણમાં સારી પ્રતિષ્ઠા મેળવી છે એ વાત મારા સાંભળવામાં આવી છે." નિમાઇએ તેનો ઉત્તર આપ્યો, "હું વ્યાકરણ ભણાવું છું ખરો પણ એ મારી ધૃષ્ટતા માત્ર છે. મને પૂરૂં આવડતું નથી અને મારા શિષ્યોને પણ આવડતું નથી. આપ પ્રવીણ દિગવિજયી પંડિત ક્યાં અને હું અજ્ઞાન બાળક ક્યાં !" કેશવે એનો યોગ્ય ઉત્તર આપ્યો. ત્યારે નિમાઇ પંડિતે કહ્યું, "આપણી સન્મુખ ગંગાજી છે. આપ એકાદ ગંગાજીનું સ્તવન જોડી અમને શ્રવણ કરાવો. અમે સાંભળીને તૃપ્ત થઇશું અને અમારાં પાપ પણ ધોવાઈ જશે." તે ઉપરથી કેશવે કહ્યું, "ભલે જેવી તમારી મરજી." એમ કહી કાવ્ય બોલવા માંડયું.

કેશવ કાવ્ય બોલવા લાગ્યો. જાણે કાવ્યની વૃષ્ટિ ન થતી હોય ! ક્ષણ માત્ર પણ વિચાર કરવા અટકતો નહિ. એક શ્લોક પૂરો થાય એટલામાં તો બીજો બનાવી બોલતો.

આ સ્તવન સાંભળીને સર્વ સ્તંભિત થઇ ગયા. એક ક્ષણવારમાં આવું સુંદર સ્તવન જોડવું એ સામાન્ય મનુષ્યનું કામ નથી એવી સર્વની ખાત્રી થઇ. વિદ્યાર્થીઓ વિસ્મય પામીને 'હરિ હરિ' કહેવા લાગ્યા. નિમાઇ પંડિત પ્રત્યે તેમની અતિશય ભક્તિ

હતી. પણ કેશવનું પાંડિત્ય જોઈ તેમને ભય ઉત્પન્ન થયો કે આવા પંડિતની સાથે વિવાદ કરવામાં આપણા યુવાન અધ્યાપક જય પામશે નહિ.

માત્ર નિમાઇ એકલાજ આશ્ચર્ય પામ્યા નહિ. તેમણે દિગ્વિજયીની માત્ર પ્રશંસા કરી. પછી કહ્યું, "આપના જેવા કવિ જગત્‌માં દુર્લભ છે. આપની શક્તિ અમાનુષિક છે. આપની આગળ મારી એક નમ્ર પ્રાર્થના એ છે કે શ્લોકના દોષ અને ગુણ વિચાર્યા વગર તેના રસનું સારી રીતે આસ્વાદન થઇ શકતું નથી. માટે આપ જે શ્લોક બોલ્યા તેમાંના એકાદને લઇને તેના ઉપર વિવેચન કરી અમને તૃપ્ત કરો."

આ સાંભળી દિગ્વિજયી કહે, "કયા શ્લોક ઉપર વિવેચન કરવું છે તે કહો. હું તેનો અર્થ કરી બતાવું." તે ઉપરથી નિમાઇ પંડિત કેશવે રચેલા શ્લોકમાંથી એક શ્લોક બોલ્યા. તે નીચે પ્રમાણેઃ—

महत्वं गंगायाः सततमिदमाभाति नितरां
यदेषा श्रीविष्णोश्चरणकमलोत्पत्तिसुभगा ।
द्वितीय श्रीलक्ष्मीरिव सुरनरैरर्च्यचरणा
भवानीभर्तुर्या शिरसि विरहत्यद्भुतगुणा ॥

આ સાંભળી કેશવ એકદમ વિસ્મિત થઇ ગયો. તેણે કહ્યું, "હું વરસાદની ઝડીની પેઠે શ્લોક ઉપર શ્લોક બોલી ગયો હતો તેમાંથી તમે બરાબર વચલો શ્લોક શી રીતે મ્હોડે કરી શક્યા?" તેને શક ગયો કે કદાચ નિમાઇ પંડિત શ્રુતિધર હશે. નિમાઇ પંડિ-

તે કેશવના મનનો ભાવ સમજી જઇ અથવા તો બીજા કોઇ કારણને લીધે બોલ્યા, "કોઇ સરસ્વતીની કૃપાથી કવિ થાય તો કોઇ તેની કૃપાથી શ્રુતિધર* પણ થાય." આ વાત સાંભળી કેશવના મનમાં દૃઢ વિશ્વાસ થયો કે નિમાઇ શ્રુતિધર છે. આથી કરીને નિમાઇ તરફ તેને ભક્તિ ઉત્પન્ન થઇ. પછી તેણે ખૂબ પરિશ્રમ કરીને પોતાના શ્લોકની ખૂબીઓ બતાવવા માંડી. તેનું બોલવું પૂરૂં થયું એટલે નિમાઇ કહે, "તમે ખૂબીઓ સમજાવી તેથી અમે ખરેખર કૃતાર્થ થયા છીએ. પણ હવે તેના દોષ વિષે વિવેચન કરો."

વારંવાર વિવાદ કર્યાથી દિગ્વિજયીની જિગીષાવૃત્તિ[1] એકદમ વધી ગઇ હતી. શ્લોકમાં શા શા દોષ છે એ શબ્દો નિમાઇ પંડિતને મ્હોડે સાંભળતાંજ તેને ક્રોધ ચ્હડયો. તેણે તરત કહ્યું, "તમે વ્યાકરણ જાણો છો પરંતુ શ્લોકના ગુણ દોષ વિચારવા એ અલંકાર શાસ્ત્રનું કામ છે. તમે વ્યાકરણ જે શિશુ-શાસ્ત્ર કહેવાય છે તેજ માત્ર જાણો છો. અલંકાર ભણ્યા નથી તેથી શ્લોકના ગુણ દોષ વિચારવાનો તમારો શો અધિકાર છે?"

નિમાઇ પંડિતે કહ્યું, "હું અલંકાર શીખ્યો નથી. પણ તે વિષે કાંઇક સાંભળ્યું છે. તે ઉપરથી આપના શ્લોકમાં જે જે દોષ છે તે બતાવું છું." એમ કહી નિમાઇએ શ્લોકના દોષ બતાવવા માંડયા. આ ચર્ચા વિષે જેમને સારી રીતે જાણવું હોય તેમણે શ્રીચૈતન્યચરિતામૃત ગ્રંથ જોવો. એ ગ્રંથમાં નિમાઇ પંડિતે કયે ઠેકાણે શા શા દોષ બતાવ્યા તે વિષે સવિસ્તર માહિતી આપી

* શ્રુતિધર એટલે માત્ર એકજ વાર સાંભળીને યાદ રાખનાર.

1 જય મેળવવાની તૃષ્ણા.

છે. નિમાઇ પંડિત શ્લોકના દોષ બતાવવા લાગ્યા અને કેશવ પોતાના પક્ષનો બચાવ કરવા ગયો પણ તેનાથી થઇ શક્યો નહિ. તેની સઘળી પ્રતિભા નષ્ટ થઇ ગઈ. આખરે ગાંડા માણસની પેઠે પ્રલાપ કરવા લાગ્યો. દિગ્વિજયી યુવાન અધ્યાપકને હાથે હજારો લોકોના દેખતાં એકદમ નિસ્તેજ થઇ ગયો, તેથી ઘૃણા, લજ્જા અને અપમાનથી તેનું સહજ જ્ઞાન તદ્દન લુપ્ત થઇ ગયું. તેની આ અવસ્થા જોઇ નિમાઇના કેટલાક શિષ્યો હસવા લાગ્યા.

તે ક્ષણે નિમાઇ પંડિતે ગુસ્સે થઇ પોતાના શિષ્યોને ઠપકો આપ્યો. પછી કેશવને સાંત્વન કરતાં કરતાં કહ્યું, "કવિતામાં દોષ હોય તેથી ગ્લાનિ પામવાને કારણ નથી. કાળિદાસ અને ભવભૂતિની કૃતિમાં પણ દોષ છે. કવિત્વશક્તિ મળવી એ મહાભાગ્યની વાત છે. આપને તો તે સારી પેઠે પ્રાપ્ત થઇ છે. તેથી કરીને કોઇ શ્લોકમાં સ્હેજ દોષ હોય તો તેથી આપને કુંઠિત થવાની જરૂર નથી. આજ રાત બહુ ગઇ છે. ઘેર જાઓ. કાલે આપણે સારી રીતે એ વિષે ચર્ચા કરીશું."

દિગ્વિજયી નિમાઇનાં મધુર વાક્યથી કંઇક આશ્વાસિત થયો અને ધીરે ધીરે ઘેર ગયો. પણ તેને નિદ્રા આવી નહિ. આખી રાત શોકથી તેણે સરસ્વતીની સ્તુતિજ કર્યા કરી. સવાર પડતાંજ તે નિમાઇ પંડિતને ઘેર આવીને ઉભો રહ્યો. નિમાઇ સૂવાના ઓરડામાંથી બહાર આવ્યા કે તરતજ કેશવે તેમને દંડવત્ પ્રણામ કર્યા. આ જોઇને નિમાઇ પંડિતે તેના બે હાથ પકડીને પ્રેમસહિત ઉઠાડ્યો અને કહ્યું, "આપ તો પ્રવીણ પંડિત, અને હું બાળક. મારી પાસે આ પ્રમાણે દીનતા બતાવીને મને શા માટે અપરાધી કરો છો?"

ત્યારે કેશવે કહ્યું, "આપ પ્રથમ મારી વાત સાંભળો. હું આપને હાથે પરાજય પામ્યા પછી ઘેર ગયો. આખી રાત મેં સરસ્વતીની સ્તુતિ કર્યા કરી. થોડીક રાત રહી હતી એવામાં મને નેત્રમાં એક પ્રકારનું ઘેન આવ્યું. ત્યારે સરસ્વતી દેવીએ મને દર્શન આપી કહ્યું, 'તું જેને હાથે પરાજિત થયો છે તેની આગળ હું શરમને લીધે આવી શકતી નથી. તેની આગળ મને કશી સ્ફુર્તિ થતી નથી. તે મારા સ્વામી છે. તેં આટલા દિવસ મારી સેવા કરી તેના બદલામાં ભગવાનનું દર્શન જે મનુષ્યનું ખરું પુરૂષાર્થ છે તે મેં તને કરાવ્યું છે. તું સવારમાં વહેલો ઉઠીને તેમની આગળ જા અને આત્મસમર્પણ કર.' આવી આજ્ઞા થવાથી હું આપના ચરણનું શરણ લેવા આવ્યો છું. હંમેશાં વિવાદ અને શાસ્ત્રયુદ્ધ કરીને મારી કુપ્રવૃત્તિ બળવાન થઇ છે. હવે આપ કૃપા કરી મારાં સમસ્ત બંધન કાપી નાંખો." એમ કહી દિગ્વિજયી રડતો રડતો નિમાઇને ચરણે બીજી વાર ઢળી પડયો. ત્યારે નિમાઇ પંડિતે તેને બે ચાર વાત કહી. તેને શું કહ્યું તે જાણી શકાતું નથી. તોપણ ઇતિહાસ ઉપરથી એટલું જણાય છે કે કેશવે તેજ ઘડીએ ઘેર જઈ પોતાની સઘળી સંપત્તિ લોકોમાં વ્હેંચી નાંખી અને દંડકમંડલ ધારણ કરી તથા કૌપીન પહેરી હંમેશને માટે સંસારનો ત્યાગ કર્યો.

## અધ્યાય ૫.

### નિમાઇનો રમણીય ઉપદ્રવ.

કૌતુક રહસ્ય, સદા ભક્ત સંગે,<br>સંતરણે આનંદ, ગંગાના તરંગે.

નગરે ભ્રમણુ, ચંચળતા કરી,
નૌકાવિહારાદિ, કરે દોડાદોડી.
અમારા ગૌરાંગ, બહુ છે ચંચળ,
એજ ગુણે મારૂં, મન કર્યું વશ.

નિમાઇએ પૂર્વ બંગાળામાં ગમે તેમ કર્યું, અને કેટલાકને ગમે તે કહ્યું પણ રસ્તામાં તો તેમણે હંમેશની ચંચળતા કાયમ રાખી. શાળામાં બેસતા ત્યારે પૂર્ણ રીતે ગંભીરતા ધારણ કરતા. પણ બહાર નીકળ્યા પછી તે ગંભીરતાનો અંશ પણ તેમનામાં રહેતો નહિ. નિમાઇ પંડિતનો યશ પ્રથમ પણ ઘણો હતો. પરંતુ દિગ્વિજયીનો પરાભવ કર્યા પછી સ્વાભાવિક રીતે ઘણો વધી ગયો. તે વખતે તેમનું તોફાન જોઇને જે લોકો તેમની અવજ્ઞા કરતા તેઓ પણ કહેવા લાગ્યા કે નિમાઇ પંડિતના જેવો પંડિત જગત્માં બીજો નથી. તેણેજ આ વખતે નવદ્વીપના માનની રક્ષા કરી. આમ હોવાથી બીજા અધ્યાપકોની પેઠે નિમાઇ પંડિતને ગંભીર થવું ઉચિત હતું, પણ તે તેમ કરે શાના?

આ સમયે તેમનું વય ઓગણીશ વર્ષનું થયું હતું. રેશમી કોરનું ધોતિયું પહેરી, ડાબા હાથમાં પુસ્તક લઈ પાન ખાતા ખાતા કેટલાક શિષ્યોની સાથે નિમાઈ પંડિત શહેરમાં ફરવા નીકળતા. તેમના અમાનુષિક સૌંદર્ય, કમલલોચન અને નવ યૌવનને લીધે નગરવાસીઓ તેમને જોવાને ઘડીક રસ્તામાં ઉભા રહેતા. તોપણ નિમાઇ તેમના તરફ લક્ષ ન આપતાં શિષ્યો સાથે હાસ્ય કૌતુક કરતા કરતા ચાલ્યા જતા. એક દિવસ તેમને માર્ગમાં શ્રીવાસનો મેળાપ થયો. શ્રીવાસ પરમ વૈષ્ણવ અને વૈષ્ણવ લોકની અંદર

અદ્વૈતાચાર્યથીજ બીજે નંબરે હતા. નિમાઇ પંડિતના પિતાની સાથે તેમને મૈત્રી હતી અને તેમનાં પત્ની માલિની સાથે શચી દેવીને અત્યંત સ્નેહ હતો. શ્રીવાસ અને માલિનીએ નિમાઇને બાળપણમાં ખોળે બેસાડી રમાડયા હતા. તેથી અત્યાર સુધી તેઓ નિમાઇને વાત્સલ્ય-સ્નેહ પૂર્ણ દૃષ્ટિથી જોતાં હતાં. શ્રીવાસે જોયું કે નિમાઇ પંડિત શિષ્યોને સાથે લઇ હસતા હસતા, ડાબે હાથે મધુર લટકો કરતા જલદીથી જાય છે. ત્યારે શ્રીવાસે પૂછ્યું, " અરે ઉદ્ધતના સરદાર ! કયાં જાય છે ?"

નિમાઇ પંડિત શ્રીવાસને નમસ્કાર કરી ઉભા રહ્યા. માથું નીચું રાખ્યું. હસતું તો આવતું હતું પણ શ્રીવાસની અદબ રાખવા બળાત્કારે ગંભીર થઇ ઉભા રહ્યા. શ્રીવાસે આ ભાવ જોઇને કહ્યું, " નિમાઇ ! તેં ભણી ગણીને શું ફળ મેળવ્યું ? શ્રીકૃષ્ણના ચરણની પ્રાપ્તિ એજ જીવનનું એક માત્ર ઉદ્દેશ્ય છે. તું પરમ પંડિત અને બુદ્ધિમાન છે. તું ભગવાનનું ભજન નથી કરતો અને રાત દિવસ વિદ્યા ચર્ચા કરે છે તેથી તને શો લાભ થયો તે મને સમજાવ જોઇએ."

આ સાંભળી નિમાઇ કપટગાંભીર્ય સાચવી બોલ્યા " હું બાળક છું તેથી મને હમણાં કોઇ સ્વીકારશે નહિ. હું હજી થોડો વખત ભણીશ, લોકમાં માન અને પ્રસિદ્ધિને પામીશ. પછી હું એક સારો વૈષ્ણવ શોધી કહાડીશ, અને એવો વૈષ્ણવ થઇશ કે આપ પણ મને જોઇ સ્તબ્ધ બની જશો. પંડિત ! હું આપને એક છાની વાત કહું છું. હું એવો વૈષ્ણવ થઇશ કે શિવ અને બ્રહ્મા સુદ્ધાં મારે બારણે આવી ઉભા રહેશે." આટલું કહેતાં નિમાઇએ ગાંભીર્ય ત્યજી પ્રકટ રીતે હસવા માંડયું.

શ્રીવાસને પણ હસવું આવ્યું. તેણે કહ્યું, "ઠીક, હું વળી નક્‌ફટને ઉપદેશ આપવા ગયો. ઠીક, નિમાઇ! તું દેવને અને બ્રહ્મને નથી માનતો?" નિમાઇએ એનો ઉત્તર આપ્યો, "**સોઽહમ્**! ભગવાન જે છે તેજ હું છું. પછી હું કોને માનું?" આમ કહી તે હસતા હસતા ચાલતા થયા. શ્રીવાસને હસવું તો આવ્યું પણ સાથે કંઇક ખેદ પણ થયો. નિમાઇ તેમના સ્નેહના પાત્ર હતા. તેનેજ મ્હોડે મૂઢ, નાસ્તિક તત્વ સાંભળી તેમને દુઃખ થયું. પણ તેની સાથે શ્રીવાસના મનમાં એક આશા પણ હતી. નિમાઇ જે વૈષ્ણવના પુત્ર છે તે જરૂર વૈષ્ણવ થશે. જો નિમાઇ પંડિતના જેવા સમર્થ પુરૂષ વૈષ્ણવ સમાજમાં પ્રવેશ કરે તો તેના સંપ્રદાયની વૃદ્ધિ થાય. પણ એ આશા પૂર્ણ થવાનો સંભવ ઘણો અલ્પ જોઇ શ્રીવાસને ખેદ થયો. શ્રીવાસને જોઇને કપટદીનતા ધારણ કરી હાથ જોડી નિમાઇ નીચું મ્હોં કરી ઉભા હતા, કંઇક કપટગાંભીર્યથી તેનો ઉપદેશ સાંભળ્યો હતો, કોઈ કોઇ વાર 'હું તેજ છું' એવું સ્પષ્ટપણે કહી તેના મનમાં ભય ઉત્પન્ન કર્યો હતો એ વાતનું કેટલાંક વર્ષ પછી સ્મરણ કરી શ્રીવાસને મહા આનંદ થતો હતો.

નિમાઇના તોફાનની એક બીજી કથા કહીએ. સ્ત્રીઓ હાવભાવ અને કટાક્ષથી પુરૂષોને વિહ્વળ કરી શકે છે. એ અધિકાર સર્વ દેશમાં તેઓનોજ છે. એ પ્રમાણે હાવભાવથી પુરૂષ જાતિને પરવશ કરી પોતે તમાશો જુએ છે. નિમાઇ પણ તેજ પ્રમાણે હાવભાવ અને કટાક્ષ કરતા. પણ માત્ર પુરૂષોનેજ. સ્ત્રીઓને નહિ. નિમાઇનો આ ગુણ નવદ્વીપમાં ઘણી પ્રસિદ્ધિને પામ્યો હતો. માર્ગમાં સ્ત્રીઓને જોઇ નિમાઇ માથું નીચું કરી એક બાજુએ દબાઇને ઉભા રહેતા.

ચારમાં પુરૂષને જોઇને જેમ મર્યાદશીલ કુલવતી સ્ત્રીઓ લજ્જિત થાય છે તેમ નિમાઇ સ્ત્રીઓને જોઇને થતા. પણ પુરૂષવર્ગ તરફ તેમનો ભાવ જૂદાજ પ્રકારનો હતો. તેમનામાં એક પ્રકારની એવી અમાનુષિક શક્તિ હતી કે તેના પ્રભાવથી તે હરકોઇને વશ કરી શકતા. તેમણે તપનમિશ્રને એકજ શબ્દ વડે કુટુંબ સાથે કાશી મોકલ્યો. માત્ર મનોબળથી તેમણે કેશવકાશ્મીરીના મનમાં વૈરાગ્ય ઉપજાવ્યો. એકવાર તેમણે શિષ્યોને કહ્યું, "ચાલો આજે બજારમાં જઇએ, ઘરમાં ઘણી ચીજોની જરૂર છે." શિષ્યોએ પૂછ્યું, "પંડિત! બજાર જાઓછો પણ પાસે પૈસા છે કે?" નિમાઇ કહે, "ઘરમાં એક દમડી પણ નથી. ચાલો, જુઓતો ખરા, બે ચાર મીઠી મીઠી વાતો કહીને કાંઇ લાવી શકાય છે."

નિમાઇ પ્રથમ તંબોળીની દુકાન તરફ ગયા. નિમાઇને જોઇ તંબોળી કહે, "ઠાકુર! જરા ઉભા રહો. તમારે માટે એક સુંદર પાનની બીડી કરૂં છું." એમ કહી તેણે નિમાઇના હાથમાં એક પાનની બીડી આપી. તેમણે જરાક હસીને લીધી અને ચાવવા લાગ્યા. પછી નિમાઈ કહે, "તમે પાન તો આપ્યું પણ મારી પાસે પૈસા નથી." તંબોળી કહે, "આપ પૈસા તો આપો પણ હું લઉં કેમ? આપે પાન ખાધું એજ મને પરમ લાભ છે." ત્યાર પછી નિમાઇ શિષ્યો સાથે કાપડીઆની દુકાને ગયા. દુકાનદારે તેમનો સત્કાર કર્યો અને આસન આપ્યું. નિમાઇ કહે, "કાંઇક સારૂં કાપડ બતાવો." કાપડીઆએ કેટલીક જાતનાં કાપડ બહાર કહાડયાં. નિમાઈ તેમને જોવા લાગ્યા અને કહ્યું, "આ જોટો મને પસંદ છે. શી કિંમ્મત છે." વળી સ્વગત કહેવા લાગ્યા, "કિમ્મત પૂછીને શું કરીશ? પાસે પૈસા તો છે નહિ."

કાપડીઓ નિમાઇનું મુખ જોતો હતો. તેને મનમાં થતું કે વસ્ત્ર એમ ને એમ આપી દઉં. પણ તે અત્યંત કૃપણ સ્વભાવનો હતો. એકદમ કપડું આપી દેતાં તેનું હૃદય ચીરાઇ જવા લાગ્યું. તોપણ તેણે થોડી વારમાં એક પ્રકારની ગોઠવણ વિચારી કહાડી કહ્યું, "ઠાકુર ! કિમ્મતનો સવાલ શો છે ! હમણાં ન હોય તો પછી આપજો."

નિમાઇ કહે, "હું કદી ઉધાર લેવા માગતોજ નથી. હું કદી પણ દેવું કરતોજ નથી. માટે આજ રહેવા દો. કોઇ દિવસ પૈસા લઇને આવીશ ત્યારે લઇ જઇશ." આથી કાપડીઆના મનમાં કાંઇક ગભરાટ થયો. તેણે કહ્યું, "ઠાકુર ! તમે બ્રાહ્મણ છો. તમારે દેવું કરવાની જરૂર નથી. તમારા દેહમાં બ્રહ્મતેજ પ્રકટી રહ્યું છે. તમે કિમ્મત ન આપશો. એમ ને એમ ગ્રહણ કરો. તમે લેશો તો મારૂં કલ્યાણ થશે." નિમાઇએ કાપડ લીધું અને રસ્તામાં શિષ્યોને બતાવી પોતે હસ્યા અને તેમને પણ હસાવ્યા.* એ પ્રમાણે નિમાઇ ઘણી દુકાને ગયા. પુષ્કળ વસ્તુઓની ખરીદી કરી. હાથમાં એક પૈસો પણ ન હતો તોપણ એક પાઇનું દેવું પણ કર્યું ન હતું.

કેટલાક લોકો આ કથા વિષે જિજ્ઞાસા કરે છે કે નિમાઇએ આ પ્રમાણે લોકોને મોહિત કરી તેમની પાસેથી માલ લીધો તે શું સારૂં કામ કર્યું? એનો એ ઉત્તર આપીએ છીએ કે નિમાઇને જોઇનેજ જેઓ મુગ્ધ થતા અને સ્વેચ્છાથી તેમને આપતા તેમાં

---

*આ સર્વ વસ્તુઓની પૂરેપૂરી કિંમત નિમાઈએ ઘેર પહોંચ્યા પછી મોકલાવી હતી.

નિમાઇનો શો દોષ! જે કાપડીઆએ નિમાઇ પંડિતને વસ્ત્ર આપ્યાં હતાં, જે ગાંધીએ તેમને સુગંધી દ્રવ્યો આપ્યાં હતાં તેમના વંશજો આ વાતનું અદ્યાપિ પણ આનંદ અને ગૌરવથી સ્મરણ કરે છે.

શ્રીધર નામે એક વેપારી હતા. તે દરરોજ બજારમાં કેળનાં પાતરાં, કેળાંના દોડા, કેળાં વગેરેનો વેપાર કરતા. તેમનો સ્વભાવ પરમ સાધુના જેવો હતો. પોતાના ધંધામાંથી જે કાંઈ મળતું તેના વડે નિર્વાહ કરતા. જે કાંઇ ખરચ કરતાં વધતું તે સઘળું દેવને અર્પણ કરતા. રાત દિવસ ઉચ્ચ સ્વરથી કૃષ્ણ નામનો જપ કરતા. તેમના કીર્તનથી કહેવાતા ગ્રહસ્થ લોકોને નિદ્રામાં ભંગ થતો. શ્રીધર એક પરમ વૈષ્ણવ હતા તેથી ખાસ કરીને નિમાઇનો તેમના ઉપર દેખીતી રીતે દ્વેષ હતો. નિમાઈ કોઇ કોઇ વાર બજારમાં જતા ત્યારે તેમને જોતાંજ શ્રીધરનું મ્હોં સુકાઇ જતું. નિમાઇ બજારમાં આવીને પ્રથમ શ્રીધરની દુકાને જતા. શ્રીધર બહીકથી કહેતા, "ઠાકુર ! તમે તકરાર ન કરશો. હું જે કિંમત કહીશ તેમાંથી જરા પણ ઓછું કરીશ નહિ. હું જે કિંમત કહું તે તમને પરવડે તો માલ લો. નહિ તો બીજી દુકાને જાઓ." નિમાઇ કહે, " હું તમને છોડનાર નથી. ઠીક, શ્રીધર ! તમે ઘણા કંજુસ છો. તમારી પાસે ઘણા પૈસા છે." શ્રીધર કહે, "ઠાકુર ! તમારે પગે લાગું છું. કજીઓ ન કરશો. હું દરિદ્ર છું. મારી પાસે પૈસા ક્યાંથી ? " પછી શ્રીધર જે કિંમત કહે તેનાથી અડધી કિંમત કહી નિમાઇ પોતાને હાથે માલ ઉપાડી લેતા. ત્યારે શ્રીધર ઉભા થઇને કહે, "હું તમારે પગે પડું છું. તમે બીજી દુકાને જાઓ." ત્યારે નિમાઇ કૃત્રિમ કોપ કરીને કહેતા, "તમે મારા હાથમાંથી વસ્તુ ઝુંટાવી લ્યોછો તે ઠીક કરો

છો કે? તમને ખબર છે કે જે ગંગાજીનું તમે રોજ પૂજન કરો છો તેનો હું પિતા છું?" આ સાંભળી શ્રીધર વિષ્ણુનું સ્મરણ કરી કાને હાથ દઇ કહેતા, "પંડિત! મોટી ઉંમર થયા પછી લોકો ઠરેલ થાય છે અને તમે તો દિવસે દિવસે તોફાની થતા જાઓ છો. શું તમને ગંગાનો પણ ભય નથી?" નિમાઈ કહે, "ઠીક, તમે રોજ દેવોને મફત નૈવેદ્ય ધરાવો છો અને મને થોડી કિંમતે પણ કાંઈ આપતા નથી." શ્રીધર કહે, "ઠાકુર! હું તમારાથી હાર્યો; હું કિંમત ઓછી કરતો જ નથી. તોપણ જ્યારે તમે મને છોડતા નથી ત્યારે તમારાથી થાકીને હું તમને કેળાંનો દોડો અને જમવાને કેળનાં પાતરાં રોજ મફત આપીશ. પણ તમારે મારી સાથે કજીઓ ન કરવો." ત્યારે નિમાઇ કહે, "બહુ સારૂં. એમ છે તો મારે કશી તકરાર નથી." એ શ્રીધરના પત્રાળામાં નિમાઇ રોજ ભોજન કરતા.

## અધ્યાય ૬

### વિષ્ણુપ્રિયા.

શચી દેવી જ્યારે ગંગાસ્નાન કરવા જતાં ત્યારે હંમેશાં એક બાલિકા અતિ વિનીત ભાવે તેમને નમસ્કાર કરતી. કન્યા અતિ સુન્દર અને અવિવાહિતા હતી. પ્રથમ તો શચીનું ધ્યાન તેના તરફ સારી રીતે ખેંચાયું ન હતું. પરંતુ તેઓનું ઘાટ ઉપર દરરોજ મળવું થતું; અને તે આગળ આવીને શચીને નમસ્કાર કરતી. તે જોઇને ક્રમે ક્રમે તેના તરફ તે આકૃષ્ટ થવા લાગ્યાં. બાલિકા એવી લજ્જાવતી હતી કે નમસ્કાર કરી તેમની સામે

ઉભી રહેતી; કદી મુખ ઊંચું કરતી નહિ. આથી કરીને તેને શચી દેવી ખરા જિગરથી આશીર્વાદ આપતાં. તે કહે "બેટા ! તને સુંદર પતિની પ્રાપ્તિ થાઓ." આ સાંભળી તે બાલિકાના મુખ ઉપર લજ્જાની લાલી પથરાઈ જતી.

એક દિવસ શચીએ તેને પૂછ્યું, "બેટા! તું કોની દીકરી" ? તેણે ઉત્તર આપ્યો કે મારા પિતાનું નામ સનાતન મિશ્ર છે. શચીએ પુનઃ પૂછ્યું, "બેટા ! તારૂં નામ શું ?" કન્યા કહે, "વિષ્ણુપ્રિયા."

શચીએ જોયું કે તે કન્યા પરમ સુંદર અને લજ્જાળુ હતી એટલુંજ નહિ પણ ઘણી ભક્તિસંપન્ન હતી. તે દરરોજ ત્રણ ત્રણવાર ગંગાસ્નાન કરતી, અને કાંઠે બેસી બાલિકાને યોગ્ય ઉપાસના કરતી. શચીના મનમાં વિચાર આવતો કે, આ સનાતન મિશ્રની કન્યા, અવિવાહિતા અને પરમ સુંદર છે. કાન્તિ કેવી મનોહર ! ચરિત્ર કેવું મધુર ! શું એ મારા ભાગ્યમાં હશે ?

સનાતન મિશ્ર રાજપંડિત અને ધનવાન હતા. વૈદિક વર્ગના બ્રાહ્મણો સાથે શચીના કુટુંબને કન્યા આદાન પ્રદાન કરવાનો વ્યવહાર હતો. તેમને મનમાં થતું કે જો આ કન્યાનો નિમાઇ સાથે વિવાહ થાય તો કેવું સારૂં ! પણ એ શી રીતે બની શકે ? સનાતન મિશ્ર મોટા માણસ અને ઘણા કુલીન તે મારા સરખા દરિદ્રને ઘેર પિતા વગરના બાળકને શું પોતાની પુત્રી પરણાવે ?

પછી કાશી મિશ્ર નામના એક વેવીશાળીઆને શચીએ તેડાવ્યો અને તેને પોતાના મનની સઘળી વાત કહી. શચી કહે, "તમે એ કન્યાને મારે ઘેર આણી આપો. એ છોકરી માટે મારા મનમાં બહુ પ્રેમ ઉત્પન્ન થયો છે. તેને જયારે જોઉ છું ત્યારે મને ખોળે

બેસાડવાનું મન થાય છે." કાશી મિશ્રને આવો આદેશ થવાથી તે સનાતનને ઘેર ગયો. ધીરે ધીરે બ્હીતાં બ્હીતાં તેણે સઘળી હકીકત પ્રકટ કરી અને છેવટે કહ્યું, "તેમણે ગમે તેમ કહ્યું હોય પણ મહાશય! નિમાઇ પંડિત જેવો સુપાત્ર જમાઇ તમને નવદ્વીપમાં જડશે નહિ."

સનાતને હા કે નાનો ઉત્તર આપ્યો નહિ. તેણે કાશી મિશ્રને કહ્યું, "તમે જરા અહિં બેસો. હું હમણાં પાછો આવું છું." એમ કહી ઝડપથી તે ઘરમાં ગયા. ત્યાં જઇને પ્રફુલ્લ ચિત્તથી તેમણે પોતાની પત્નીને કહ્યું, "આટલે દિવસે આપણું નશીબ ઉઘડયું."

સનાતનને એક પુત્ર અને એક કન્યા મળી બે સંતાન હતાં. પુત્રથી કન્યા મોટી હતી. નામ વિષ્ણુપ્રિયા. પુત્રનું નામ યાદવ. કન્યા પરમ લાવણ્યમયી અને મધુર ચરિત્રવાળી હતી. પિતા માતાને પ્રાણ સમાન પ્રિય હતી. તેને સુપાત્ર યુવાનને પરણાવવી એવો તેમનો સંકલ્પ હતો. પણ સુપાત્ર મળે કયાંથી? વૈદિક વર્ગના બ્રાહ્મણોની સંખ્યા ઘણી અલ્પ હતી. આથી કરીને કન્યાના વિવાહ માટે સનાતનને રાત્રિ દિવસ ચિન્તા થતી. નિમાઇ પંડિતનો સુયશ જ્યારે નવદ્વીપમાં પ્રચલિત થયો ત્યારે સઘળા તેમને ઓળખવા લાગ્યા. સનાતને પણ તેમને વિષે કાંઇક સાંભળ્યું હતુ. જગન્નાથ મિશ્રને ઘેર તેનાથી કન્યા આપી શકાય એમ હતું. તેથી નિમાઇને કન્યાદાન કરવાની ઇચ્છા તેના મનમાં સ્વાભાવિક રીતે ઉદય પામી.

આ બાજુએ નિમાઇ પંડિતનો યશ ક્રમે ક્રમે વૃદ્ધિ પામવા લાગ્યો. વળી તેમણે દિગ્વિજયીનો પરાજય કર્યો ત્યારથી નવદ્વીપ તેમની પ્રશંસાથી પરિપૂર્ણ થઇ ગયું. નવદ્વીપ વિદ્વાનોની સમાજ

જેવું હતું. ત્યાં વિદ્યાવડેજ લોકના નાના મોટાપણાની પરીક્ષા થતી. જેઓ ધનવાન હતા તેઓ પંડિત લોકોને બારણે ઉભા રહેતા. જે મહા પંડિત હતા તેમને કશી વાતનો અભાવ ન હતો. સઘળા તેમની આજ્ઞા પાળતા. તેજ સમાજના કર્તા અને નેતા હતા. ધનવાન રસ્તે જતો હોય અને તે રસ્તે કોઇ પંડિત જતો જોવામાં આવે તો તે શ્રીમંત પુરુષ પાલખીમાંથી હેઠળ ઉતરી તેને નમસ્કાર કરતો.

શચીના મનમાં એવો સંકલ્પ વિકલ્પ થયા કરતો કે નિમાઇ નિર્ધન, બાલક અને એક રીતે અસ્થિર ચિત્તનો છે તેથી સનાતન તેને કન્યાદાન કેવી રીતે આપવા ચહાય? પણ સનાતનના મનમાં એથી ઉલટી શંકા હતી. તેને એવો વિચાર આવતો કે નિમાઇ જે નવદ્વીપની વિદ્વાનસમાજના પ્રથમ પદવીના પંડિત છે તે શું મારી કન્યાનો સ્વીકાર કરશે?

ત્યાર પછી કેટલેક કાળે શ્રીનિમાઇ તેમના જોવામાં આવ્યા. જેઓ સરળ પ્રકૃતિના હતા તેઓ નિમાઇને જોતાંજ જીવનપર્યન્ત તેમના તરફ આકૃષ્ટ રહેતા. સનાતન અતિ સરળ હતા. તેથી નિમાઇને જોતાંજ તે સ્તંભિત બની ગયા.

મનમાં વિચાર કરે છે કે આ તે મનુષ્ય કે કોઇ દેવતા છે! અથવા સાક્ષાત મદન છે! શું એ મારી કન્યા ગ્રહણ કરશે? નિમાઇ પંડિત મારા જમાઇ થાઓ એવી કુલદેવતા પાસે સનાતન રાત્રિ દિવસ પ્રાર્થના કરતા. સ્વપત્નીને પણ આ વાત કહી. આ ઇચ્છા શા પ્રકારે ફળીભૂત થાય તે વિષે બેઉ જણ બેસીને મનમાં ઘાટ ઘડતાં.+ એટલામાંજ કાશી મિશ્રે આવી કહ્યું, "તમારી પુત્રીને પોતાની

---

+સર્વની મનકામના પ્રભુ પૂર્ણ કરે છે એ મહાનિયમ પ્રમાણે અંતર્યામી નિમાઇએ પોતાની ઇચ્છાના બળથી આ પ્રસંગ આણી મેળવ્યો હતો.

ભાષાન્તર કર્તા.

પુત્ર વધુ કરવાની શચીદેવીની ઇચ્છા છે." આ વચન સાંભળી સનાતનને એટલો આનંદ થયો કે તેનાથી બોલી શકાયું નહિ. માત્ર ઘરમાં દોડી જઇને આ શુભ સમાચાર તેણે પત્નીને કહ્યા.

હવે તે કન્યાની વાત સાંભળો. તેનું રૂપ અત્યંત મનોહર હતું. પણ રૂપ કરતાં એના ગુણ વિશેષ હતા; અને હૃદયમાં અંકુરિત થએલી ભક્તિથી રૂપ પ્રસ્ફુટિત થયું હતું. વિષ્ણુપ્રિયાના અંતરમાં લજ્જા, વિનય અને ભક્તિ હતાં. સુપ્રમાણ અવયવ, સુવર્ણ સરખી દેહકાન્તિ, હિંગળોક જેવા રતુમડા અધર, કમલ જેવાં સ્નિગ્ધ કોમળ નેત્ર, અને કુન્દ પુષ્પ સરખું વદન હતું. જ્યારે આ બાલા શચીદેવીને પ્રણામ કરતી ત્યારે તેને માત્ર આશીર્વાદ આપીને તે અટકતાં નહિ. પાસે બેસાડી તેની સાથે થોડીક વાતચીત પણ કરતાં. શચીના મનમાં એકજ વિચાર ઘોળાતો કે, "દીકરા! જો હું તને મારે ઘેર લાવી શકું તોજ નવદ્વીપમાં મારૂં રહ્યું સાર્થક ગણાય."

એક એક ઘાટ ઉપર હજારો યુવનીઓ સ્નાન કરતી ત્યાં કોણ કોને ઓળખવા પામે? તે ઠેકાણે આટલી બધી સ્ત્રીઓ હતી છતાં એજ બાલા બીજા કોઇ સાથે પરિચય ન કરતાં માત્ર શચીદેવી તરફ આકર્ષાઈ દરરોજ ભક્તિપૂર્વક તેમનેજ શા માટે પ્રણામ કરતી? કેવળ તેમ પણ નહિ. તે બાળાનું વય માત્ર અગીઆર વર્ષથી વધારે ન હતું તોપણ દરરોજ ત્રણવાર તે ગંગાસ્નાન કરતી અને રાત્રિ દિવસ ઘેર પણ દેવસેવામાંજ રત રહેતી એનું શું કારણ હશે?

શ્રીનિમાઇના નિત્ય સહચર મુકુન્દ પંડિતે "શ્રીગૌરાંગ-ઉદય" નામના ગ્રંથમાં લખ્યું છે કે વિષ્ણુપ્રિયાના હૃદયમાં શ્રીનિમાઈ

દય જોતાંજ તે નવાનુરાગથી ઘેલાં થઇ ગયાં. "ચૈતન્ય ભાગવત" આ વિષય ઉપર કાંઇક આભાસ આપતાં કહે છે કે તે કન્યા સર્વદા દેવભક્તિમાંજ રત રહેતી; ત્રણ વાર ગંગાસ્નાન કરતી અને ચીદેવીને જોઇને વંદન કરતી. એનું કારણ કાંતો નિમાઈ પંડિતે વયમાં તેના હૃદયમાં પ્રવેશ કર્યો હોય અથવા તો ગંગાના ઘાટ પર કોઇવાર દર્શન થવાથી તેમના તરફ તે બાલિકા આકૃષ્ટ થઇ ાય. કારણ કે શચીદેવી પ્રતિ પ્રેમ અને સન્માન પૂર્વક તે ર્તતી હતી. તેને શચીદેવી પ્રિય લાગતાં કારણ કે તે નિમાઇ પંડિતનાં નની હતાં.

બાળપણથી નિમાઇ પંડિતને મનથી આત્મસમર્પણ કરી બાલિકાને એક મીઠી મૂંઝવણ થવા લાગી હતી. વારંવાર ગંગાનાન કરવા જતી. એ ઇચ્છાથી કે મનના માન્યાનું દર્શન થાય. ચીને જોતાંજ તેને ઇચ્છા થતી કે તેની પાસે જાઉં. પણ શા હાને જવાય. તેથી શચીને જોઇ ધીરે ધીરે તેમની પાસે જઇ ભક્તિર્વક વિષ્ણુપ્રિયા પ્રણામ કરતાં. પ્રણામ કરી નીચે મ્હોડે ઉભાં રહેતાં. ચીથી દૂર જવાનું તેમને ગમતું નહિ. મનમાં શા વિચાર થતા હશે તો કોણ જાણે ? પણ કદાચ મનમાં એમ કહેતાં હોવાં જોઇએ કે મે મારાં માતા. મને તમે ઘેર લઇ જાઓ. હું તમારી જીવન ર્યન્ત સેવા કરીશ.

દેવ સેવાના ઓરડામાં દેવ પાસે રાત દિવસ વ્યતીત કરતાં. ત્યાં ણુ તેમના મનમાં એકનો એક વિચાર આવ્યા કરતો અને દેવને ત્માં એકજ પ્રાર્થના કરતાં.

સનાતન મિશ્રે આનંદથી વિહ્વલ થઈ કાશીમિશ્રે કહેલી વાત

પત્નીને કહી. તે પણ સાંભળીને આનંદથી પુલકિત થઇ ગયાં. એ સંવાદ વિષ્ણુપ્રિયાએ પણ સાંભળી લીધો.

નિત્ય ત્રણ ત્રણવાર કરેલું ગંગા સ્નાન, દેવ દેવીનું પૂજન, ઘરના દેવતાની આરાધના તથા ભવિષ્યનાં સાસુ શચીદેવીને કરેલા પ્રણામ એ સર્વ સાધનો આજ સફળ થયાં તેથી વિષ્ણુપ્રિયાના મનમાં કેવા પ્રકારના ભાવ ઉદય પામ્યા હશે તેનો વાંચનારે ખ્યાલ કરી લેવો. અમારામાં તેમનું વર્ણન કરવાનું સામર્થ્ય નથી. સનાતન મિશ્રે બહાર આવી કાશી મિશ્રને કહ્યું, "તમે કહ્યું તે કાર્ય અવશ્ય કરવા જેવું છે. નિમાઇ પંડિત જેવા જમાઇ મ્હોટું ભાગ્ય હોય તોજ મળે છે. તમે શચીદેવીને જઇ ને કહો કે મારી કન્યાનો સ્વીકાર કરશો તો હું અને મારૂં કુટુંબ કૃતાર્થ થશે." કાશી મિશ્રે આ શુભ સમાચાર શચીને પહોંચાડયા.

સનાતન મિશ્ર ધનવાન હતા. પુત્રી તેમને પ્રાણ તુલ્ય પ્રિય હતી. નિમાઇ પંડિત તેમના જમાઇ થશે. આ સર્વ કારણને લીધે પંડિત મિશ્ર આનંદથી વિહ્વલ થઈ ગયા. આ વિવાહ પ્રસંગે જમાઇ-દીકરીને શું શું અર્પણ કરવું તે નક્કી કર્યું. પછી સોની બોલાવી મૂલ્યવાન અલંકાર ઘડાવ્યા અને વિવાહને લગતી સર્વ સામગ્રી એકઠી કરવા માંડી, "**शुभस्य शीघ्रम्**" વિચારી આ કાર્ય જેમ જલદીથી થાય તેમ વધારે સારૂં એવો નિશ્ચય કરી લગ્નવેળા નક્કી કરવા જોષીને તેડાવ્યો.

જ્યારે સનાતન મિશ્રને ઘેર જોષી જતો હતો ત્યારે માર્ગમાં તે ચંચળ નિમાઇની નજરે પડયો. જોષીએ જરા હસીને પૂછ્યું, "પંડિત ! હું ક્યાં જાઉં છું તે જાણો છો ?" નિમાઇ

કહે, "ના, હું જાણુતો નથી." જોષી કહે, "હું સનાતન મિશ્રને ઘેર લગ્નનું મુહૂર્ત જોવા જાઉં છું." નિમાઇએ પૂછ્યું, "કોનો વિવાહ ?" જોષી કહે, "તમારો. વળી બીજા કોનો ?" આ સાંભળી નિમાઇ પંડિતને ખૂબ હસવું આવ્યું. તેમણે કહ્યું, "મારૂં લગ્ન ! એમ કેમ ! હું તો કશું જાણુતો નથી." એમ બોલી નિમાઇએ હસતાં હસતાં ચાલવા માંડયું.

જોષી સનાતનને ઘેર આવ્યો. તેને લગ્ન નક્કી કરવાનું ફરમાવવામાં આવ્યું. તે સાંભળી ગંભીર ભાવથી જોષીએ કહ્યું કે થોડીક વાર ઉપર મારૂં નિમાઇ પંડિત સાથે મળવું થયું હતું અને વિવાહ સંબંધે કેટલીક વાતચીત પણ થઇ હતી. તેમના કહેવા ઉપરથી મને સમજાય છે કે આ વિવાહની બાબતમાં તેમનો મત કોઇએ પૂછ્યો નથી.

સનાતને વિચાર કર્યો કે વિવાહ સંબંધી વાત શચીદેવી સાથે થએલી છે. તે વૃદ્ધ છે. પુત્ર પુખ્ત વયનો છે. કદાચ નિમાઇ પંડિત આ બાબતમાં સ્વતંત્રપણે વર્તે એ સંભવિત છે. જ્યારે નિમાઇનો મત લેવામાં નથી આવ્યો ત્યારે એકલાં શચીદેવીના મત ઉપર કેમ આધાર રાખી શકાય ? આવા વિચારથી મર્માહત થઇ સનાતન મિશ્ર નીચું માથું કરી બેસી રહ્યા. થોડી વારે આ વાત અંતઃપુરમાં પહોંચી. તેમનાં પત્ની પણ હાહાકાર કરવા લાગ્યાં. વિષ્ણુપ્રિયાના સાંભળવામાં પણ આ વાત આવી. તેમને શું થયું હશે તેનું વર્ણન કરવાનું પ્રયોજન નથી. સનાતને પોતાનાં સગાં સંબંધીઓને તેડાવ્યાં. તેમને સઘળો વૃત્તાંત કહ્યો. પણ જ્યારે પરણુનાર પુરૂષનેજ વિવાહ કબૂલ ન હોય ત્યારે સગાં વ્હાલાં શી રીતે સલાહ આપી

શકે ? આ પ્રમાણે સનાતન મિશ્ર દુ:ખ સાગરમાં ડૂબી જઇ, શું કરવું તેની સૂઝ ન પડવાથી ચિન્તાતુર બને દિવસ ગાળવા લાગ્યા.

આ વાત નિમાઇ પંડિતના સાંભળવામાં આવી. તેમણે શા કારણથી જોષી સાથે આવા પ્રકારની વાત કરી તે વિષે વિચાર કરવો નિષ્ફળ છે. તેમનાં માતા તેમની સાથે હજી પણ ન્હાના બાળકથી પેઠે વર્તન કરતાં હતાં. નિમાઇ સંસારના કોઇ પણ કાર્યમાં હાથ ઘાલતા નહિ.

વ્યવહારને લગતાં સર્વ કાર્યો શચીને સ્વાધીન હતાં. પોતે જે કાંઇ દ્રવ્ય કમાતા તે સઘળું .માતાને સોંપી દેતા અને તેમાંથી પોતાની મરજી મુજબ શચી ઘર ખર્ચ ચલાવતાં. પુત્રને પરણાવવો એ મારૂંજ કામ છે એમ તે સમજતાં હતાં. તેથી તેમણે પોતે કન્યા અને તેનું કુટુંબ જોઇ, સંબંધ નક્કી કર્યો. નિમાઇને આ બાબત તેમણે કાંઇ પણ કહ્યું કે પૂછ્યું નહિ. પોતે પોતાની મેળે વિવાહની તૈયારી કરવા માંડી. તેથી કરીને નિમાઇને પોતાના લગ્નની કશી ખબર પડી શકી નહિ. માટે તેમણે જોષી સાથે ઉપર લખ્યા મુજબ વાત કરી હતી.

વળી એમ પણ બનવાજોગ છે કે સઘળી બાબતની ઉપેક્ષા કરવાનો નિમાઇનો રૂઢ સ્વભાવ હતો. એકાએક કોઇના હાથમાં આવતા નહિ. જો કે આ વખતે તેમનું વય માત્ર વીશથી વધારે ન હતું તોપણ સ્વાભાવિક રીતે તે તેજસ્વી પુરૂષ હતા. તે ઉપેક્ષા કરતા ત્યારે ઉપેક્ષિત પુરૂષનો તેમના ઉપરનો અનુરાગ વૃદ્ધિ પામતો. સનાતન મિશ્રના સંબંધમાં પણ તેમ થયું. સનાતન અને તેનું કુટુંબ ઉપેક્ષિત થવાથી નિમાઇને પ્રાપ્ત કરવા અત્યંત વ્યાકુળ થઇ ગયું.

જ્યાં સ્નેહ ગાઢ હોય છે ત્યાં ઉપેક્ષાથી સ્નેહ વધે છે. જ્યારે શ્રીકૃષ્ણે શ્રીમતીની ઉપેક્ષા કરી ત્યારે તે અચેતન થઇ પૃથ્વીપર પડી ગયાં. ચેતન આવ્યા પછી ચારે દિશાઓ કૃષ્ણમય જોવા લાગ્યાં. શ્રીકૃષ્ણને પણ રાધાની ઉપેક્ષા કર્યાથી ઘણો કલેશ થયો. મારી ઉપેક્ષાથી રાધિકા મર્માહત થયાં હશે એવું વિચારી તે નિકુંજ-વનમાં સૂતા સૂતા હાહાકાર કરવા લાગ્યા. તેજ પ્રમાણે જેમ સના-તન સંતપ્ત થયા તેમ નિમાઇ પણ એ વાત સાંભળીને અત્યંત વ્યથા પામવા લાગ્યા. તેથી તેમણે એક મિત્રને સનાતન મિશ્ર પાસે મોકલ્યો.

નિમાઇ પંડિતના મિત્રે સનાતનને ઘેર જઇ કહ્યું, "નિમાઇ હંમેશાં માતાની આજ્ઞાનું પાલન કરે છે. તેમણે જે નક્કી કર્યું છે તે નિમાઇ માથે ચ્હડાવે છે. માટે તમે દિવસ નક્કી કરી લગ્નની તૈયારી કરવા માંડો." આથી સનાતનને ઘેર ફરીથી આનંદના ધ્વનિ થવા લાગ્યા.

આ બાજુએ નિમાઇ પંડિતનાં કુટુંબીઓએ, મિત્રોએ અને શિષ્યોએ સાંભળ્યું કે પંડિતનો વિવાહ સનાતન મિશ્રની કન્યા સાથે થવાનો છે. આ સમાચારથી તેઓ આનંદથી ઉન્મત્ત જેવા થઇ ગયા. કાયસ્થ જમીનદાર બુદ્ધિમંતખાં કહેવા લાગ્યા કે લગ્નનો સર્વ ખર્ચ હુંજ કરીશ. આ સાંભળી મુકુંદ સંજય, જેમના ચંડી-મંડપમાં નિમાઇની પાઠશાળા બેસતી, તેમણે કહ્યું કે હું પણ તે ખર્ચમાં થોડો ભાગ લઇશ. આ ઉપરથી બુદ્ધિમંતખાંએ વ્યંગ કરી કહ્યું કે એ તમારા બ્રાહ્મણ લોકનો વિવાહ ન સમજતા. હું નિમાઇ પંડિ-તનું લગ્ન એવા તો ઠાઠથી કરાવીશ કે રાજકુમારના લગ્નમાં પણ

એવો ઠાઠ નહિ થયો હોય. પછી બુદ્ધિમંત, મુકુંદ સંજય અને નિમાઇના શિષ્યોએ મળી લગ્નનો ભાર વહેંચી લીધો અને મોટા પાયા પર લગ્નની તૈયારી થવા લાગી.

તે સમયે વિવાહના ઉત્સવ હાલના જેવાજ થતા. તે પ્રસંગે નવદ્વીપના બ્રાહ્મણ, વૈષ્ણવ અને અન્યજાતિમાં જે મુખ્ય મુખ્ય લોકો હતા તેમને નિમંત્રણ કરવામાં આવ્યાં. નિમાઇનું ઘર ચંદરવા, નિશાન, કેળનાં વૃક્ષ, આંબાનાં તોરણ વગેરેથી શણગારવામાં આવ્યું. સ્ત્રીઓએ ઘર લીપીને સ્વચ્છ કર્યું. વિવાહને માટે પુષ્કળ ધાન્ય, ઘૃત, શર્કરા વગેરે વસ્તુઓના ઢગલા થયા. મિઠાઇ અને વસ્ત્ર આખા નવદ્વીપમાં વહેંચ્યાં. સનાતનમિશ્રે અધિવાસ કરવા માણસ મોકલ્યાં. શચી દેવીએ પણ પોતાનાં સગાંને અધિવાસ કરવા સનાતનને ઘેર મોકલ્યાં. વિવાહમાં એવો તો ઠાઠ કરવામાં આવ્યો હતો કે નવદ્વીપમાં પૂર્વે તેવો કદી કોઇએ જોયો ન હતો. ચૈતન્ય ભાગવતમાં લખ્યું છે કે જે સામાન લગ્ન ખર્ચ અને જમણવાર કરતાં વધ્યો હતો તેમાંથી બીજા પાંચ લગ્નનો ખર્ચ સારી રીતે નભી શકે. વળી એજ ગ્રંથમાં આગળ કહ્યું છે કે નિમાઇની અલૌકિક શકિતથી સઘળું સીધું સામાન વધી પડયું હતું. શચીદેવીએ અતિ આનંદથી ષષ્ટિપૂજા વગેરે સ્ત્રીઓને કરવાનાં સઘળાં કાર્ય કર્યાં.

શ્રીનિમાઇ સ્નાન કરવા બેઠા. સ્ત્રીઓએ તેમના અંગને સ્વચ્છ કરી, શણગારી, કેશ સુંદર રીતે હોળ્યા. સ્નાન કરાવ્યા પછી શરીરે સુગંધી તેલ, હળદર અને ખુશબોદાર વાનાનો લેપ કર્યો. જે સ્ત્રીઓ નિમાઇના દેહને શણગારતી હતી અથવા જેઓ માત્ર

ઉભી ઉભી જોતી હતી તેમનાં સર્વનાં અંગ આનંદથી પુલકિત થઇ ગયાં.

જગતમાં સર્વોત્તમ સુંદર અને યુવાન પુરૂષના અંગને સ્પર્શ કરવાથી કોઇ કોઇ સ્ત્રીઓના મનમાં વિકૃતિ થવાનો સંભવ છે. પણ જેમણે નિમાઇનો સ્પર્શ કર્યો હતો તેમના મનમાં કોઇપણ પ્રકારની ક્ષુદ્ર વાસના ઉદય થઇ ન હતી. જે ભાવ તેમના મનમાં ઉદય પામ્યો હતો તેના વડે કેવલ વિમલ આનંદનો ઉપભોગ થતો હતો. નિમાઇની આ શક્તિની વાત પ્રથમ પણ અમે કહી ગયા છીએ કે જેઓ તેમના દર્શનથી મોહિત થતા તેમનું મન પણ સાથે સાથે નિર્મલ થતું હતું.

ત્યાર પછી જરૂરનાં સર્વ કાર્ય કરવામાં આવ્યાં. પછી નિમાઇ વસ્ત્રાલંકાર ધારણ કરવા બેઠા. કપાળે ચંદન વડે અર્ધચંદ્રાકૃતિ ચીતરી અને તેના મધ્ય ભાગમાં કસ્તુરીનું ટપકું કર્યું. માથે સુંદર સેંથો પાડયો અને નેત્રમાં કાજળ આંજ્યું. ગળામાં પુષ્પની, સુવર્ણની અને મોતીની માળાઓ ડોલવા લાગી. બાહુ ઉપર રત્નજડીત બાજુબન્ધ અને કાનમાં સુવર્ણ કુંડળ શોભવા લાગ્યાં. નિમાઇએ ચતુરાઇથી પીતાંબર પહેર્યો, ખાંધ ઉપર શાલ નાંખી અને માથા ઉપર મુકુટ ધારણ કર્યો. પછી ઉઠી માતાની પ્રદક્ષિણા કરી અતિ ભક્તિપૂર્વક પ્રણામ કર્યા. શચીદેવીએ અન્ન, દુર્વા આપી, આનંદથી ડગમગતાં આશીર્વાદ આપ્યો.

ગોધુલિ લગ્ન સમયે નિમાઇ મિત્રો સાથે પાલખીમાં બેઠા. બુદ્ધિમંતખાંના પાળા સિપાઇઓ તેમની આસપાસ ચાલવા લાગ્યા. નાના પ્રકારનાં વાદ્ય વાગવા લાગ્યાં. પ્રથમ નિમાઇનો વર-

ઘોડો ગંગાકિનારે આવ્યો. તે વખતે હાલના જેવાં બૅન્ડ ન હતાં. બૅન્ડને ઠેકાણે મૃદંગ, ઢોલ, પડઘમ વગેરે વાદ્યો હતાં. નૃત્યકારો નૃત્ય કરતા અને ભવાયાઓ વિવિધ પ્રકારના વેષ ભજવતા તે જોઇ આનંદ કરતા કરતા સર્વ જતા હતા. તેઓના પ્રયોગ જોઈ નિમાઇને કિંચિત્ હસવું આવ્યું. એ પ્રમાણે પોતાના ન્હાવાના ઘાટ ઉપર વાદ્ય અને વિવિધ પ્રકારના ખેલથી સ્નેહી સ્વજનને આનંદ પમાડી નિમાઇએ સનાતન મિશ્રના ઘર તરફ પ્રયાણ કર્યું.

સનાતનને ઘેર પણ આવાજ પ્રકારની ધામધૂમ થઇ રહી હતી. તે સૌની આગળ થઈ વાજતે ગાજતે જમાઇને વધાવી લેવા ગયો. પોતાને હાથે જમાઇને પાલખીમાંથી નીચે ઉતાર્યા. પુષ્પની અને શેકેલી ડાંગરની વૃષ્ટિ થવા લાગી અને હજારો સ્ત્રીઓ હુલુધ્વનિ* કરી નાના પ્રકારનાં વાદ્ય વગાડી મંગલ ઘોષણા કરવા લાગી. ચૈતન્ય ભાગવતમાં લખ્યું છે કેઃ—

પછી સર્વ અલંકારે ભૂષિત કરીને,
વિષ્ણુપ્રિયા પધરાવ્યાં પ્રેમથી મંડળે.

જ્યારે વિષ્ણુપ્રિયાને મંડપમાં આણ્યાં ત્યારે સર્વને તે કેવાં દેખાયાં તે વિષે ચૈતન્ય મંગલમાં લખ્યું છે કેઃ—

વિષ્ણુપ્રિયા અંગ દીપે જાણે હેમ વેલી,
ઝળહળ કરે જાણે સાક્ષાત વિજળી.

વિષ્ણુપ્રિયા વિના સંકોચે પતિનું મુખદર્શન કરી શકે તેટલા માટે નિમાઇની આગળ એક ન્હાના બાજઠ ઉપર તેમને સૌએ ઉંચકી-

* બંગાળાની સ્ત્રીઓ આનંદ સમયે એવો ઉચ્ચાર કરે છે. ભા. ક.

ને બેસાડયાં. તેમણે શરમને લીધે નીચેથી ઊંચું મ્હોં કર્યું નહિ. ત્યારે વરકન્યાનાં બેઉનાં મુખ આગળ એક કપડાનો પડદો કર્યો. નેત્ર ઊંચા કરી પતિનું મુખ નિહાળ એવું સખીગણે કહ્યું છતાં પણ વિષ્ણુપ્રિયા અતિશય લજ્જાને લીધે તેમ કરી શક્યાં નહિ. સર્વેએ કહ્યું કે પતિનું મુખ તો અવશ્ય જોવુંજ જોઇએ; ન જોઇએ તો દોષ લાગે. ત્યારે આખરે વિષ્ણુપ્રિયાએ નેત્ર ઉઘાડયાં. નિમાઇનાં અને વિષ્ણુપ્રિયાનાં નેત્રનું પરસ્પર મિલન થયું. એ તો એક નિમિષ માત્રની ઝાંખી જ હતી પણ તેટલા વખતમાં ચાર નેત્રે પરસ્પર ચાર વાર્તા કહી તે એ કે "**તમે મારા, હું તમારી.**" પછી તેમણે એક બીજાના કંઠમાં માળા પહેરાવી અને અંગ ઉપર ફુલ ફેંકવા માંડયાં. ત્યારપછી વરકન્યા સાથે ઉભાં રહ્યાં. તે વિષે એક આધુનિક બંગાળી કાવ્યઃ—

"ગુંહને મુખ ઢાંકી, વિષ્ણુપ્રિયા દેવી,
વક્ર નેત્રે જુએ, પતિ–મુખ છબિ.
વિચારે છે મન, શું સુંદર મુખ,
શી તપશ્ચર્યા કેરૂં, વિધિ આપે આ સુખ.
ધન મારા ઉરનું, ઉભું છે મારી સમીપ,
નથી અન્ય કોનો, એનાપર અધિકાર.
જમણે હાથ ઉભા છે, એજ પતિ મારા,
એજ મારૂં ધન, એ કેવલ મારા.
નેત્ર નીચાં ઢાળી, નીરખે છે ચરણ,
પોતાનું સર્વસ્વ, કરે છે અર્પણ.
ઇશ સાક્ષી કરી, સ્વગત કહે છે,

"હું અજ્ઞાન બાલા, ના જાણું કર્તવ્ય શું.
મારૂં સર્વ સુખ, અર્પું તમ કરે,
તમારૂં સર્વ દુઃખ, નાંખો મારે શિરે.
દુઃખે કિંવા સુખે, તમે રાખો મને,
તો પણ શશી વદન, મારે નેત્રે ભાવે.
અનેક કોટિ અપરાધ, કરૂં હું અજ્ઞાને,
ક્ષમા કરજો મને, તમે નિજ ગુણે."

વિષ્ણુપ્રિયા શ્રીગૌરાંગની ડાબી બાજુએ ઉભાં હતાં. અનેક પ્રકારનાં મિષ કહાડી ઘુમટામાંથી પતિનું મુખ વારે વારે નિહાળતાં હતાં. કોઇ કોઇ વાર ચાર નેત્ર મળતાં ત્યારે શરમથી વિષ્ણુપ્રિયા એકદમ સ્તબ્ધ થઇ જતાં. એ પતિને વિવાહ અગાઉ બાલિકા વિષ્ણુપ્રિયા પોતાનું હૃદય અર્પણ કરીને મ્હોટી વિપત્તિમાં પડયાં હતાં. વળી તે દિવસે જોષીએ કહેલી વાર્તાનું સ્મરણ થતાં તેમને વિચાર આવ્યો કે એ પતિ હાથમાં આવતાં આવતાં જતો રહેતો હતો. આજ એ સર્વ સાધનનું ફળ પોતાની જમણી બાજુએ જોઇને વિષ્ણુપ્રિયાને લેશ પણ બાહ્યજ્ઞાન રહ્યું ન હતું. ઘડીક વિચાર આવતો કે આ શું સ્વપ્ન હશે? આ કોનો વિવાહ હું જોઉં છું? કોનું લગ્ન કોની સાથે થાય છે? કોઇવાર નયનજલથી નેત્ર ભરાઇ જતાં તેથી કાંઇ જોઈ શકતાં નહિ. કોઇવાર પતિના અંગસ્પર્શના સુખનો અનુભવ થતો. શો મધુર એ સ્પર્શ! શું સુખનું કલ્પવૃક્ષ! વળી તેજ ક્ષણે વિચાર આવતો કે આ સુખ શું દીર્ઘકાળ ટકશે! તરતજ ભયથી તેમનું વદન કરમાઇ જતું.

પછી વરકન્યા પોતાના વાસરગૃહમાં જવા લાગ્યાં. વિષ્ણુપ્રિયા-

નું શરીર તદ્દન અવશ થયું હતું તેથી ચાલી શકાતું ન હતું. નિમાઇ તેમને એક રીતે પોતાની પાછળ ખેંચતા હતા. એવામાં એક ઝણઝણાટ જેવો ધ્વનિ થયો —વિષ્ણુપ્રિયાને અંગુઠે ઠોકર વાગી હતી. તેમને અત્યંત વેદના થતી હતી અને રક્ત ટપકતું હતું*.

પણ આ વખતે એક વિચાર આવવાથી વ્યથિત થએલાં વિષ્ણુપ્રિયા પોતાના પગની વ્યથા વિસરી ગયાં. તેમને વિચાર આવ્યો કે વાસરગૃહે જતાં માર્ગમાં આ અમંગલ કેમ થયું હશે? શું મારૂં સઘળું સુખ વિલુપ્ત થશે? આથી ભય પામીને પોતાના નૂતન આશ્રયસ્થાનરૂપ સ્વામીને અવલંબીને ઉભાં રહ્યાં.

વિષ્ણુપ્રિયાના પગમાં ઠોકર વાગતાંજ નિમાઇને તેની ખબર પડી. નવ પ્રિયાનો ભય અને દુઃખ જોઇ પોતાના પગનો અંગુઠો વાગેલે ઠેકાણે દબાવી રૂધિર નીકળતું બંધ કર્યું. વરકન્યાનો આ પ્રથમ વાર્તાલાપ હતો. જો કે તે વાર્તા માત્ર અંગુઠાના સ્પર્શદ્વારા થઇ હતી તો પણ ઉભયના મનના ભાવ પરસ્પર સમજાતા હતા. વિષ્ણુપ્રિયાના મનનો ભાવ એ હતો કે, "હે સ્વામિન્! હે નવ પરિચિત! હે મારા એક માત્ર આશ્રયસ્થાન! હું દુઃખી છું. મને આશ્રય આપો." નિમાઇના મનનો ભાવ એ હતો કે "હે દુર્બલે! હે પ્રિયે! હું તારી સમીપજ છું!" નિમાઇના અંગુઠાના સ્પર્શથી લોહી બંધ થયું અને દુઃખ પણ મટી ગયું.

---

* શ્રીખંડ ગામના ગોસ્વામીનું કહેવું એવું છે કે ચૈતન્ય મંગલના કર્તા લોચનદાસે પોતાનો ગ્રંથ વિષ્ણુપ્રિયાજીને વાંચી જોવા મોકલ્યો હતો. તેમાં આ પ્રસંગનો હેવાલ ન હોવાથી વિષ્ણુપ્રિયાજીએ ક્ષોભ કરીને લોચનદાસને એક પત્ર લખ્યો હતો.

ત્યાર પછી બીજે દિવસે સજોડે ગુરૂજનને પ્રણામ કરી નિમાઈ પત્ની સાથે ઘર તરફ ચાલ્યા. સનાતને પોતાના પુત્ર યાદવને નિમાઇના હાથમાં સોંપ્યો. પછી પોતાની પુત્રીનો હાથ નિમાઇના હાથમાં મૂકી કહ્યું, "મારી કન્યા તમારી દાસી થવાને યોગ્ય નથી. તોપણુ તમે તમારા પોતાના ગુણુના પ્રભાવથી એના અપરાધ ક્ષમા કરી એના પર કૃપા રાખજો." નિમાઇ નીચું મુખ કરી ઉભા રહ્યા. સનાતનના નેત્રમાંથી અશ્રુબિન્દુ ટપકવા લાગ્યાં. નિમાઇની આંખ પણુ ભરાઇ ગઇ. સનાતને પોતાના પુત્રને બતાવી કહ્યું, "મારા પુત્રનું તમે રક્ષણુ કરજો." નિમાઇએ હા કહી. વિષ્ણુપ્રિયાનું સનાતને સાંત્વન કર્યું. પછી અનેક દાનસામગ્રી સાથે નિમાઈ ઘેર આવ્યા. શચીએ સામાં આવી વહુમાતાને ખોળે બેસાડ્યાં, ચુંબન કર્યું અને હર્ષ ઘેલાં થઇ નૃત્ય કરવા લાગ્યાં. ચૈતન્ય મંગલમાં લખ્યું છે કેઃ—

પુત્ર વધુ ખોળે લઇ શચી માતા રાચ્યાં.

## અધ્યાય ૭ મો.

## નિમાઇની પ્રકૃતિનું પરિવર્તન.

જે પ્રભુ હંમેશ રહેતા અતીવ ગંભીર,
તે પ્રભુને પ્રેમે કીધા પરમ અસ્થિર.

ચૈતન્ય ભાગવત.

આ પ્રમાણે આશરે બે વર્ષ ગયાં. એ બે વર્ષ દરમ્યાન નિમાઇ કંઇક ઠરેલ થયા. શચીના આનંદની સીમા રહી નહિ. એક

દિવસે નિમાઇએ શચી પાસે ગયાક્ષેત્ર જવાને અનુમતિ માગી. પિ
શ્રાદ્ધ કરવાને મિષે જવાના હતા તેથી તેમનાથી ના કહેવાઇ ન
નિમાઇની સાથે તેમના માસા ચંદ્રશેખર તથા કેટલાક શિષ્યો જ
તૈયાર થયા. આશ્વિન માસમાં તેમણે ઘર છોડયું. ગંગાને કાંઠે કા
જતાં મન્દાર પર્વત આગળ આવતાં નિમાઇને જ્વર આવ્યો.
તેમનો પહેલો અને છેલ્લો વ્યાધિ હતો. સર્વને ચિન્તા થ
નું કારણ એ હતું કે જ્વરનો હુમલો સખત હતો. પછી નિમા
એ પોતાની ચિકિત્સા પોતાને હાથે કરી. તેમણે કહ્યું કે મને બ્રા
ણનું પાદોદક પાઓ. તે આવ્યું એટલે નિમાઇએ પીધું અને ત
તાવ ઊતરી ગયો.

શ્રીનિમાઇની આ માંદગી વિષે વિદ્વાનો અનેક પ્રકારના ત
કરે છે. કોઇ કોઈ કહે છે કે તે દેશના લોકના આચાર જોઇ
નિમાઇના કેટલાક સોબતીઓએ તે લોકપર તિરસ્કાર બતાવ્યો હ
તેથી ત્યાંના બ્રાહ્મણનું માહાત્મ્ય બતાવવા માટે નિમાઇએ મદદ
પ્રસંગ ઉત્પન્ન કર્યો હતો. કેટલાક લોક મંદવાડનું કારણ બી
બતાવે છે. તેઓ કહે છે કે જ્વરનું પ્રયોજન તેમના શરીર યંત્ર
શુદ્ધ કરવાનું હતું. નિમાઇના દેહયંત્રમાં કોઈ પ્રકારની મલિન
હતી નહિ. પણ તે પૃથ્વી ઉપર અવતરી આ જગતના નિયમ
આધિન થયા હતા. આ પૃથ્વીની અશુદ્ધિ વડે એ યંત્રને કાંઇક મ
નતા લાગેલી હતી તેથી જ્વર વડે પૂર્વના જેવી શુદ્ધિ પ્રાપ્ત થ
આ કથા કહેવાનું પ્રયોજન એટલુંજ કે જ્વર આવી ગયા પ
થોડાજ વખતમાં નિમાઇનું સ્વરૂપ પલટાઇ ગયું; નિમાઇ પ
પ્રથમ જેવા રહ્યા નહિ.

ગયાજી પહોંચ્યા પછી નિમાઇએ બે હાથ જોડી ગયા ધામને પ્રણામ કર્યા. તે સમયે તેમની રીતભાતમાં પૂર્વની ચંચળતા ન હતી, ઉતાવળી ચાલ ન હતી અને વાણીમાં હાસ્યકૌતુક ન હતાં. ધીરે ઠરેલ પગલે તે ચાલતા હતા. અતિ ગંભીર ભાવે સર્વ કાર્ય કરતા હતા. ભક્તિ ઉત્પન્ન કરે એવું જે કાંઇ તેમની નજરે પડતું તેને પ્રણામ કરતા. એ પ્રમાણે ગયાનાં સર્વ કાર્ય તેમણે સંપૂર્ણ કર્યાં.

પિતૃ કાર્ય કરી તેમણે બીજીવાર બ્રહ્મકુંડમાં સ્નાન કર્યું. ત્યારપછી ચક્રવેડ જઇ શ્રી ભગવાનના પાદપદ્મનાં દર્શન કરવા ગયા. આ ઠેકાણે ગયાસુરના મસ્તક ઉપર શ્રીકૃષ્ણે પોતાના ચરણ કમલ મૂક્યા હતા. તે પદનાં ચિહ્ન હજી કાયમ રહેલાં છે. તે ગદાધરનાં પદચિહ્નનું વિપ્રો સ્તવન કરી રહ્યા હતા. યાત્રાળુઓને કહેતા હતા કે "જુઓ, શ્રી ભગવાનનાં પદ ચિહ્ન નિહાળો. સહસ્ર સહસ્ર વર્ષની તપસ્યા કર્યાથી પણ જે ભગવાનના પદનખની જ્યોતિનાં દર્શન થવાં દુર્લભ છે તેની કૃપાનાં દર્શન કરો. જુઓ, તે કેટલાં કરુણામય છે! એજ ચરણ થકી ગંગાની ઉત્પત્તિ થઇ છે. એજ ચરણ માટે મહાદેવજી ઉન્મત્ત રહે છે."

અનન્ત બ્રહ્માંડના સ્વામી શ્રીકૃષ્ણનાં પદચિહ્ન જોઇ નિમાઇ સ્તબ્ધ થઇ ગયા.

નિમાઇ એ ચરણને નિસ્પંદ દ્દષ્ટિથી જોઇ રહ્યા હતા. પછી ધીમે ધીમે બેઉ હોઠ કંપવા લાગ્યા. જેમ નેત્રમાં જળ આવવા લાગ્યું તેમ તેને ખાળી રાખવાનો નિમાઇએ યત્ન કર્યો પણ ખાળી શકાયું નહિ. તેમનાં સુદીર્ઘ નેત્રની મ્હોટી કીકીઓ અશ્રુમાં ડૂબી ગઈ. નયનજલ નયનમાં સમાયું નહિ—ન સમાતાં વહી જઇ

વદન ઉપર ટપકવા લાગ્યું. વળી નવું જળ આંખમાં આવી પહોંચ્યું. તે પણ નેત્રમાં ન સમાતાં મુખ ઉપર ટપકી નીચે પડયું. પછી તો મુખ ઉપર ન ઝીલાતાં છાતીપર દદડવા લાગ્યું અને છાતી ઉપર ન રહેતાં અંતે જમીનપર ત્રણ ધારામાં સરવા લાગ્યું. થોડીવારમાં તો અશ્રુનો વેગ ઘણો પ્રબલ થયો. પ્રથમતો નેત્રના એક ખુણામાં-થી અશ્રુની એક એક ધારા વહેતી હતી. પછી નાસિકા પાસેના ખુણામાંથી બીજી ધારા વહેવા લાગી. તે પણ એક નવીન પ્રવાહ બની જમીનપર વહેવા લાગી. એ પ્રમાણે નેત્રમાંથી અસ્ખલિત જળધારા વહેવા લાગી. અશ્રુનો વેગ તેથી પણ વધી ગયો ત્યારે નેત્રના મધ્ય ભાગમાંથી એક નવીન ધારા ઉત્પન્ન થઇ. પછી ત્રણ ધારાઓ એકઠી થઇ સમસ્ત મુખ ઉપરથી જળનો એક વિસ્તૃત પ્રવાહ વહેવા લાગ્યો. નિમાઇનું ઉપવીત ભીંજાઇ ગયું, ઉપવસ્ત્ર ભીંજાઇ ગયું ને પહેરેલું ધોતીયું ભીંજાઇ અંતે આસપાસની જગ્યા પણ જલમય થઇ ગઇ.

નિમાઇના મુખમાંથી એક પણ શબ્દ નીકળતો ન હતો; માત્ર બે હોઠ મૃદુ મૃદુ કંપાયમાન થતા હતા. વદન પૂર્ણચંદ્ર જેવું પ્રફુલ્લ હતું. તેને સર્વ પ્રેક્ષકો અનિમેષ દૃષ્ટિથી નિહાળી સુધાપાન કરતા હતા. સમસ્ત અંગ અલ્પ અલ્પ કંપતું હતું. પડતાં પડતાં બચી જતું હતું. તોપણ તેમને સ્પર્શ કરવાનું સાહસ કોઇથી થતું નહિ. ત્યાં ઉભેલા મનુષ્યોની અંદર ઇશ્વરપુરી પણ હતા. તે પણ શ્રી ભગવાનની ઇચ્છાથી આ સમયે ગયા આવ્યા હતા. નિમાઇએ તેમને જોયા ન હતા પણ તેમણે નિમાઇને જોયા હતા. તે નિમાઇનો ભાવ એકી નજરે જોઇ રહ્યા હતા. તે પોતે પણ એજ રસના રસિક

હતા. તેથી નિમાઇના શ્રીવદનમાં જે તરંગ રમતા હતા તેના માધુર્યનું ઇશ્વરપુરી પાન કરતા હતા. આવા પ્રકારનું દર્શન તેમને કદી થયું ન હતું એટલુંજ નહિ પણ મનુષ્યમાં આવો ગાઢ ભક્તિભાવ પેદા થઇ શકે છે એ તેમનાથી મનાતું નહિ. તે માધવેન્દ્રપુરીના શિષ્ય હતા. કોઇ કોઇને માધવેન્દ્રપુરીને કૃષ્ણ સ્ફુર્તિ થતી અને તેથી મૂર્છિત થતા. પણ નિમાઇનો ભાવ જોઇ તેમની ખાત્રી થઇ કે તે ભાવ અમાનુષેક હતો. ઇશ્વરપુરીથી વધારે વાર એ દર્શન સુખનો અનુભવ કરી શકાયો નહિ. કારણ કે તેમણે જોયું કે નિમાઇ મૂર્છિત થવાની તૈયારીમાં હતા. તેમની આ અવસ્થા જોઇ ઇશ્વરપુરીએ તેમને પકડી રાખ્યા. એટલે તરતજ નિમાઇને બાહ્યજ્ઞાન થયું. ઇશ્વરપુરીને જોઇ તેમને વિનીતભાવે પ્રણામ કરવા ગયા પણ પુરી ગોસ્વામીએ તેમને પોતાની છાતી સરસા ચાંપી દીધા. બેઉ પરસ્પરે કોટી કરી પ્રેમવારિથી એકબીજાને અભિષિક્ત કરવા લાગ્યા.

નિમાઇને ચૈતન્ય પ્રાપ્ત થયા પછી તેમણે ઇશ્વરપુરીને કહ્યું, 'આજ મારી ગયાની યાત્રા સફળ થઇ. આજ મારો જન્મ સફળ થયો. આજ હું શ્રીકૃષ્ણનો દાસ થયો. કારણ કે તમારા અમૂલ્ય ચરણનાં મને દર્શન થયાં. ગોસ્વામી, હું ભવસાગરમાં પડીને ડુબકાં ખાઉં છું. તમે દયામય છો. મારો ઉદ્ધાર કરો. મારો આ દેહ હું આપના ચરણકમળમાં સંપૂર્ણરીતે અર્પણ કરૂં છું. તમે મારા ઉપર એવી શુભ દૃષ્ટિ કરો કે શ્રીકૃષ્ણના પ્રેમરૂપી અમૃતનું પાન હું કરી શકું."

ઇશ્વરપુરી કહે, "પંડિત! જે દિવસથી નવદ્વીપમાં મેં તમારૂં દર્શન કર્યું ત્યારથી તમે મારા હૃદયમાં પ્રવેશ કર્યો છે. હું મારા

હૃદયમાં તમારૂં દર્શન કરી અવિચ્છિન્ન સુખ ભોગવું છું. હું સ્વ-વશ નથી. તમારેજ આધીન છું. તમે જેવી આજ્ઞા કરો છો તે પ્રમાણે હું ચાલું છું."

નિમાઇએ ત્યાંથી રજા માગી અને ઘેર આવી રસોઇ કરવા માંડી. રસોઇ લગભગ પૂરી થવા આવી છે એવામાં ત્યાં ઇશ્વરપુરી આવી પહોંચ્યા. ઇશ્વરપુરીથી હવે નિમાઇનો વિયોગ જરા પણ સહન થતો ન હતો. તેમણે સઘળાં બંધન તોડી સંન્યાસ વ્રત ગ્રહણ કર્યું હતું. પણ આટલે વર્ષે તે નિમાઇના બંધનમાં બંધાઇ ગયા. તેથી તે બીજીવાર નિમાઇની પાસે આવી બેઠા. નિમાઇ તેમને જોઇ પ્રસન્ન થયા અને તેમનો સારી રીતે સત્કાર કર્યો. ઇશ્વરપુરી કાંઇક મર્મમાં બોલ્યા, " તમારી રસોઇ તૈયાર થઈ છે અને હું ભૂખ્યો છું. મારૂં કેવું સારૂં નસીબ !"

નિમાઇ કહે, " હા રસોઇ તૈયાર થઇ છે. તમે હવે કૃપા કરી ભોજન કરો." ઇશ્વરપુરી કહે, " હું જમીશ તો તમે શું કરશો ? માટે તમે જે રાંધ્યું છે તેને આપણે બે વહેંચીને જમી લઇએ." પણ નિમાઇએ આ વાત ઉપર લક્ષજ આપ્યું નહિ. ખૂબ આગ્રહ કરી ઇશ્વરપુરીને સઘળું અન્ન જમાડી દીધું. તે જમી રહ્યા પછી તેમને સર્વાંગે ચંદનનો લેપ કર્યો અને ગળામાં પુષ્પની માળા પહે-રાવી. પછી પોતે બીજી રસોઇ કરી જમ્યા.

ત્યાર પછી શુભ દિવસે શુભ ક્ષણે ઇશ્વરપુરીએ નિમાઇના કાનમાં મંત્ર આપ્યો. એ દશાક્ષરી મંત્ર હતો. " **ગોપીજન વલ્લભાય નમઃ** " એવો મંત્ર આપી તેમણે નિમાઇ પંડિતને આલિંગન દીધું

અને બેઉ જણ એક બીજાને કંઠે વળગી આનંદથી રૂદન કરવા લાગ્યા. ઇશ્વરપુરી માધવેન્દ્રપુરીના શિષ્ય હતા. અત્રે ચૈતન્યચરિતામૃતમાંની એક કથાનું સ્મરણ કરવાની જરૂર છે. "માધવેન્દ્રે જે અંકુર રોપ્યો હતો તેના વૃક્ષ રૂપે શ્રી ગૌરાંગ ઉત્પન્ન થયા."

ઇશ્વરપુરી સાથે નિમાઇ પંડિતનું આ છેલ્લું મિલન હતું. તે શા માટે અને ક્યાં ગયા અથવા નિમાઇએ તેમને શા માટે જવા દીધા તે સઘળો ઇતિહાસ મારા જાણવામાં નથી. તોપણ નવદ્વીપમાં નિમાઇને જોયાથી ઇશ્વરપુરીને મનમાં થયું હતું, "આ છે કોણ?" તેમને ગયા ધામમાં જોઇ ઇશ્વરપુરીના મનનો સંદેહ ભાગી ગયો. તેમને ખાત્રી થઇ કે નિમાઇ પૂર્ણબ્રહ્મસનાતન છે. તેજ નિમાઇએ પોતાની પાસે મંત્ર દીક્ષા લીધી તેથી ઇશ્વરપુરીની મોટામાં મોટી ઇચ્છા પૂર્ણ થઇ. પણ તેની સાથે એક પ્રકારના દુઃખની ઉત્પત્તિ થઇ. તે એ કે નિમાઇ તેમને ગુરુરૂપે પ્રણામ કરવા લાગ્યા. નિમાઇ જો ગુરુને પ્રણામ ન કરે તો આચાર વિરુદ્ધ કહેવાય. નિમાઇએ આચાર વિરૂદ્ધ કાર્ય કદી કર્યું નથી. વળી ઇશ્વરપુરી જે તેમને શ્રી ભગવાન તરીકે ઓળખવા લાગ્યા હતા તે તેમને પ્રણામ શી રીતે કરવા દે? તેથીજ તેમણે નિમાઇની વિદાય લીધી. નિમાઇનું તે વખતનું મધુર રૂપ હૃદયમાં સ્થિર કરી, આખા જીવન પર્યંત હૃદય મંદિરમાં ટકી રહે એવું દૃઢ રીતે સ્થાપી ઇશ્વરપુરી ચાલ્યા ગયા.

ગદાધરના પાદપદ્મનાં દર્શન કર્યાં તે દિવસથી નિમાઇની પ્રકૃતિ પલટાવા લાગી. દિવસે દિવસે ભક્તિનું પૂર વધવા લાગ્યું. નિમાઇએ વાતચીત કરવી બંધ કરી. ધીરે ધીરે દેહના ધર્મ પણ ભૂલાવા

લાગ્યા. કોઇ વાર તે ઉંચું મુખ કરી સ્થિર દૃષ્ટિથી જોઇ રહેતા. કોઇ વાર પોતાના મન સાથે કંઇ બોલતા, કોઇ વાર વળી એકાંતમાં જઇ મનમાં કોઈ વિચાર આવવાથી અશ્રુપાત કરતા. તેમના સોબતીઓથી આ ભાવનું રહસ્ય સમજાયું નહિ; પણ પૂછવાની હિમ્મત ચાલી નહિ. કદાચ પૂછ્યું હોત તો પણ ઉત્તર મળી શકત નહિ. નિમાઇના હૃદયમાં એક પ્રકારનો પ્રબળ ભાવતરંગ ઉછળી રહ્યો હતો અને તે બહાર આવવાને જોર કરતો હતો તે ભાવ કયા પ્રકારનો હશે? *

એક દિવસ નિમાઇ ગયા ધામમાં એકાન્તમાં બેસી ગુરૂમંત્રનો જપ કરતા હતા. એવામાં "મારા પિતા કૃષ્ણ ક્યાં ગયા રે!" એવુ કહી ચીસ પાડી પૃથ્વી ઉપર મૂર્છિત થઇ ઢળી પડયા. તે વખતે તેમના સોબતીઓ ગભરાઇ જઇને તેમની સારવાર કરવા લાગ્યા. થોડીવાર પછી તેમને ચેતન પ્રાપ્ત થયું પણ તેમનું ચિત્ત શાંત ન હતું. જાગૃત થયા પછી નિમાઇ ઉઠીને બેઠા થયા પણ તેમનું શરીર બીજીવાર પૃથ્વી ઉપર પડી ગયું. તે ઉચ્ચ સ્વરે વિલાપ કરતા

---

* (રાગ પયાર ત્રિપદી)

રાધિકાને ઉપજી શી અંતરમાં વ્યથા?
સેવે એકાંત, સાથે ન કોઇ,
સુણે ના અવરની કથા.
નિરંતર ધ્યાને, તાકે મેઘ સામે,
સ્થિર થાય નેત્રોના તારા.
કરે ન આહાર, ચાહે ના પાન,
બની એવી યોગિની રાધા.

કરતા કહેવા લાગ્યા, " હે કૃષ્ણ ! હે પિતા ! હે પ્રાણ ! તમારા વિના હું જીવન ધારણ કરી શકતો નથી. મેં આજ સુધી મુશીબતે ધૈર્ય રાખ્યું હતું. પણ હવે રહેવાતું નથી. તમે મારાથી ગુપ્ત રહેશો નહિ. તમે દયામય છો. મને દર્શન આપી મારૂં જીવન ટકાવો. હું તમારા વગર જગતમાં સઘળે અંધકાર જોઉં છું." એ પ્રમાણે આર્તસ્વરથી આક્રંદ કરતાં કરતાં નિમાઇ પૃથ્વી પર પડી દુઃખથી પછાડા મારવા લાગ્યા. સર્વે સમજાવવા લાગ્યા પણ કોણ માને? નિમાઇ તે વખતે નિમાઇ ન હતા. જેઓ શિખામણ આપતા હતા તેઓ પણ આપતાં આપતાં ધૈર્ય ગુમાવવા લાગ્યા. નિમાઇનું કરુણ રૂદન, તેમની આર્તતા, મુખ ઉપરનો કરુણ ભાવ અને નેત્રમાંથી વહેતી અખંડ અશ્રુધારાને જોઇ સઘળા તેમની સાથે રડવા લાગ્યા.

નિમાઇ કહે, " તમે સઘળા ઘેર જાઓ. હું ઘેર આવવાનો નથી હું તો કૃષ્ણને શોધવા વૃંદાવન જાઉં છું. મારાં માતાનું તમે શાંત્વન કરજો અને કહેજો કે નિમાઇ કૃષ્ણને શોધવા વૃંદાવન ગયો છે. " એમ કહી નિમાઇ ઉન્મત્ત અવસ્થામાં વૃંદાવન તરફ જવા લાગ્યા. સર્વેએ તેમને રોકી રાખ્યા.

ચંદ્રશેખર અને નિમાઇના શિષ્યો મોટા સંકટમાં આવી પડયા. નિમાઇને અનેક રીતે સમજાવી ઘેર આણ્યા. બધું મંડળ પોષ માસ ઉતરતાં નવદ્વીપ આવી પહોંચ્યું.

નિમાઇ આવે છે એ સમાચાર સાંભળી ગામના લોક તેમને સામા લેવા ગયા. શચીને કાને પણ એ સુસમાચાર ગયા. તે પણ આનંદથી ઘેલાં બની જઇ ઘર બહાર આવ્યાં. વિષ્ણુપ્રિયા પણ

અધીરાં થઇ પતિને જોવાની આશાએ શરમાતાં શરમાતાં બારણાને ઓથે ઉભાં રહ્યાં. માતાને બહારને દરવાજે ઉભેલાં જોઇ નિમાઇએ તેમના ચરણનો સ્પર્શ કર્યો શચીના આનંદનું વર્ણન થઇ શકતું નથી. નિમાઇ આવ્યાના સમાચાર નવદ્વીપમાં ફેલાઇ ગયા. તે સાંભળી સનાતન મિશ્ર અને તેમનાં પત્ની ઘણાંજ ખુશી થયાં.

# અધ્યાય ૮ મો

## નિમાઇની અનુરાગ દશા.

ગયા ધામે પુરીજીએ કેવો મંત્ર આપ્યો,
જેના બળે નિમાઇને ઉન્મત્ત બનાવ્યો.

નિમાઇ ઘેર આવ્યા ત્યારે તેમના સ્નેહી સંબંધીઓ, કુટુંબીઓ અને શિષ્યો સર્વ મળવા આવ્યા. તેમણે જોયું તો નિમાઇની પ્રકૃતિ તદ્દન પલટાઇ ગઇ હતી. પ્રથમના ભાવનું કશું ચિહ્ન હતું નહિ. ફેરફાર એટલો બધો ઉઘાડો હતો કે જાણે તે નિમાઇજ નહિ. પ્રથમનો ઉદ્ધત સ્વભાવ ન હતો. મુખ ઉપર બીજા સાથે વિવાદ કરવાની વૃત્તિ ન હતી. નિમાઇ તે સમયે વિનય અને દીનતાના અવતાર જેવા દેખાતા હતા; જાણે સર્વને અધીન હોય અને સર્વના અપરાધી હોય તેમ. મંદ મંદ હસતા હતા તો પણ મુખ નિસ્તેજ હતું અને હંમેશ તેમનું ચિત્ત કોઇક બીજા વિષયમાં પરોવાયું હોય એમ લાગતું હતુ. કંઇ કહેવા જતાં કંઇ બોલાઇ જવાતું. વાત કરવાની એમને ઇચ્છાજ ન હોય પણ ફક્ત બીજાની ખાતર બોલતા હોય

એમ લાગતું હતું. તેમનાં નેત્રમાંથી અખંડ અશ્રુધારા ટપકતી હતી. મહા પ્રયત્ને તેનું નિવારણ કરતા હતા. કોઈ કોઇ વાર નયનજળથી આંખની કીકી ડૂબી જતી. અશ્રુનો વેગ છુપાવવા માટે નેત્ર મીંચી દેતા. વળી શરીરમાંથી એક પ્રકારનું અમાનુષિક તેજ બહાર આવતું હતું અને દેહકાંતિ પ્રથમના કરતાં પણ વિશેષ સુંદર અને મૃદુ બની ગઇ હતી.

નિમાઇનો વિનય અને ભાવ જોઇ સઘળા મુગ્ધ અને વિસ્મિત થઇ ગયા. જે વડીલો હતા તેઓ તેમને ખરા અંતઃકરણથી આશીર્વાદ આપવા લાગ્યા. જેઓ મિત્ર હતા તેઓ આકૃષ્ટ થઈ શાંત ઉભા રહ્યા. વડીલો અને મિત્રો સઘળા તેમને છોડીને દૂર જઇ શકતા નહેતા. પછી નિમાઇએ સર્વને મધુર વચન કહી વિદાય કર્યા.

સંધ્યાકાળે નિમાઇ ત્રણ મિત્રોને પાસે બેસાડી આંગણામાં બેસી તીર્થયાત્રાનું વૃત્તાંત કહેવા લાગ્યા. તે ત્રણ જણનાં નામ-શ્રીમાન પંડિત, સદાશિવ કવિરાજ અને મુરારી ગુપ્ત. એજ મુરારી ગુપ્તની થાળીમાં નિમાઇએ બાળપણમાં પિશાબ કર્યો હતો. એમણેજ નિમાઇની બાળલીલાનો ઇતિહાસ લખ્યો છે.

તીર્થની વાત કહેતાં કહેતાં નિમાઇએ ગયાસુરનું આખ્યાન કહેવા માંડયું. શ્રીકૃષ્ણે એ ગયાસુરના મસ્તક ઉપર પોતાના પાદપદ્મ મૂકયા હતા અને તેનાં ચિહ્ન હજી ગયામાં અંકિત થયેલાં છે. એ વાત કહ્યા પછી નિમાઇ કહે, "ભાઇ, હું શ્રીપાદપદ્મનાં દર્શન કરવા ગયો. ત્યાં બ્રાહ્મણો ભગવાનના પાદપદ્મનું માહાત્મ્ય કહેતા હતા. મેં તે શ્રીકૃષ્ણના પાદપદ્મ—" એટલું કહેતાં કહેતાં નિમાઇ અવાક્ થઇ ગયા. મુરારી વિગેરે આ બનાવ જોઇ નિમાઇના મુખ

તરફ ધ્યાનથી જોવા લાગ્યા. જુએ છે તો તેમના નેત્રનો પલકારો થતો નથી. કીકીઓ સ્થિર થઇ ગઇ છે. નિમાઇના અંતઃકરણમાં કેવા પ્રકારનો ભાવ ઉદય પામ્યો હતો તે એક ભક્તના પદ વડે સ્પષ્ટ રીતે કહી શકાય છે. શ્રીમતી રાધા લલિતાની પાસે કૃષ્ણકથા કહેતાં હતાં. કહેતાં કહેતાં મૂર્છિત થઇને ઢળી પડયાં ત્યારે લલિતાએ ગભરાઇને વિશાખાને બોલાવી કહ્યું, "વિશાખે ! જલદી આવ. જોને, આપણી રાધાની શી અવસ્થા થઈ?" વિશાખાએ આવી શ્રીમતીને જોઇ પ્રશ્ન કર્યો, "અરે ! આમ શાથી થયું ?" ત્યારે લલિતાએ કહ્યું:—

"કે'તી હતી મધુર કૃષ્ણ કથા મને એ,
કે'તાં અવાક્ બની બાપડી શુદ્ધ ખોઇ."

એજ પ્રમાણે કૃષ્ણ કથા કહેવા જતાં નિમાઇના હૃદયમાં એક અતિ પ્રબળ તરંગ ઉત્પન્ન થયો. તેને બહાર આવવાનો માર્ગ ન મળતાં તેના દબાણથી નિમાઇ અચેત થઈ પડી ગયા. ત્યારે સર્વે જણે ગભરાઇ જઇ તેમને પકડી રાખ્યા અને જાગૃત કરવાને યત્ન કરવા લાગ્યા. થોડીવાર પછી નિમાઇ જાગૃત થયા અને 'કૃષ્ણ, કૃષ્ણ' કહી રૂદન કરવા લાગ્યા. તેમના નયનજલથી તે ઠેકાણે પુષ્પવાટિકા હતી તેની જમીન ભીંજાઇ ગઇ.

મુરારિ વગેરેએ નિમાઇનો તે સમયનો જે ભાવ જોયો તેવો તેમણે અગાઉ કોઇનો અને કયાંય પણ જોયો ન હતો. મનુષ્યના નેત્રમાંથી આટલી જળધારા પડે છે એ તેમણે કદી નજરે જોયું ન હતું અને કાને સાંભળ્યું ન હતું. તેમના મનમાં નાના પ્રકારના તર્ક થવા લાગ્યા. કોઇને એમ થયું કે શું એને શ્રી કૃષ્ણનાં દર્શન થયાંજ હશે?

બીજાએ છાનામાના એક મિત્રના કાનમાં કહ્યું, " આ કેવું આશ્ચર્ય જેવું છે! ત્રણ માસ પહેલાં કોણ કહી શકત કે નિમાઇ પંડિત આવા અદ્ભુત ભક્ત નિવડશે? ઘણી મુશ્કેલીએ તેમણે નિમાઇને શાંત કર્યા. પછી નિમાઇએ ગદગદ સ્વરે કહ્યું, " ભાઇ, તમે મારા જુના મિત્ર છો. મારા મનની વ્યથા હું તમારા સિવાય બીજા કોને કહીશ? કાલે સવારે તમે શુકલાંબર બ્રહ્મચારીને ઘેર મને મળજો, ત્યાં હું તમને સર્વ વૃત્તાંત કહીશ." આ વાત થયા પછી મુરારિ વગેરે ત્યાંથી ઉઠી ઘેર ગયા અને નિમાઇએ ઘરના અંદરના ખંડમાં પ્રવેશ કર્યો.

નિમાઇનો આ નવીન ભાવ જોઇ શચીને ચિન્તા ઉત્પન્ન થઇ. ચિન્તા થવાનું ખાસ કારણ એકે તેમનાથી નિમાઇની આ અવસ્થા થવાનું કારણ સમજાયું નહિ.

રાત્રિ થયા પછી નિમાઇ સૂવાના ઓરડામાં ગયા. પત્ની સાથે કાંઇ વાતચીત કરવા લાગ્યા. બોલતાં બોલતાં કંઠ રૂંધાઇ ગયો. અત્યાર સુધી બહારના લોક સાથે વાત કરતાં નિમાઇએ મનોબળથી લાગણીના વેગને વારી રાખ્યો હતો. પણ પ્રિયજનની પાસે વાત કરતાં ધૈર્યની પાળ તૂટી ગઇ અને નીચું મસ્તક કરી તેમણે મુક્ત કંઠે રૂદન કરવા માંડયું.

બીજાનું રૂદન જોવાથી મન કોમળ થાય છે. બળવાન પુરૂષનું રૂદન જોઇ કોમળ સ્ત્રીના મન ઉપર સખત આઘાત થાય છે. વળી તે પુરૂષ જો પોતાનોજ સ્વામીજ હોય તો તે સ્ત્રીને શું થાય તે અનુભવથીજ સમજાય. વળી એ કેમ રડતા હશે? એમને શું દુઃખ થતું હશે? તે શાથી શાન્ત થાય? વિષ્ણુપ્રિયાજી એમાનું કશું જાણતાં ન હતાં.

વિષ્ણુપ્રિયા સ્વામીના હૃદયમાં ઉછળતો ભાવહિલ્લોલ જોઇ ઘણાં વિહ્વલ થઇ ગયાં. આ વખત તેમને રૂદન કરવાનો ન હતો. તેમનું કર્તવ્ય સ્વામીનું સાંત્વન કરવાનું હતું પણ હજી તેમની વય કાચી હતી. સાંત્વન કેમ અપાય તે પુરૂં જાણતાં ન હતાં અને તેમ કરવાની હિંમત પણ તેમનામાં ન હતી ડરીને અને ગભરાઇને તેમણે સાસુજીને હાંક મારી. સાસુજી જે ઓરડામાં સૂતા હતાં ત્યાં આગળ જઇ બારણાં ખખડાવવા માંડયા અને કહ્યું "મા ઉઠો, જલદી ઉઠો."

શચી ગભરાટમાં જાગી ઉઠયાં અને બારણું ઉઘાડયું. વિષ્ણુપ્રિયા કહે, " મા, જરા આ ઓરડામાં આવો. " શચી એકદમ ગભરાયાં અને ઝડપથી પુત્રના ઓરડામાં ગયાં. જુએ છે તો નિમાઇ નેત્ર મીંચી, મસ્તક નીચું કરી, નિઃશબ્દપણે અશ્રુપાત કરતા હતા. મુખ ઉપરથી અસ્ખલિત અશ્રુધારા વહેતી હતી. શચી તે વખતે ગભરાઇ જઇ પુત્રને માથે હાથ મૂકી કહે, "નિમાઇ, તું રડે છે કેમ ?" જો કે શચી ગભરાઇને પુત્રને સંબોધી કહેતાં હતાં તોપણ તેમનો સ્વર નિમાઇના કાનમાં પ્રવેશ કરી શકતો નહતો.

શચી આથી વધારે ચિંતાતુર થઇ કહે, "નિમાઇ, તું રડે છે કેમ ?" એવા સવાલ તેમણે ઉપરા ઉપરી કર્યા. થોડીકવાર પછી માતાનો આકુળ સ્વર નિમાઇના કાનમાં ગયો. માતાનું દુઃખ નિવારણ કરવા તેમણે પોતાની લાગણીના વેગનું સંવરણ કરવાનો પ્રયત્ન કર્યો પણ ઉલટો પ્રથમના કરતાં ઘણોજ વધી ગયો.

ત્યારે શચી કહે, "બાપુ, તું મહા જ્ઞાની છે. તારા જેવો પંડિત નવદ્વીપમાં નથી. બાપુ, તું આજે આટલો અકળાય છે કેમ ? તારી સ્થિતિમાં બીજો કોઈ મનુષ્ય હોય તો તું તેનું સાંત્વન કરી શકે, પણ તારૂં સાંત્વન કોનાથી થાય ? બાપુ, તું આવો ગંભીર થઇને આટલો વ્યાકુળ કેમ થાય છે ?"

ચૈતન્ય ભાગવતમાં લખ્યું છે કેઃ—

વિસ્મિત થઇને શચી નિમાઇને પૂછે;
શાને અશ્રુપાત કરે, દુઃખ તારે શું છે ?

વળી ચૈતન્ય ચરિત કાવ્યમાં લખે છે કેઃ—

**किमु तात ! रोदिति भवानवदत् ।**

નિમાઇ અતિ કષ્ટે મનના વેગને કંઇક શાંત કરી કહે, "મા, હું રડું છું એમ ધારી દુઃખી થશો નહિ. હું તો માત્ર સ્વપ્નામાં અતિ રૂપવાન, શ્યામવર્ણ, વનમાલાધારી, એક નવીન પુરુષને જોઇ એવો આનંદ ભોગવું છું કે મારા નેત્રમાંથી જળ વહે છે. મા, આવું મધુર સૌંદર્ય મેં કદી જોયું નથી. આ સૌંદર્ય મારા હૃદયમાં ન વર્ણવી શકાય એવો નૂતન ભાવ ઉપજાવે છે." નિમાઇ ભાવાવિષ્ટ થઈ શ્રીકૃષ્ણના રૂપનું વર્ણન કરતા હતા અને ઉભય દેવીઓ તેનુ શ્રવણ કરતી હતી.

એ પ્રમાણે કૃષ્ણ કથામાં પ્રથમ રજની વીતી ગઇ. શચી અને વિષ્ણુપ્રિયાએ ગદગદ થઇ એ અપૂર્વ કથા સાંભળી અને મહા આનંદમાં આખી રાત્રિ પસાર કરી.

પ્રાતઃકાળમાં શ્રીમાન પંડિત શ્રીવાસને ઘેર ફૂલ વીણવા ગયા. શ્રીવાસ વિષે પ્રથમ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તે જગન્નાથ

મિશ્રના સ્નેહી, નિમાઇના પિતાની સરખી વયના અને પરમ વૈષ્ણવ હતા. એમને ઘેર મોગરાનો એક છોડ હતો. તે છોડ ઉપર અસંખ્ય ફૂલ લાગતાં. તે લેવાને અનેક સજ્જનો આવતા. શ્રીમાન પંડિત જ્યારે ફૂલ વીણવા ગયા ત્યારે ત્યાં તેમણે બીજા કેટલાકને જોયા.

સઘળા ફૂલ વીણતા હતા. શ્રીમાન પંડિત ફૂલ તોડતાં કંઇક મધુર મધુર હસતા હતા. નિમાઇએ પહેલે દિવસે કહેલી કથાનું સ્મરણ કરી તેમણે આખી રાત્રિ આનંદમાં ગાળી હતી. હજી પણ તે આનંદની ભરતીનો ઓટ થયો ન હતો. તે છૂપો રહી શકે એવો ન હતો. હૃદયમાંથી ઉછળી ઉછળી નેત્ર અને મુખ દ્વારા બહાર આવતો હતો. જે કોઇ મળતા તે સર્વને પોતાના મનની વાત કહી દેવાની તેમને તીવ્ર ઇચ્છા થતી હતી.

શ્રીવાસે પૂછ્યું, "કેમ કંઇ બહુ હસવું આવે છે ?" શ્રીમાન કહે, "અલબત, કંઇક કારણ છે." શ્રીવાસ કહે, "શું કારણ છે ? કહો જોઇએ." ત્યારે શ્રીમાન કહે, "તમે જાણો છો, નિમાઈ પંડિત વૈષ્ણવ થયા છે ? ગયાથી તે આવ્યા છે એ વાત જાણી હું અને બીજા કેટલાક કાલે સાંજે તેમને મળવા ગયા હતા. જોયું તો તેમના જેવો નમ્ર પુરૂષ જાણે જગતમાં બીજો નથી. એ નમ્ર ભાવ જોતાંજ ચિત્ત આકૃષ્ટ થાય છે. અમારી પાસે તીર્થયાત્રાની વાત કહેતાં તે ગદાધર-ના પાદપદ્મની વાત કહેવા ગયા. પણ પાદપદ્મનું નામ લેતાંજ આનં-દથી મૂર્છા ખાઇ પડી ગયા. ત્યાર પછી મેં જે બનાવ જોયો તેવો બનાવ મેં કદી જોયો નથી અને કાને સાંભળ્યો નથી. તેનું વર્ણન કરવાની મારામાં શક્તિ નથી. સારાંશ એ છે કે નિમાઇનું આ ચરિત્ર જોઇને હું તેને મનુષ્ય કહી શકતો નથી.

આ વાત સાંભળી સર્વે આનંદ પામી બોલ્યા કે ખરેખર આ શુભ સમાચાર છે. એક જરા ઉગ્ર સ્વભાવનો વૈષ્ણવ હતો તે બોલ્યો, " જો નિમાઇ પંડિત વૈષ્ણવ થાય તો જે ગ્રહસ્થો આપણી સર્વની સાથે દ્વેષ રાખે છે તેમની ખબર લઇ શકીએ. " શ્રીવાસ કહે, " આજે ઘણાજ સારા સમાચાર હું સાંભળું છું. ભક્તવત્સલ શ્રીકૃષ્ણે આટલે દિવસે મારી મનકામના પૂર્ણ કરી શ્રી ભગવાન આપણા વૈષ્ણવોના પરિવારની વૃદ્ધિ કરો. "

શ્રીમાન પંડિત કહે, " નિમાઇ પંડિતે જાગૃત થયા પછી અમને આજે સવારે શુકલાંબર બ્રહ્મચારીને ઘેર બોલાવ્યા છે. ત્યાં તે અમને પોતાના હૃદયના દુઃખની કથા તથા બીજું કેટલુંક કહેવાના છે. અમે ફૂલ વીણીને તરતજ ત્યાં જવાના છીએ. "

શ્રીમાન પંડિત ફૂલ વીણીને તરતજ ગંગા કાંઠે આવેલા શુકલાંબર બ્રહ્મચારીને ઘેર ગયા. શ્રીવાસને ઘેર ગદાધર પંડિત ફૂલ વીણવા આવ્યા હતા. તે પણ આ વાત સાંભળીને શુકલાંબરને ઘેર ગયા. તેમને ત્યાં આવવાની પરવાનગી મળી ન હતી, તેથી ઘરમાં છૂપાઇને બેસી રહ્યા. ધીરે ધીરે સદાશિવ અને મુરારિ પણ આવ્યા. બધા બેસીને નિમાઇ પંડિતની રાહ જોવા લાગ્યા.

જુએ છે તો નિમાઈ પંડિત આવે છે. એક અતિ ઉંચો * અને બળવાન દેહવાળો પુરૂષ આવે છે. પણ પગલે પગલે લથડી પડે છે. તેમના

---

* શ્રી ગૌરાંગ સાત ફૂટ ઉંચા હતા. એટલી ઉંચાઇ હોવાનું પ્રયોજન એ હતું કે તેમના કીર્તન પ્રસંગે લાખ લાખ મનુષ્યો તેમની આસપાસ ઉભાં રહી નૃત્ય કરતાં તે સમયે એકેએક મનુષ્ય તેમને સહેલાઈથી જોઈ શકે.

મુખ તરફ જોતાં માલુમ પડતું કે નેત્રમાંથી અખંડ અશ્રુધારા વહે છે. તેથી કરીને તેમનાથી સારી રીતે જોઇ શકાતું પણ નહિ, અને બાહ્યજ્ઞાન અતિ અલ્પ હતું તેથી તેમની ચાલ લથડતી હતી. નિમાઇએ પગથીએ ચ્હડતાં મિત્રોને જોયા તેથી તરતજ જે થોડું બાહ્યજ્ઞાન હતું તે સર્વ ખોયું. "હા કૃષ્ણ!" કહી મૂર્છિત થઇ પૃથ્વી ઉપર પડી ગયા. પડતાં પડતાં ભીંતમાં ખોસેલી એક ખીંટી ઉપર હાથ ટેકાવ્યાથી તે તૂટી ગઇ અને નિમાઇ છૂટે કેશે પૃથ્વી ઉપર ચત્તા પડી ગયા.

નિમાઇને પડી ગયેલા જોઇ મુરારિ વગેરેએ ગભરાઇ લાંબા હાથ કરી તેમને ઝાલી લીધા જુએ છે તો નિમાઇને બિલકુલ બાહ્યજ્ઞાન નથી. જીવનનું ચિહ્ન માત્ર નથી. ચક્ષુ સ્થિર થઇ ગયાં છે. મુખમાંથી લાળ પડે છે અને શ્વાસોચ્છ્વાસની ક્રિયા બંધ થઈ ગઇ છે.* ત્યારે બધાએ તેમના મુખ ઉપર જળ છાંટી કંઇક જાગૃત કર્યા સ્હેજ ચેતન આવ્યું એટલે નિમાઇએ "કૃષ્ણ, કૃષ્ણ" કહી અતિ કરૂણ સ્વરે રૂદન કરવા માંડ્યું. આખરે "મારા કૃષ્ણ અહીં નથી" એમ કહી અત્યંત વેદનાથી જમીન પર આળોટવા માંડ્યું. એમ આળોટયાથી નિમાઇનું સુવર્ણ જેવું શરીર ધુળથી મેલું થઇ ગયું. તેમના મિત્રોએ ઘણી મુશીબતે ઉઠાડયા. પણ તે બીજીવાર મૂર્છા ખાઇને પડી ગયા. એ પ્રમાણે મૂર્છા ઉપર મૂર્છા આવવા લાગી. વચમાં કાંઇક ચેતન આવતું ત્યારે

* ભક્તિના આવેશથી મૂર્છિત થયેલા મનુષ્યની અને ફીફરૂં આવેલા મનુષ્યની બહારની સ્થિતિ સરખી હોય છે. પણ ફેર એટલોજ કે ફીફરાવાળા મનુષ્યને જોઈ સૂગ આવે છે અને મૂર્છિત થયેલા ભક્તને જોઇ જોનારમાં આનંદ અને ભક્તિના ભાવ પ્રકટે છે.

કહેતા, "અરે ! કૃષ્ણ હમણાં અહીં હતા. તે ક્યાં જતા રહ્યા ?" કોઇવાર ક્ષણભર ચેતન આવતાં અતિ દુઃખિત સ્વરે કહેતા, "મારા કૃષ્ણ નથી." તે વખતે એમનું મુખ જોઇ, એમનો સ્વર સાંભળી પત્થર પણ પીગળી જાય. એ સમયનું વર્ણન મારા મોટા ભાઇ હેમંતકુમાર ઘોશે એક કવિતામાં કર્યું છે. તે નીચે પ્રમાણેઃ--

કૃષ્ણ કૃષ્ણ કહી ગોર મૂર્છા ખાઇ પડે,
ધુળે ધુસરિત અંગ, અશ્રુ વહે નેત્રે.
મારા કૃષ્ણ નથી નથી જાગીને પોકારે,
પ્રાણપ્રિય અહિં હતા ક્યાં છુપાયા હશે?
હરિ હરિ હરિ તમો હશો કોણ સ્થાને?
તમે ધન, તમે સર્વ, કહી અશ્રુ ઢાળે.

અપોર થવા આવ્યા પણ તેનું કોઇને ભાન હતું નહિ. નિમાઇ પંડિત જે તરંગમાં ડૂબ્યા હતા તેમાં સર્વ ડૂબી ગયા હતા અને સઘળા ભક્તિથી ગદ્દગદ થઇ રૂદન કરતા હતા. નિમાઇ શું કરતા હતા ? તે મુરારિને ગળે હાથ નાંખી કહેતા, " મુરારિ, શ્રીકૃષ્ણનું ભજન કર. શ્રી કૃષ્ણનું કોણ ભજન નહિ કરે ? મુરારિ ! મારા કૃષ્ણ ઘણા મધુર છે. હું, સદાશિવ અને તમે એકઠા મળી મુકુંદનું ભજન કરીશું, નહિ વારૂં ?" એ પ્રમાણે નિમાઇ પ્રલાપ કરતા હતા તેવામાં તેમને કાને કોઈકના રડવાનો સ્વર ગયો તેમણે કાન માંડીને સાંભળ્યું તો ઘરની અંદર કોઇ રડતું હતું. તેથી એકદમ બાહ્યજ્ઞાન પ્રાપ્ત કરી તેમણે પૂછ્યું, "ઘરમાં કોણ છે ?"

મુરારિ કહે, 'તમારો ગદાધર.' 'તમારો ગદાધર' એનો અર્થ એ કે નિમાઇની છાયાની પેઠે ગદાધર તેમની સાથે રહેતા હતા.

નિમાઇ મોટા હતા, ગદાધર નાના હતા. ગદાધર પરમ સુંદર હતા. બાળપણથી ભકિત માર્ગે વળ્યા હતા. તેમનું ચરિત્ર અમૃત કરતાં પણ મધુર હતું. વાંચનારને ધીમે ધીમે ગદાધરનો પરિચય કરાવીશું.

પછી નિમાઇએ ગદાધરને બહાર આવવા કહ્યું. તે આવ્યા એટલે નિમાઇ કહે "ગદાધર! તમે જન્મ સફળ કર્યો. તમે બાળ પણથીજ શ્રીકૃષ્ણનું ભજન કર્યું છે. મેં મારૂં જીવન કેવળ વૃથા રસ ચાખવામાં ગુમાવ્યું છે." *આ વાત સાંભળી ગદાધરે આવી નિમાઇને ચરણે પ્રણામ કર્યા. નિમાઇ કહે, "ગદાધર! મેં કૃષ્ણને હમણાંજ મેળવ્યા હતા પણ મારા પોતાના અપરાધને લીધે તેમને ગુમાવી બેઠો છું. મારા મનમાં મને જે દુઃખ થાય છે તે કહેતાં મારૂં હૃદય ચીરાઇ જાય છે જો સાંભળ--" એમ કહેતાં નિમાઇ આગળ બોલવા તો ગયા પણ બોલી શક્યા નહિ અને પ્રાણ વગરના શરીરની પેઠે પૃથ્વી ઉપર મૂર્છિત થઇને પડી ગયા.

સંધ્યાકાળ થયા પછી નિમાઇ લથડતી ચાલે ઘેર પાછા આવ્યા. આખા દિવસમાં નહોતું કર્યું સ્નાન કે નહોતો કર્યો આહાર. શચીએ યત્ન કરી તેમને નવડાવ્યા ને કંઇક ખવડાવ્યું. મુરારિ અને ગદાધર તેમને ઘેર ગયા. બધા તદ્દન વિસ્મય પામી ગયા હતા નિમાઇના ચિત્તમાં ભકિતનો ઉદય થયો છે એમાં સંદેહ ન હતો પણ આવા પ્રકારની ભકિત મનુષ્યને થવી અશક્ય હતી. શાસ્ત્રમાં

---

*વાંચનાર! નિમાઇ પંડિત જેવા સાહિત્યમાં અને સર્વ પ્રકારના જ્ઞાનમાં પ્રવીણ વિદ્વાન કહે કે મેં જીવન ફોકટ ગુમાવ્યું છે ત્યારે આપણા જીવનને માટે આપણે શું કહેવું જોઇએ? પરમેશ્વર એકજ સત્ય છે અને તેની પ્રાપ્તિ એજ જીંદગીનો હેતુ છે.

પણ આવી ભક્તિની વાત કદિ જોવામાં આવી નથી. શું નિમાઇ મનુષ્ય છે? નિમાઇ પંડિતમાં આટલી શક્તિ કયાંથી આવી? મનુષ્યમાં આવી શક્તિ સંભવતી નથી. એ પ્રમાણે તેઓ પરસ્પર વાતો કરતા હતા. ધીમે ધીમે નિમાઇની વાત બહાર ફેલાવા લાગી. નવદ્વીપ અતિ વિશાળ નગર. ત્યાં કોઇ કોઇની પરવા રાખતું નહિ. પણ ત્યાં ઘણા વૈષ્ણવો હતા, તેમણે સાંભળ્યું કે નિમાઇ પંડિત અદ્ભુત ભક્ત બની ગયા છે. કેટલાક તો એ વાત સાંભળી નિમાઇને જોવા આવતા અને ખાત્રી કરતા.

આ બાજુએ વિદ્યાર્થીવર્ગ નિમાઇ પંડિતને મળવા આવવા લાગ્યો તેમને જોઇ નિમાઇને પ્રથમ વાર સ્મરણ થયું કે તેમને ભણાવવાનું મારૂં એક કર્તવ્ય છે. તેની સાથે ગંગાદાસ પંડિતની વાત પણ સાંભરી આવી. થોડીવાર પછી નિમાઇ શિષ્ય મંડળીની સાથે ગંગાદાસ પંડિતને ઘેર જવા નીકળ્યા. ત્યાં જઇ તેમણે પોતાના વિદ્યાગુરુને સાષ્ટાંગ પ્રણામ કર્યા.

ગંગાદાસે અતિ પ્રસન્ન ચિત્તે નિમાઇને આલિંગન કર્યું અને 'વિદ્યાલાભ થાઓ' એવો આશીર્વાદ આપ્યો. પછી તેમણે કહ્યું, "મારા મિત્ર અને તમારા પિતા જગન્નાથ મિશ્રના પુણ્ય બળથી તમે પિતૃકાર્ય કરી સાજા સારા પાછા ઘેર આવી પહોંચ્યા છો. હવે બહુ કાળ વ્યતીત થઇ ગયો છે, અને અભ્યાસ બંધ કરવો એ સારૂં નથી. થોડા દિવસ પડે તોપણ અનભ્યાસ થાય છે. તમારા વિદ્યાર્થીઓ તમારા સિવાય બીજા કોઇ પાસે ભણવા જતા નથી. તમે ગયા પછી તેમણે પોથી છોડી નથી. તેઓ કહે છે કે જો ભણવું તો તમારી પાસેજ. બીજા કોઇ પાસે ભણવાથી તેમને તૃપ્તિ થતી નથી."

ત્યાંથી ઉઠી નિમાઇ પંડિત પુરુષોત્તમ સંજયને ઘેર ગયા. આગળ કહેવામાં આવ્યું છે કે તેમના ચંડીમંડપમાં નિમાઇની પાઠશાળા બેસતી હતી. નિમાઈ ચંડીમંડપમાં આવીને બેઠા.

પુરુષોત્તમનો પુત્ર મુકુન્દ સંજય નિમાઇનો શિષ્ય હતો. તેણે નિમાઇને પ્રણામ કર્યો. નિમાઇએ બાહુ પ્રસારી તેને સ્નેહભર આલિંગન કર્યું અને સ્નેહથી આર્દ્ર બની જઇ નેત્રમાંથી અશ્રુ સારવા લાગ્યા.

નિમાઇ પંડિત આવ્યા છે જાણી સ્ત્રી વર્ગના ખંડમાંથી આનંદ ધ્વનિ નીકળવા લાગ્યો. આ પ્રમાણે જ્યાં જ્યાં જવાનું પ્રયોજન હતું ત્યાં બધે જઇ આવી નિમાઇ ઘેર પાછા આવ્યા.

# અધ્યાય ૯ મો.

## પ્રથમ સંકીર્તન.

"કૃષ્ણ વર્ણ શિશુ એક મુરલી બજાવે."

ચૈતન્ય ભાગવત.

ત્યાર પછી બીજે દિવસે ગંગાસ્નાન કરી નિમાઇ શાળામાં ભણાવવા ગયા. નિમાઇ શાળામાં આવી બેઠા એટલે હજારો વિદ્યાર્થીઓ ત્યાં સત્વર એકઠા થઇ ગયા. જેઓ પ્રવીણ હતા તેઓ સૌની આગળ બેઠા. તેમની પોથીઓનાં કપડાં દોરીથી બાંધેલાં હતાં. હરિ હરિ કહી તેઓ હર્ષપૂર્વક દોરી છોડવા લાગ્યા. એ હરિધ્વનિએ નિમાઇના કર્ણમાં પ્રવેશ કર્યો. નિમાઇ કહે, "કેવું મધુર નામ! શ્રીકૃષ્ણ તમારું શુભ કરો. તમે નિરર્થક વિદ્યા શીખવા શા માટે

આટલો પરિશ્રમ કરો છો? શ્રીભગવચ્ચરણ પ્રાપ્તિ એજ મનુષ્ય જીવનનો પરમ પુરુષાર્થ છે." વિદ્યાર્થીઓ અધ્યાપકના મુખ સામું જોઈ રહ્યા અને નિમાઇ પંડિત આવેશમાં આવીને પરમાર્થ કથા કરવા લાગ્યા.

શ્રીકૃષ્ણ ભગવાનનું ભજન એજ જીવનનું પ્રધાન ઉદ્દેશ્ય છે એ વિષે નિમાઇ પંડિત ઉપર કહ્યા મુજબ વ્યાખ્યાન કરતા ગયા અને વિદ્યાર્થીઓ એક ચિત્તે મુગ્ધ થઇ સાંભળવા લાગ્યા. નિમાઇ બોલતાં બોલતાં એકાએક ચૂપ થઇ ગયા. તેનું કારણ કહેવામાં આવશે. વિદ્યાર્થીઓને ભણાવવાના વિચારથી તે આજે પાઠશાળામાં આવ્યા હતા. પાઠ આપવાનો આરંભ કરવાને સમયે હરિનામ તેમના કાનપર પડ્યું તેથી પોતે અહિં શું કરવા આવ્યા છે તે તદ્દન વિસરી ગયા અને આવિષ્ટ બની જઇને ભગવદ્ગુણ વર્ણન કરવા લાગ્યા. એકાએક તેમને બાહ્યજ્ઞાન થયું. પોતે શા માટે શાળામાં આવ્યા હતા તે યાદ આવતાં મનમાં અત્યંત લજ્જિત થઇ ગયા. શરમ આવતાં નિઃશબ્દપણે અપરાધીની માફક નીચું મ્હોં કરી બેસી રહ્યા. કેટલીક ક્ષણ પછી ધીરે ધીરે તે બોલ્યા, "આજે આપણે મંગલાચરણ કરી આજનું કાર્ય સમાપ્ત કરીએ. ચાલો, હવે ગંગા-સ્નાન કરી આવીએ. કાલથી પાઠનો આરંભ કરીશું." આ પ્રમાણે નિમાઇ પંડિતે પ્રથમ દિવસ વ્યતીત કર્યો.

બીજે દિવસે પણ ગયા દિવસના જેવીજ વિવશ દશા ઉપસ્થિત થઇ. નિમાઇએ ઘેરથી નીકળતાં મનમાં નિશ્ચય કર્યો કે આજ સારી રીતે વિદ્યાર્થીઓને ભણાવવા છે. પણ શાળામાં આવતાંજ તેમનું બાહ્યજ્ઞાન લુપ્ત થઇ ગયું. ઠરાવ પ્રમાણે પાઠ ન આપતાં

ભગવદ્ગુણ કીર્તન કરવા લાગ્યા. તે દિવસે પણ પાઠ બન્ધ રહ્યો. પણ તેથી કરીને વિદ્યાર્થીઓને લેશ પણ કંટાળો ઉપજ્યો નહિ. કારણકે નિમાઇના મુખમાંથી ઉદ્ભવતી કૃષ્ણકથા અત્યંત મધુર લાગતી. આથી કરીને તે સવારથી આરંભી બે પ્રહર સુધી દરરોજ કૃષ્ણકથા કહેવા લાગ્યા. વિદ્યાર્થીઓ તેમનું આખ્યાન ચિત્રવત્ સ્થિર બેસી શ્રવણ કરતા હતા. જ્યારે નિમાઇ કૃષ્ણકથા કરતા ત્યારે તેમનું અદ્ભુત સામર્થ્ય દીપી નીકળતું હતું. શિષ્યો જોતા હતા કે તેમની સ્થિતિ આવિષ્ટ હતી--તેમને બાહ્ય-જ્ઞાન ન હતું. વળી તેઓ જોઇ શકતા કે નિમાઇના જેવી વાણીની છટા મનુષ્યને માટે અસંભવિત હતી. એથી કરી જેઓ વિદ્યા વિલાસી હતા તેઓને નિમાઇના વ્યાખ્યાનમાં વિદ્યાનો સ્વાદ મળતો. જેઓ ભક્ત હતા તેઓ ભક્તિરસમાં ડૂબી જતા. જેઓ પ્રેમી હતા તેઓ પ્રેમ તરંગમાં તણાતા. એ પ્રમાણે સાત દિવસ સુધી તેઓએ નિમાઇના મુખથી કૃષ્ણકથાનું શ્રવણ કર્યું. તોપણ તેમનામાંથી ચાર પાંચ જણ વિદ્રોહ કરવા તત્પર થયા.

કેટલાક બોલવા લાગ્યા કે અમે વિદ્યાભ્યાસ કરવા માટે ઘર છોડી આટલે દૂર આવ્યા છીએ, કાંઇ કૃષ્ણકથા સાંભળ્યા કરવા આવ્યા નથી. હમણાંની આપણા અધ્યાપકની આવી કેવી દશા થઇ છે? કોઇ કહે પંડિતને પ્રથમ થયો હતો તેવો વાયુનો ઉપદ્રવ બીજીવાર થયો હોય એમ લાગે છે. આ પ્રમાણે વાતચીત થયા પછી તેઓ અંદર અંદર એક ઠરાવ ઉપર આવ્યા. તેમાંના થોડાક ગંગાદાસ પંડિત પાસે ગયા અને તેમને પ્રણામ કરી પોતાની દુર્દશાની હકીકત કહી. તેઓએ કહ્યું, " નિમાઈ પંડિતના સમાન અધ્યાપક જગ-

તમાં કાંઇ નથી. જેટલી પ્રભુની ભક્તિ થાય એટલી ભક્તિપૂર્વક અને પિતા પર રખાય એટલા સ્નેહપૂર્વક અમે તેમના પ્રતિ વર્તતા આવ્યા છીએ. પણ ગયા ધામથી આવ્યા તે દિવસથી તેમણે અમને ભણાવવાનું તદ્દન છોડી દીધું છે. શાળામાં આવીને 'શ્રીકૃષ્ણનું ભજન કરો, શ્રીકૃષ્ણનું ભજન કરો' એજ માત્ર કહે છે. આપ તેમને તેડાવો અને અમને સારી રીતે ભણાવે એવું કંઇ કહો તો સારૂં."

ગંગાદાસ અતિ વિખ્યાત પંડિત હતા પણ એક પ્રકારના નાસ્તિક હતા. તેમના મત પ્રમાણે શાસ્ત્રનો અભ્યાસ કરવો એજ માત્ર મનુષ્યનું પ્રધાન કાર્ય હતું. નિમાઇની આવા પ્રકારની રીત-ભાત સાંભળી તે ખડખડ હસી પડયા અને બોલ્યા, "ઠીક, નિમાઇ વળી સાધુ બની ગયા છે. આજે સાંજે તમે તેમને મારી પાસે તેડી લાવજો. હું તેમને સારી પેઠે શીખામણ દઇશ."

બીજે દિવસે સવારમાં નિમાઇ પંડિત ભણાવવા માટે શાળામાં આવ્યા અને આવિષ્ટ થઇ વિદ્યાર્થીઓને પાઠ ન આપતાં તેમની આગળ ભગવદ્‌ગુણ કીર્તન કરવા માંડયું. સઘળા સ્તંભિત થઇ સાંભળવા લાગ્યા. એવામાં નિમાઇને ચેતન દશા પ્રાપ્ત થઇ. પોતે વિદ્યાર્થીઓને પાઠ ન આપતાં તેમની આગળ કૃષ્ણકથા કહે છે એવું જ્ઞાન થતાં તેમણે શરમને લીધે નીચું જોયું. પ્રથમ એવી અવસ્થા થતાં શાળા વિસર્જન કરી તે એકદમ ગંગાસ્નાન કરવા જતા રહેતા. પરંતુ તે દિવસે તેમ ન કરતાં વડા શિષ્યો તરફ જોઇ પૂછવા લાગ્યા, "તમે ખરૂં કહો. હું તમને કેવી રીતે શીખવું છું?" આનો વિદ્યાર્થીઓએ કશો ઉત્તર આપ્યો નહિ પણ શાંત બેસી રહ્યા. ત્યારે નિમાઇએ બીજીવાર પૂછ્યું, 'હું તમને કેવી રીતે શીખવું છું

તે મને સરળપણે કહો. મને લાગે છે કે હું તમને સારી રીતે શીખવતો નથી." આ ઉપરથી એક વડો શિષ્ય બોલ્યો, "ગુરૂદેવ! આપ જે વ્યાખ્યાન કરો છો તે ઘણું ઉત્તમ છે. આપની શક્તિની સીમા નથી શબ્દનો જેવો અર્થ કરવો હોય તેવો આપ યથાર્થ રીતે કરી શકો છો. આપને જે કોઈ વાકય આપીએ તેમાંથી આપ પરમાત્માના ગુણકીર્તનનું રહસ્ય બતાવી શકો છો. આપ જે અર્થ પ્રતિપાદન કરો છો તે યથાર્થ છે પણ અમે જે ઉદ્દેશ્યથી ભણવા આવ્યા છીએ તે સિદ્ધ થતો નથી. આપ ગયાથી આવ્યા ત્યારથી આજ સુધીમાં એક દિવસ પણ અમને આપે પૂર્ણ ચેતન દશામાં રહી પુસ્તકનો અર્થ સમજાવ્યો નથી."

આ સાંભળી નિમાઈના મુખ ઉપર લજ્જા પથરાઇ ગઇ. તેમણે ઉત્તર દીધો, "ભાઇઓ, મને શું થયું હશે? હું કૃષ્ણ નામ સિવાય બીજું કાંઇ ભણાવી શકતો નથી." શાંત થઇ થોડીવાર પછી ધીમા સ્વરથી કહ્યું, "તમારી આગળ સર્વ હકીકત કહેવી સારી છે. કહો જોઇએ; મારો અસલનો વાયુરોગ ફરીથી મને થયો હોય એવું તમને લાગે છે?"

શિષ્યો કહે, "વાયુરોગ કેમ કહી શકીએ? આપ જે અર્થનું પ્રતિપાદન કરો છો તેનું ખંડન કરવા જગત્માં કોઈ સમર્થ નથી. આપનામાં જે પ્રકારની ભક્તિ જોઇએ છીએ તેવી કોઇએ કયાંય પણ જોઈ નથી. વાયુ હોય તો આપની કથામાં આવું માધુર્ય કેમ સંભવે?"

ત્યારે નિમાઇએ મૃદુસ્વરે કહ્યું, "એક અતિ ગુપ્ત વાત કહું છું. આ વાત બીજે ઠેકાણે કહેવાની નથી. તમને મારા નિજજન

માની કહું છું. હું જ્યારે તમને ભણાવવા આવું છું ત્યારે સારી રીતે ભણાવવાનો પાકો ઠરાવ કરી ઘેરથી નીકળુંછું. પણ એક પરમ સુંદર, કૃષ્ણવર્ણ બાળક મારી સન્મુખ આવી વંશી વગાડે છે. તે સાંભળી મારી શુદ્ધિ અને બુદ્ધિનો લોપ થાય છે અને દેહ પરવશ થાય છે." એમ વાત કરતાં કરતાં નિમાઇ બેશુદ્ધ થવા લાગ્યા પણ મહા પ્રયત્ને ધૈર્ય ધારણ કરી શાળા છોડી ઘેર ગયા.

સાંજે ગંગાદાસની આજ્ઞાનુસાર શિષ્યો સાથે નિમાઇ તે પંડિતને ઘેર ગયા. નિમાઇએ પ્રણામ કર્યા ગંગાદાસે આશિર્વાદ આપ્યો કે તમને વિદ્યાની પ્રાપ્તિ થાઓ. પછી તેમણે નિમાઇને કહ્યું, "વિશ્વભર, અનેક જન્મ તપસ્યા કર્યાથી અધ્યાપક થવાય છે. તમે નીલાંબર ચક્રવર્તીના દૌહિત્ર અને જગન્નાથ મિશ્રના પુત્ર છો. તમારા પિતા અને દાદા (મા તરફથી) પ્રસિદ્ધ પંડિતો હતા. મેં તમને પરિશ્રમ લઇ વિદ્યાભ્યાસ કરાવ્યો અને તમે મારી કીર્તિ વધારી છે. સમસ્ત ગૌડ દેશમાં (બંગાળા) તમારો યશ વ્યાપી ગયો છે. તમારી વ્યાકરણની ટીપ્પણી ક્રમે ક્રમે પંડિત સમાજમાં માન પામતી જાય છે. આ સર્વ પ્રવૃત્તિ છોડી તમે હરિભકત બન્યા છો એ વાત શું સાચી છે? ઠીક, ત્યારે તમારા પિતા અને માતામહ નરકે ગયા કે! આવી ઘેલછા છોડી દઇ ચિત્ત રાખી શિષ્યોને પાઠ આપો. તેઓ બીજા કોઇની પાસે ભણવા ચાહતા નથી. તમારી પાસે હમણાંના ભણી શકતા નથી તેથી તેઓ અત્યંત ક્ષુભિત થઇ રહ્યા છે. ગાંડાઇ મૂકી દો. સારી રીતે વિદ્યાભ્યાસ કરાવવા ન માંડો તો તમને મારા સમ છે."

નિમાઇએ લજ્જિત થઇ પોતાનો અપરાધ કબુલ કર્યો. ગંગાદાસની આગળ "ક્ષમા કરો" કહી હાથ જોડી ક્ષમા માગી અને આજથી સારી રીતે ભણાવીશ એવું વચન આપ્યું. ત્યારપછી સર્વે વિદ્યાચર્ચા કરતા કરતા રત્નગર્ભ આચાર્યના ઘર આગળ આવી પહોંચ્યા. રત્નગર્ભ જગન્નાથ મિશ્રના મૂળ ગામના વતની હતા. તેમના આંગણામાં મોટો મંડપ હતો. ત્યાં સર્વે શિષ્યો સાથે બેસી નિમાઇ પંડિત શાસ્ત્રાલાપ કરવા લાગ્યા. રાત્રિની ચાર ઘડી વીતી. વિદ્યાર્થીઓ વિસ્મય પામી નિમાઇના અદ્ભુત પાંડિત્યનો અનુભવ કરતા હતા. તેવામાં ઉપરોક્ત રત્નગર્ભે અતિ મધુર કંઠથી શ્રીમદ્ભાગવતમાંનો નીચેનો શ્લોક ગાયોઃ—

श्यामं हिरण्यपरिधिं वनमाल्यबर्ह-

धातुप्रवालनटवेशमनुव्रतांसे ।

विन्यस्तहस्तमितरेण धुनानमब्जं

कर्णोत्पलालककपोलमुखाब्जहासम् ॥

(દશમસ્કન્ધ, ૨૩ અધ્યાય શ્લો. ૨૨)

શ્રીકૃષ્ણના સ્વરૂપના વર્ણનવાળો આ શ્લોક કાનમાં પ્રવેશ કરતાંજ નિમાઇ મૂર્છાથી ઢળી પડયા. વિદ્યાર્થીઓએ તેમનો આવા પ્રકારનો ભાવ કદી જોયો ન હતો. કારણકે તેઓ પારકા લોક હતા. વળી તેમની આગળ પોતાના મનમાં કોઇ પણ પ્રકારના ભાવનો ઉદય ન થાય તેટલા માટે નિમાઇ પંડિત અત્યંત સાવધ રહેતા હતા પણ શ્રીમદ્ભાગવતનો આ શ્લોક અકસ્માત્

કાને પડતાં પોતે દેહની શુદ્ધિ સાચવી શકયા નહિ અને બાણવિદ્ધ પક્ષીની માફક પડી ગયા.

આ જોઇ શિષ્યોએ ગભરાઇને તેમને પકડી રાખ્યા. સઘળાએ જોયું તો જીવનનું લેશ પણ ચિહ્ન દેખાતું ન હતું. ભયભીત થઇ તેમણે મુખ ઉપર જળ છાંટવા માંડયું. કેટલીક વાર પછી નિમાઇ પૂર્ણ ચેતન અવસ્થામાં આવી શકયા ત્યારે પણ નેત્રમાંથી પ્રેમ–ધારા વહન કરતી હતી. પ્રેમ તરંગમાં સ્થિર ન રહી શકાવાથી નિમાઇ પૃથ્વીપર આળોટતા હતા તે જગ્યા નયન જળથી કાદવમય થઈ ગઇ હતી.+ સઘળા વિસ્મિત થઈ જોતા હતા. કોઇ કોઇ નિમાઇને પ્રણામ કરતા હતા. એવામાં પૃથ્વીપર આળોટતાં આળોટતાં એકાએક નિમાઇએ કહ્યું, "શ્લોક બોલો." રત્નગર્ભે બીજી વાર શ્લોક ગાયો. સાંભળતાં સાંભળતાં નિમાઇ બેઠા થયા અને વળી પૃથ્વીપર પડી ગયા. પડી ગયા પછી પણ શ્લોક સાંભળવાની ઇચ્છાથી "ફરીથી શ્લોક બોલો" એવું કહેવા ગયા પણ બોલી શકાયું નહિ. તેથી માત્ર "બોલો" "બોલો" એટલુંજ તેમનાથી કહેવાયું. ફરીથી શ્લોક ગવડાવવાની તેમની ઇચ્છા છે એમ

---

+ શ્રીનિમાઇનાં નેત્રમાંથી નીકળતો અશ્રુપ્રવાહ અદ્ભૂત હતો બંબાની બે ધારાની માફક નેત્રમાંથી જળની બે પીચકારી ઉડતી હતી નજીકનાં મનુષ્યો અને આસપાસની પૃથ્વી પણ એ જળથી ભીંજાતી હતી. આ અદ્ભુત વૃત્તાંત એમના સમયના વિદ્વાનોએ નોંધ્યો છે અને તે સમયના મુસલમાન સુલતાનની આજ્ઞાનુસાર ચિતરેલું એક ચિત્ર જે મારી સમક્ષ છે તેમાં પણ એવીજ અશ્રુધારા ચિતરેલી છે.

ભાષાન્તર કર્તા.

જાણીને રત્નગર્ભે ફરીથી શ્લોક ગાયો. એટલે તરત નિમાઇએ ઉઠી રત્નગર્ભને આલિંગન આપ્યું.

નિમાઇના આલિંગથી રત્નગર્ભ પણ પ્રેમ-વિહ્વલ થઇ ગયા અને તે પણ નિમાઇની પેઠે પૃથ્વીપર પડી ગયા. રત્નગર્ભ નિમાઇના પ્રથમ કૃપા પાત્ર થયા.

રત્નગર્ભ કોઇ વાર નિમાઇના ચરણુ પકડે છે, કોઈ વાર રૂદન કરે છે, કોઇ વાર શ્લોક ભણે છે. ત્યાં ગદાધર તો હતાજ. જ્યાં નિમાઇ ત્યાં ગદાધર હોવા જોઇએ. તેમણે જોયું કે જેમ જેમ રત્નગર્ભ શ્લોક ગાય છે તેમ તેમ નિમાઇ અસ્થિર થાય છે. નિમાઇ ધૂળમાં તરફડે છે તે જોઇ ગદાધરનું હૃદય ચીરાઇ જતું તેથી તેમણે રત્નગર્ભને શ્લોક ભણવાની ના કહી. તેથી કરીને જ્યારે નિમાઇ "બોલો" "બોલો" કહેવા લાગ્યા ત્યારે રત્નગર્ભ બીજી વાર શ્લોક બોલ્યા નહિ.

થોડી વાર પછી નિમાઇ કાંઇક શુદ્ધિમાં આવ્યા. તે સમયે તેમનું સુવર્ણ અંગ ધૂળમાં ધુસરિત થયું હતું. કેટલીક વારે સંપૂર્ણ ચેતન પ્રાપ્ત થયાથી તે એકદમ ઉઠી બેઠા થયા અને લજ્જિત ભાવથી બોલ્યા, "ભાઇઓ, મેં કાંઇ [1]અયોગ્ય વર્તન તો નથી કર્યું?" કોઇએ કશો ઉત્તર આપ્યો નહિ. પછી બધા તેમને લઇને ગંગાસ્નાન કરવા ગયા.

---

૧. બંગાળીમાં મૂળ શબ્દ "ચંચળતા" છે. ગુજરાતી કરતાં બંગાળીમાં આ શબ્દ જુદોજ ભાવ બતાવે છે. બંગાળીમાં "ચંચળતા" નો અર્થ "ઠરેલપણા" થી ઉલટો છે. ચંચળ એટલે ઠરેલ-ઠાવકો નહિ તે.

ત્યાર પછી બીજે દિવસે પ્રાતઃકાળમાં નિમાઇ પોતાના શિષ્યોને લઇને પાઠશાળામાં ગયા. તેઓએ ગઇ કાલનું અદ્‌ભુત વૃત્તાંત જોઈ આનંદમાં રાત્રિ પસાર કરી હતી. તે સમયે નિમાઇનું દર્શન કરવાથી તેમના મનમાં જે ભક્તિ ઉદય પામી હતી તે હજી સુધી સંપૂર્ણ અંશે રહી હતી. તેઓએ સવારે દીઠું તો તેમના યુવાન અધ્યાપક પોતાની બેઠક પર યોગાસને બેઠા હતા. સુવર્ણની પ્રતિમા જેવા દેહમાંથી મહાપુરુષની માફક એક પ્રકારનું તેજ બહાર આવતું હતું. તેમનું સરળ સુંદર વદન મ્લાન પણ આનંદમય હતું. પદ્મચક્ષુ રોઇ રોઇ રક્ત. વર્ણ બની ગયાં હતાં. તરૂણ અધ્યાપક મહા પ્રયત્નથી પણ અશ્રુનુ નિવારણ કરી શકતા ન હતા. એવી અપરૂપ મૂર્તિ શિષ્યો જોઇ રહ્યા હતા. નિમાઇનું ચરિત્ર, અને વિશેષે કરીને તેમનો ગઇ રાત્રિનો વ્યવહાર જોઈ તેઓને ખાત્રી થઇ હતી કે નિમાઇ શુકદેવ અથવા પ્રલ્હાદ અથા સ્વયં નારાયણ હોવા જોઇએ. મનુષ્યનું આવું આચરણ હોઇ શકે નહિ. નિમાઇ જે પરમાનંદમાં નિમગ્ન થઇ બેઠા હતા તેનો ભંગ કરી સામાન્ય પાઠ સાંભળવાની કોઇ શિષ્યની વૃત્તિ થઇ નહિ. એવામાં નિમાઇ ચેતનાવસ્થામાં આવતાં લજ્જા પામ્યા. તેમણે શિષ્યોને સંબોધન કરીને કહ્યું, "ભાઇઓ, આ પ્રમાણે વર્તીને હું તમને છેતરી શકતો નથી. મારી હવે તમારી પાસે એક પ્રાર્થના છે. મને તમે કૃપા કરીને છોડી દો. હું હવે તમને ભણાવી શકનાર નથી. હું તમને કહી ગયો છું કે જ્યારે હું ભણાવવા બેસું છું ત્યારે મારી સમક્ષ આવીને એક કૃષ્ણવર્ણ શિશુ મુરલી વગાડે છે; એટલે મારી સઘળી બુદ્ધિ લુપ્ત થાય છે. હવે મારા મુખમાં કૃષ્ણ નામ સિવાય બીજું કાંઇ આવી

શકતું નથી. તેથી મારી પાસે ભણુવાની આશા રાખવી એ કેવળ વિડંબના છે. હું સરળ મનથી તમને રજા આપું છું કે તમારી જેની પાસે ભણુવાની ઇચ્છા હોય તેની પાસે જઇને ભણો અને મને મુક્ત કરો." એમ કહી નીચે મ્હોડે રૂદન કરતાં કરતાં નિમાઇ પોતાની પોથીની દોરી બાંધવા લાગ્યા.

સેંકડો શિષ્યો એક ચિત્તે નિમાઇનું કહેવું સાંભળતા હતા. કરૂણ સ્વરથી તે જે કહેતા હતા તેના પ્રત્યેક શબ્દ તેમના સર્વના હૃદયને ઝેરી બાણુની માફક વીંધી નાંખતા હતા. અધ્યાપકનાં સજળ નેત્ર જોઈ તેમનાં સર્વનાં ગાત્ર શિથિલ થઇ ગયાં હતાં.

હવે તેઓથી ધૈર્ય રાખી શકાયું નહિ. સર્વ મોટેથી રુદન કરવા લાગ્યા. પછી એક વડો શિષ્ય રૂદન કરતો કરતો હાથ જોડી બોલ્યો, "ગુરૂદેવ ! તમને મુકીને અમે કોની પાસે ભણીશું ? બીજાની પાસે ભણુવાની અમારી વૃત્તિજ શી રીતે થાય ? તમારા જેટલો સ્નેહ રાખીને અને યત્ન કરીને અમને કોણુ ભણુાવશે ? તમારી પાસે અમે જે કાંઇ શીખ્યા છીએ તેજ ઘણું છે. અમને તેનું વિસ્મરણુ ન થાય એટલોજ હવે આશીર્વાદ આપો. અમે તમારી સાથે રાત દિવસ રહી શકતા. હવે તેમ બનનાર નથી એ સંભારી અમારૂં હૃદય વિદીર્ણુ થઇ જાય છે." આ વાત જ્યારે થતી હતી ત્યારે સઘળા શિષ્યો પોકે પોક મૂકી રોતા હતા અને કોઇ કોઇ રોતા રોતા પોથીની દોરી વીંટતા હતા.

પછી તરૂણુ અધ્યાપકે પોતાની નજીક જે શિષ્યો બેઠા હતા.

તેમને બે હાથે સ્નેહભર આલિંગન દીધું અને તેમનું શિર[1] સૂંધ્યું. જેટલા શિષ્યો ત્યાં હતા તેઓને સર્વને પોતાની પાસે બોલાવ્યા. અધ્યાપકનો કંઠ રૂંધાઇ ગયો હતો તેથી હવે વધારે બોલી શકાતું ન હતું. પછી તેમણે દરેકને પાસે તેડી આલિંગન દીધું, મસ્તક સૂંધ્યું અને મુખ ઉપર ચુંબન કર્યું. સેંકડો વિદ્યાર્થીના ક્રન્દનરવથી તે સ્થાન અને આસપાસનો પ્રદેશ કારૂણ્યરસથી પરિપૂર્ણ થઇ ગયો. અતિ કષ્ટે ધૈર્ય રાખી નિમાઇએ કહ્યું, " ભાઇઓ ! હું તમારો અધ્યાપક છું. આશીર્વાદ દેવાનો મારો અધિકાર છે. હું ખરા મનથી તમને સર્વને આશીષ દઉં છું કે જો મેં એક દિવસ પણ શ્રી-કૃષ્ણનું ભજન કર્યું હોય તો તમારા હૃદયમાં વિદ્યાની સ્ફુર્તિ થજો. અરે! વિદ્યાનું એ શું પ્રયોજન છે? શ્રીકૃષ્ણનું શરણુ લ્યો. તેમનુંજ ગુણગાન કરો. તેમનુંજ નામ શ્રવણ કરો. જે ભણ્યા છો તે બસ છે. હવે આપણે બધા મળી કૃષ્ણ–ગુણ–ગાન કરીએ."

શિષ્યો નીચું મ્હો કરી રૂદન કરી રહ્યા હતા. નિમાઇ મહા કષ્ટે હૃદયના વેગનું સંવરણ કરી મનનો ભાવ પ્રકટ કરતા હતા. જરા વાર અટકી નિમાઇ કહે, " ભાઇઓ ! આટલા દિવસ એકઠા બેસી ભણ્યા ગણ્યા. હવે તમે મને કૃતાર્થ કરો. એકવાર કૃષ્ણ કીર્તન કરી મારૂં હૃદય શીતળ કરો અને મારી ઇચ્છા તૃપ્ત કરો."

શિષ્યો તે સમયે ભક્તિ–સાગરમાં ડૂબી ગયા હતા. તેમની પણ

---

[1] પુત્રનું અને શિષ્યનું શિર સૂંધવાનો પ્રાચીન રિવાજ છે. પ્રાચીન કાવ્યો અને નાટકોમાં અનેક સ્થળે એનાં દષ્ટાંત મળી આવે છે. ઉદાહરણ–વિક્રમો-ર્વશીય અંક ૫.

ભાષાન્તર કર્તા.

એવી દૃઢ ઇચ્છા હતી કે એ પ્રમાણે કાંઇ કરીને મનના વેગને શાંત કરીએ. તેથી નિમાઇની આ વાત સાંભળી તેઓએ કહ્યુ, "ગુરૂદેવ, તે પણ ઠીક છે. અમે કૃષ્ણ-કીર્તન કરીએ પણ કૃષ્ણ-કીર્તન કેવા પ્રકારનું હોય તે અમે જાણુતા નથી. અમને તમે શીખવો."

ત્યારે નિમાઇ કહે, "આવો, આપણે કૃષ્ણ-કીર્તન કરીએ."

રાગ કેદાર.

**हरि हरये नमः कृष्णाय यादवाय नमः**
**यादवाय केशवाय गोविन्दाय नमः**
**गोपाल गोविन्द राम श्रीमधुसूदन.**

નિમાઈ તાળી વગાડી તાલ આપી શિષ્યોને આ ગીત શીખવવા લાગ્યા. શિષ્યો પણ તાળી વગાડી શીખવા લાગ્યા. ગીત ઘણું સહેલું હતું. તેઓ અનાયાસે શીખી ગયા. નિમાઇ મધ્યમાં બેસી ગાવા લાગ્યા. અને શિષ્યગણ આસપાસ કુંડાળામાં બેસી તાળી વગાડતા વગાડતા તેમની સાથે ગાવા લાગ્યા. થોડો સમય જતાં પ્રેમનો તરંગ ઉઠવા લાગ્યો; સઘળા આનંદથી ઉન્મત્ત થવા લાગ્યા; કોઇ લાગણી વેગભર થવાથી પૃથ્વીપર ગબડવા લાગ્યા; કોઇ નૃત્ય કરવા લાગ્યા.

"કોઇ નાચે, કોઇ ગાય, કોઇ ધરણી ઢળે"

ચૈતન્ય ભાગવત.

મહા કલરવ થઇ રહયો. લોકો કૌતુક જોવા દોડી આવ્યા. પણ તેમની સન્મુખ થતું આ કાંડ જોઇ કોઇને તમાસો જોવાની ઇચ્છા રહી નહિ. સઘળા ભક્તિથી ગદગદ થઇ પ્રણામ કરવા લાગ્યા.

નિમાઇનો ભાવ જોઇ તેઓ સ્તંભિત થઇ ગયા. સૌ બોલ્યા કે જગત્માં આવી ભક્તિ અમે અત્યાર સુધીમાં કોઇની જોઇ નથી.

નવદ્વીપમાં નામકીર્તનની આ પ્રથમ ઉત્પત્તિ હતી. નૃત્ય ગીતથી શ્રીભગવાનના ચરણની પ્રાપ્તિ થાય છે એ વાત નિમાઇએ પ્રથમ જગતના લોકોને બતાવી. એક પ્રાચીન પદમાં વાસુદેવ ઘોષ નિમાઇને સંબોધન કરીને કહે છે:—

> અમારા પારસમણિને કોની તુલના દીજે? ટેક.
> પારસમણિને ગુણે, જગતના જીવગણ,
> ગીત નૃત્ય કરી બન્યા સુવર્ણ સ્હેજે.

શ્રીભગવત પ્રાપ્તિ નિમિત્ત યાગ, યજ્ઞ, પૂજા, તપસ્યા, અર્ચના, પ્રાર્થના વગેરે નાના ઉપાય અત્યાર સુધી પ્રચલિત હતા. નિમાઇએ પ્રથમ સિદ્ધ કરી બતાવ્યું કે શ્રીભગવાન આનંદમય છે અને તેનું ભજન પણ આનંદમય છે. આ "**હરિ હરયે નમઃ**" વાળું ગીત પ્રથમ શકે ૧૪૩૦માં ગવાયું. આજ પણ એજ સુરમાં એ ગીત નિમાઈના ભકતો ગાય છે. નીમાઇના કંઠમાંથી જે શકિતનો એ ગીતમાં સંચાર થયો હતો તે શકિત અત્યારે સંપૂર્ણ રૂપે નથી રહી તોપણ હજી ઘણી છે. હજી પણ આ ગીત ગાતાં ગાતાં નિમાઇના ભકતો આનંદમાં નૃત્ય કરતાં કરતાં ગબડી પડે છે અને કોઇ કોઇ પ્રેમને લીધે મૂર્છિત થઇ જાય છે.

તે દિવસથી નિમાઇના અનેક શિષ્ય તેમના ભકતો થયા. ઘણાક તો ઉદાસીન થઇ સંસારથી બહિર્મુખ થઇ ગયા.

# અધ્યાય ૧૦ મો

## અદ્વૈત નિમાઇનું પૂજન કરે છે.

બાપુ નિમાઇ ! શું થયું તુને ! કેમ રૂવે રાતદહાડી ?
બળરામદાસ.

આ સમયે નિમાઇની કેવા પ્રકારની અવસ્થા હતી તેનું વર્ણન કરવામાં આવશે. જ્યારે પરાયા મનુષ્ય તેમની પાસે હોય ત્યારે મહા પ્રયત્ને તે પોતાના ભાવનું સંવરણ કરતા. જ્યારે ભાવનું સંવરણ થઇ શકતું નહિ ત્યારે ઘરમાં જતા રહેતા. અંતરંગ મનુષ્યોના સહવાસમાં ભાવનું સંવરણ કરતા નહિ. જ્યારે કોઇ અત્યંત નિજજન નજરે પડતો ત્યારે તેને કંઠે વળગી રૂદન કરતા. જો કાંઇ બોલી શકાતું તો માત્ર "કૃષ્ણ કયાં હશે ? તેમને જોયા છે ? શું મને તે દર્શન આપશે ?" એટલુંજ બોલી શકતા. નિરંતર અશ્રુપાત કરવાથી નેત્ર રકતવર્ણ થયાં હતાં અને તેમાંથી અશ્રુની અખંડ ધારા ટપકતી હતી. પળ પણ અશ્રુધારાનો વિરામ ન હતો. સ્નેહી સ્વજન કાંઇ પૂછતાં ત્યારે કશો ઉત્તર આપતા નહિ અથવા તો પૂછ્યું હોય કાંઇ અને કહેતા કાંઇ.

શચી તદ્દન વ્યાકુળ થઇ ગયાં. પુત્રની આવી હાલત કેમ થઇ હશે ? નિમાઇને બોલાવતાં ઘણી વાર ઉત્તરજ ન મળતો કોઇ વાર જવાબ મળતો તો તેમાં સમજણ પડે એવો ન હતો. કોઇ વાર નિમાઈ કહે "મા ! મને કેવી પીડા થાય છે તે હું કહી શકતો નથી. મને માત્ર રૂદન કરવુંજ ગમે છે." વળી કોઇ વાર કહેતા "મા, મને છોડી દો. હું કૃષ્ણને શોધવા વૃન્દાવન જઇશ" કોઇ વાર ગાંડાની

માફક શચીને યશોદા માતા કહીને બોલાવતા અને બાળક પ્રમાણે હસતા. ×

શચીની ઇચ્છા એ હતી કે નિમાઇ બીજા યુવકોની પેઠે ખાઇ-પીને વિલાસ કરે અને ઘરમાં બીજાઓની પેઠે ચેતન અવસ્થામાં રહી વાતચીત કરે. શચીનું વય તે વખતે આશરે ૬૭ વર્ષનું થવા આવ્યું હતું. વળી બીજો પુત્ર કે પુત્રી તેને ન હતાં. પુત્રની હકીકત સર્વની આગળ કહેવાની તેની ઇચ્છા થતી ન હતી પણ કહ્યા વગર ચાલે એમ પણ ન હતું. પુત્રના ચિત્તને પૂર્વની સ્થિતિએ લાવવાને તે રાત દિવસ બને તેટલા ઉપાય કરતાં. કોઇવાર સંસારની વાત કહેતાં, કોઇવાર તેમની વહુની વાત કરતાં, કોઇવાર જરા રીસ બતાવતાં અને કોઇવાર રડી પડતાં. આ પ્રમાણે નિમાઇને ચેતન દશામાં લાવવા શચી દેવી નાના પ્રકારના યત્ન કરતાં. નિમાઇને સંતોષ થાય એમ વિચારી વહુને હાથે તેમને ભોજન પીરસાવતાં અને પોતે તેમની આગળ બેસી તેમને પ્રેમથી જમાડતાં. પણ નિમાઇનું મન ભાવથી ચકચૂર હતું. માત્ર રોજના અભ્યાસને લીધે જમતા હતા. એક દિવસ નિમાઇને સચેતન કરવા શચી તેમની આગળ આવીને બેઠાં પણ નિમાઇનો મસ્ત ભાવ તેવો ને તેવોજ રહ્યો.

---

+ શ્રી નિમાઈની અવસ્થા સાથે શ્રી રાધાની અવસ્થાની સરખામણી કરવી. શ્રી રાધાની પ્રેમ–ભક્તિનું કેવું સ્વરૂપ છે તે બતાવવાનો એમનો ઉદ્દેશ હતો. શ્રીગૌરાંગ બહારથી રાધા અને અંદરથી શ્રીકૃષ્ણસ્વરૂપ જ વાંચતાં આ બાબત વધારે સ્પષ્ટ થશે.

ભાષાન્તર કર્તા.

શચી પૂછે પ્રશ્ન પણ એકજ ઉત્તર,
કૃષ્ણ વિના નહિ કશું બોલે વિશ્વંભર.

ચૈતન્ય ભાગવત.

શચી કહે, "નિમાઇ ! આજ શું ભણ્યો ?"

નિમાઇ—"કૃષ્ણ નામ ભણ્યો."

શચી—"હું તે નથી પૂછતી. પણ આજે શું જ્ઞાન મેળવ્યું ?"

નિમાઇ—"રાધા કૃષ્ણ."

શચી—"તે નહિ. નિમાઇ ! મારા સમ. બરાબર વાત કર."

ત્યાર પછી નિમાઇ સચેતન થાય અને લજ્જા પામી કહે, "મા ! ક્ષમા કરો હું એક બાબતના વિચારમાં હતો."

શેરીના લોક પોતાના પુત્રને ગાંડો ઠેરવતા હતા એ ચિન્તાને લીધે શચી માતા ઘણાં વ્યાકુળ થતાં હતાં. તેઓ કહેતા કે તમારો છોકરો ગાંડો થઇ ગયો છે. તેને બાંધી રાખો. આવી આવી વાતો સાંભળ્યાથી શચીથી હવે નિમાઈની વાત ગુપ્ત રાખી શકાઇ નહિ. પછી પોતાના સ્વામીના પરમ મિત્ર અને પરમ ભક્ત શ્રીવાસ પંડિતને ઘેર તેમણે એક માણસ મોકલ્યો અને બધી વાત તેમને જાહેર કરી. નિમાઇ પરમ ભક્ત બની ગયા છે જાણી તેમને મળવા આવવાની શ્રીવાસને ઇચ્છા થઇજ હતી પણ ગમે તે કારણને લીધે આજ સુધી જઇ શક્યા ન હતા. અત્યારે શચીને મ્હોડેથી નિમાઇના ભાવનું વૃત્તાંત સાંભળી તેજ ઘડીએ તેમને જોવા આવ્યા.

નિમાઇ પંડિતને ઘેર શ્રીવાસ જઇને જુએ છે તો તે હાથ જોડી તુલસી વૃક્ષની પ્રદક્ષિણા કરતા હતા અને તેમના નયનજળથી તે સ્થાન ભીંજાઇ ગયું હતું. શ્રીવાસ પોતે પરમ ભક્ત હતા

તેથી તેમને જોઇ નિમાઇની કૃષ્ણભક્તિનો જુઆળ એકાએક વ્હડી આવ્યો. તે શ્રીવાસને ભક્તિપૂર્વક પ્રણામ કરવા ગયા પણ કરી શકયા નહિ. પ્રણામ કરવા જતાં મૂર્છિત થઇને પૃથ્વીપર પડી ગયા. પછી અનેક યત્ને નિમાઇ સચેતન થયા. જાગૃત થયા પછી કૃષ્ણ કૃષ્ણ કહી રૂદન કરવા માંડયું. નિમાઇનો આ સર્વ અપૂર્વ ભાવ શ્રીવાસ વિસ્મિત થઇને જોતા હતા.

થોડી વાર પછી નિમાઇને સંપૂર્ણ બાહ્યજ્ઞાન થયું ત્યારે શ્રીવાસને પુનઃ પ્રણામ કર્યા. શ્રીવાસને પોતાના આત્મીય જાણી નિમાઇ તેમને કહેવા લાગ્યા, "પંડિત ! તમે કૃપા કરી મને જોવા આવ્યા છો. હવે મારે શું કરવું તે મને કહો. હું કોઇ પણ રીતે મારાં અશ્રુ ખાળી શકતો નથી. મને વારંવાર ગાઢ મૂર્છા આવે છે. લોક કહે છે કે મને વાયુરોગ થયો છે. કોઇ કોઇ એમ પણ કહે છે કે મને બાંધી રાખી શિવાદિઘૃતનો ઉપયોગ કરવો જોઇએ. મારાં મા આથી ઘણાં ગભરાય છે. મને શું થાય છે તે હું પણ કાંઈ સમજી શકતો નથી. હું મારા મનને સ્વવશ રાખી શકતો નથી."

શ્રીવાસથી એકાએક હસી દેવાયું. તેમણે સહાસ્ય ઉત્તર આપ્યો, "નિમાઇ ! તમારામાં જે પ્રકારનો વાયુરોગ મારા જોવામાં આવે છે તેવા રોગની તો બ્રહ્માદિ દેવતાઓ પણ વાંછના રાખે છે. તમે તમારો વાયુ જરા મને આપો એટલીજ મારી ભિક્ષા છે. તમે પરમ ભાગ્યવાન છો. ત્રણ જગતમાં તમારા જેવો ભાગ્યવાન કોઇ નથી. તમારા ઉપર કૃષ્ણની સંપૂર્ણ કૃપા થઈ છે. તમારી જે ભક્તિ હું જોઉં છું તેવી ભક્તિ જીવને સંભવે કે નહિ તે મારા

જાણુવામાં નથી. " શચીદેવી ઉભાં ઉભાં સર્વ સાંભળતાં હતાં તેમ-નાથી કેટલુંક સમજાતું હતું. કેટલુંક નહોતું પણ સમજાતું.

શ્રીવાસના મુખથી આ વાત સાંભળી નિમાઇએ તેમને હૃદય સાથે ચાંપી આલિંગન દીધું. પછી તેમણે કહ્યું, " બધા વાયુરોગ કહે છે. હું માત્ર તમારીજ રાહ જોતો હતો. તમે જો મને વાયુરોગ-વાળો ઠરાવ્યો હોત તો હું જરૂર ગંગામાં પ્રવેશ કરી પ્રાણુત્યાગ કરત. તમે આશ્વાસન આપી મારા ઉપર અને મારાં મા ઉપર મ્હોટો ઉપકાર કર્યો છે. નિમાઇના આલિંગનને પ્રભાવે શ્રીવાસનું ગાત્ર પરમાનંદથી પુલકિત થઈ ગયું. તેમણે શચી તરફ ફરીને કહ્યું, " તમે મૂર્ખ લોકની વાત ઉપર વિશ્વાસ રાખી ફોકટ ઉદ્વેગ કરશો નહિ. તમારા પુત્રને વાયુરોગ નથી થયો. એ તો કૃષ્ણુપ્રેમ. તો પણ આવા પ્રકારનો પ્રેમ જીવને સંભવે છે તેવું આજ સુધી હું જાણુતો ન હતો. તમે નિશ્ચિંત રહેજો. કોઇને કશું કહેશો નહિ. કૃષ્ણુનાં કાંઇ કાંઇ રહસ્ય આપણા જોવામાં આવશે. "

પછી તેમણે નિમાઇને કહ્યું, " નિમાઇ ! સૌ સૌની ઇચ્છા પ્રમાણે બોલે. તે તમારે કે મારે સાંભળવાનું શું પ્રયોજન છે ? મારે ઘેર આવજો. આજથી આપણે બધા મળી મારે ઘેર સંકીર્તન કરીશું " નિમાઇએ કબૂલ રાખ્યું. શચી પણ કાંઇક શાંત થયાં. તોપણ તેમનો ભય તદ્દન ગયો નહિ, કેમકે વિશ્વરૂપની વાત હજી વિસારે પડી ન હતી. નિમાઇનો ભાવ જોઇ તેમને મનમાં વિચાર આવવા લાગ્યા કે કદાચ નિમાઇ પણ સંન્યાસી થઇને ચાલ્યા જશે.

ઉપર કહેવામાં આવ્યો તે નિમાઇનો આભ્યંતરિક ભાવ. બહારથી તેમનો ભાવ જૂદોજ પ્રકારનો હતો. સવારમાં જ્યારે તે ગંગાસ્નાન કરવા જતા ત્યારે બહારના લોક તેમની નજરે પડતા. બાકીનો બધો સમય એકાંતમાંજ રહેતા. આ અવસ્થામાં પોતાના આત્મીય મંડળ વિના બીજાનો સહવાસ તેમને ગમતો નહિ. ગંગાસ્નાન વેળા જ્યારે તે બહાર નીકળતા ત્યારે તેમનું રક્ષણ કરવા ગદાધર તથા એવા બીજા એક બે મિત્રો હંમેશ તેમની સાથે ને સાથેજ રહેતા. પરાયા માણસને જોઇ નિમાઇ એક બાજુએ ખશી જતા પણ ભકતને જોઇ છુપાતા નહિ. તોપણ અંતરનો ભાવ છુપાવી નયન જળ લૂંછી નાંખતા અને પાસે જઇ કોઇને પ્રણામ કરતા, કોઇને સાષ્ટાંગ નમસ્કાર કરતા. "આ શું કરો છો ?" કહી તેઓ હંમેશાં તેમને અટકાવતા. નવદ્રીપ જ્યાં વિદ્યાનુંજ સામ્રાજ્ય હતું, તે નગરના રાજા જેવા નિમાઇ પંડિત આ પ્રમાણે દીનતાથી ક્ષુદ્ર લોકોને પ્રણામ કરે એ વાતજ સર્વને કુંઠિત કરે એવી હતી. પણ નિમાઇનું મુખ જોતાંજ તેઓનો કુંઠિત ભાવ જતો રહેતો. હૃદયમાં કારૂણ્ય રસ ઉભરાઈ આવતો અને કેટલાક તો ગળગળા થઇ જતા. કારણકે નિમાઇનું મુખ જોઇ સર્વને સમજાતું કે તે વિનયના ભંડાર જેવા હતા. વાસ્તવિક રીતે તે પોતાને તૃણથી પણ નીચ સમજતા અનેતેથી તે સર્વને ચરણે પડતા. એ પ્રમાણે નિમાઇ કોઇના હાથમાંથી ફૂલની છાબ ઉપાડી પોતે તે ઉંચકીને ચાલતા. કોઇનાં વસ્ત્ર પોતાના હાથમાં લઇ લેતા. કોઇ સ્નાન કરી રહેતું તો એકદમ જઇ તેનું વસ્ત્ર નીચોવી નાંખતા. બધા ખેદ જણાવી નિષેધ કરતા. ત્યારે નિમાઇ જવાબ દેતા, "મેં સાંભળ્યું છે કે ભકતની સેવા કરવાથી

કૃષ્ણની કૃપા મળે છે. તમારી સર્વની સેવા કરવાના મહાભાગ્યથી મને શા માટે વંચિત રાખો છો?" આવો દીનભાવ જોઇ જોનારનું મન કોમળ થતું. વળી મહા તેજસ્વી પુરૂષમાં આવા પ્રકારની દીનતા જોવાથી હૃદય દ્રવે છે અને ચિત્ત મોહિત થાય છે. તેથી નિમાઇની દીનતા જોઇ સર્વનાં હૃદય દ્રવિત થાય એમાં શું આશ્ચર્ય છે?

કેટલાક ભક્તો કહેતા, "તમારા ઉપર શ્રીકૃષ્ણ કૃપા કરો." ઉત્તરમાં નિમાઇ કહેતા, "જ્યારે તમારી મારા ઉપર આટલી બધી કૃપા છે ત્યારે જરૂર મારા નસીબમાં ઘણું સારૂં લખેલું છે." નિમાઇ જેવા માનવંતા પુરૂષનું દૈન્ય જોઇ ભક્ત અને અભક્ત સર્વ વિસ્મિત અને મુગ્ધ થતા.

કેટલોક સમય વીતતાં નિમાઇ વિષે અનેક સ્થાને નાના પ્રકારની ચર્ચા થવા લાગી. જે પંડિતો નિમાઇની પ્રતિભાથી અંજાઇ ગયા હતા તેઓમાંના કોઇ કોઇ વિદ્રોહ કરવા લાગ્યા. પણ નિન્દા કરનાર લોક જ્યારે નિમાઇને જોતા ત્યારે તેમનું સરળ, સ્વચ્છન્દ, આનંદપૂર્ણ, કારૂણ્યઉદ્દીપક ચંદ્રવદન જોઇ તેમના હૃદયનો મલિન ભાવ નષ્ટ થતો.

જેઓ વિષ્ણુભક્ત હતા તેઓ ઘણા સુખી થતા. થોડીવારમાં આ વાત અદ્વૈતના મંડળમાં ચર્ચાઇ. પૂર્વે કહેવામાં આવ્યું છે કે અદ્વૈત તે વખતે વૈષ્ણવ સમાજના અગ્રણી હતા. તેમના મંડળમાં વૈષ્ણવો જતા, ગ્રંથો વાંચતા, કૃષ્ણ કથા સાંભળતા અને એકઠા મળી કીર્તન કરતા. એક દિવસ ત્યાં સભા પુરેપુરી ભરાઇ હતી તેવામાં કોઇએ નિમાઇની વાત કહાડી. તેણે કહ્યું કે જે નિમાઇએ

પોતાની વિદ્વત્તાથી દિગ્વિજય કર્યો હતો, જે વૈષ્ણવને જોતાં તેની મશ્કરી કરતા તે નિમાઇને આજે જોતાં જણાય છે કે તે દીન, કંગાલ થઇ ગયા છે. તેમની ભક્તિ જોઇ શુકદેવ અથવા પ્રલ્હાદનું સ્મરણ થાય છે. બધાથી તેમના મનનો ગૂઢ ભાવ સમજાતો નથી પણ જેઓ સમજી શક્યા છે તેઓ નિમાઇને મનુષ્ય ગણતા નથી.

આ સાંભળી અદ્વૈત ગદગદ સ્વરે બોલ્યા, "ગઇ રાત્રે મને જે સ્વપ્ન આવ્યું હતું તે તમારી આ વાત સાંભળી તમને સર્વને કહું છું. ગીતાની એક પંક્તિનો અર્થ મારાથી બરાબર સમજાતો ન હતો તેથી હું ઉપવાસ કરીને સૂઇ ગયો હતો. પાછલી રાત્રે કોઇ આવીને મને બોલાવી કહેવા લાગ્યું, "આચાર્ય ! ઉઠો તમારાથી જે શ્લોક સમજાતો નથી તેનો અર્થ આ પ્રમાણે છે. હવે તમે શા માટે મનમાં કલેશ કરો છો ? તમારો સંકલ્પ સિદ્ધ થયો છે. હું પોતે અહિં આવ્યો છું. હવે શ્રીકૃષ્ણકીર્તનનો આરંભ થશે અને જીવગણનો ઉદ્ધાર થશે"

"મેં આ વાત સાંભળી આંખ ઉઘાડી. જોઉંછું તો મારી સાથે વિશ્વંભર (નિમાઇ) વાત કરે છે. જોતજોતામાં તે અદૃશ્ય થઇ ગયા. ત્યારથી મારૂં શરીર આનંદથી પુલકિત થયું છે. બાળપણમાં જ્યારે એ વિશ્વંભર પોતાના ભાઇ વિશ્વરૂપને તેડવા મારે ઘેર આવતા ત્યારે એ દિગંબર બાળકને જોઇ મારૂં ચિત્ત તેના તરફ આકર્ષાતું. હું વિચાર કરતો કે આ છે કોણ ? હું શ્રીકૃષ્ણનો દાસ છતાં આ બાળક મારા હૃદય ઉપર આટલો અધિકાર કેમ મેળવી શકે છે ?* નીલાંબર ચક્રવર્તિનો દૌહિત્ર, જગન્નાથનો પુત્ર,

---

*જીવ માત્રને આકર્ષે તે કૃષ્ણ. શ્રીગૌરાંગ એજ શ્રીકૃષ્ણ એની આ એક સાબીતી છે.

વિશ્વરૂપનો ભાઇ, પોતે દિગ્વિજયી પંડિત એવા પુરૂષમાં આજે ભક્તિ ઉદય થવા પામી છે એ આપણા પરમ ભાગ્યોદયની વાત છે. અથવા આના કરતાં નિમાઇ જો વિશેષ "પુરૂષ" હશે તો જરૂર આ દાસને ઘેર તે એકવાર પધારશે એવી મારે તેની સાથે વાત થએલી છે."

અદ્વૈત શ્રીકૃષ્ણના એકાન્ત ભક્ત હતા. તેથી તે એમ ધારતા હતા જો શ્રીકૃષ્ણનો અવતાર થયોજ હશે તો પ્રથમ તે મારી પાસે આવશેજ આવશે.

અદ્વૈતચાર્યનું વય તે સમયે સીત્તેર વર્ષથી વધારે હતું. જગત્માં તેમના જેવો ભગવાનનો ભક્ત બીજો ન હતો. તોપણ તે એક પ્રકારના દુઃખથી ઘણા વ્યાકુળ હતા. એ દુઃખથી ભક્ત માત્ર પીડાતા જોવામાં આવે છે. જીવગણ પ્રતિ કૃપા કરી શ્રીભગવાન આ દુઃખ ભકતોને આપે છે. જીવો ભગવાનના અભય ચરણને ભૂલી જાય છે એ વાત અદ્વૈતના મનને ઘણું સંતપ્ત કરતી હતી. તે પોતાની સાથે બેસનાર ઉઠનારની સાથે હંમેશાં એજ વાત કરતા હતા. તે કહેતા કે મનુષ્યો એવાં મલિન થયાં છે કે ભગવાન સિવાય બીજા કોઇથી તેમનો ઉદ્ધાર થઇ શકવાનો નથી. કોઇવાર એમ પણ કહેતા કે, "તમે શાંત થાઓ. તે પોતે થોડા વખતમાં આવીને સર્વને પ્રત્યક્ષ દર્શન આપશે." કોઇવાર "આવો, આવો" પુકારી એવી ગર્જના કરતા કે તેમના પાર્ષદો કંપી ઉઠતા. વળી એકાંતમાં શાસ્ત્રવિધિ પ્રમાણે રાતદિવસ શ્રીવિષ્ણુને ગંગાજલ અને તુળસી ન્હવડાવી એજ કામનાથી ભજન કરતા. તે કહેતા "હે પ્રભો! હે ભગવાન્! તમે આવો. તમે આવી જીવોનો ઉદ્ધાર કરો."

એ પ્રમાણે રાતદિવસ શ્રીભગવાનને તે આકર્ષતા હતા. શ્રીભગવાન તેમની પાસે સ્વપ્નદ્વારા આવી "હું આવ્યો છું" એવી વાત કહી ગયા હતા. તેથી કરીને જે લોકો નિમાઇ સાથે નાના પ્રકારનો અનુભવ કરતા હતા તેમાંના કેટલાક મનમાં એવો તર્ક કરતા હતા કે શું નિમાઇ તે પોતે હશે?—એજ પ્રાણી માત્રના પ્રાણ, આરાધનાનું ધન અને ભક્તના ભગવાન હશે?

એક દિવસ નિમાઇ ગદાધરની સાથે અદ્વૈત આચાર્યના નવદ્વીપવાળા ઘરમાં જઈ ચ્હડયા. જુએ છે તો આચાર્ય તુળસીનું પૂજન કરતા હતા. અદ્વૈત ભક્ત-શિરોમણિ, તેમને જોઇ નિમાઇના હ્રદયમાં ભક્તનો તરંગ ઉછળી આવ્યો. તેજ ઠેકાણે તેજ સમયે એક હુંકાર કરી મૂર્છિત થઇ પૃથ્વી ઉપર પડી ગયા.

અદ્વૈતે મ્હોં ફેરવી જોયું. નિમાઇ મૂર્છિત અવસ્થામાં પડયા હતા. અદ્વૈત પાસે જઈ તેમના મુખનું નિરીક્ષણ કરવા લાગ્યા. નિમાઇનો ભાવ અને રૂપ જોઇ તેમના ચિત્ત ઉપર બળવાન આકર્ષણ થયું. જેમ જેમ તે અનિમેષ નેત્રે જોવા લાગ્યા તેમ તેમ વધારે મોહ પામવા લાગ્યા. મનમાં પૂછતા હતા, "તમે કોણ છો? હજારો વર્ષો પર્યંત તપસ્યા કર્યાથી પણ જેને આકર્ષી શકાતા નથી તે તમે આજે આપોઆપ ચાલીને મારે ઘેર આવ્યા છો? અહો! એમાં શું આશ્ચર્ય છે? તમારો સ્વભાવજ એવો છે. અહા! શું સુંદર મુખ! આવું વદન તમારા વિના બીજા કોનું સંભવે? અહો! શું તમારૂં સૌન્દર્ય છે? તમે કૃષ્ણ પોતે છો! તમે આ સમયે આવશો એવું શાસ્ત્રમાં લખ્યું નથી. ખરે તમે શાસ્ત્રથી પર છો. તમે ન હો તો મારો આત્મા આમ એકદમ

એંચાયજ કેમ? અહો આજ મારો કેવો મંગળ દિવસ!"
અદ્વૈતના મનમાં અનેક પ્રકારના અનુભવમાં ન આવી શકે એવા ભાવતરંગ રમવા લાગ્યા. એ તરંગ તેમના હૃદયને વિશ્વાસના કિનારાથી દૂર ધસડતા હતા. પણ થોડી વારમાં પાછા વિશ્વાસ તરફ તેને ખેંચી લાવતા હતા. પરિણામે અવિશ્વાસ એકદમ નષ્ટ થયો. તેમના મનમાં નિશ્ચયપૂર્વક જ્ઞાન થયું કે જેમને મેં ગંગાજળ અને તુળસી ચ્હડાવી આકર્ષણ કર્યું હતું તે પોતેજ મારી સન્મુખ આવી મૂર્છિત થઇ પડયા છે.

એટલે તરતજ બ્હાવરા બ્હાવરા ઘરમાં ગયા અને ગંગાજળ, ચંદન અને તુળસી લાવ્યા. નિમાઇના સુંદર ચરણયુગલને પ્રથમ ગંગાજળથી ધોયા. પછી ચંદનવાળાં તુલસીપત્ર નિમાઇના પાદપદ્મ ઉપર નીચેનો શ્લોક બોલી ચ્હડાવ્યાં. તે શ્લોકઃ—

नमो ब्रह्मण्यदेवाय गोब्राह्मणहिताय च ।
जगद्धिताय कृष्णाय गोविंदाय नमो नमः ।

અદ્વૈત આ શ્લોક ભણે છે, તુલસીપત્ર ચ્હડાવે છે, અને પુનઃ પુનઃ પ્રણામ કરે છે. ગદાધર ઉભા ઉભા આ સર્વ વ્યાપાર જુએ છે. ગદાધર હંમેશ નિમાઇની સાથેજ ફરતા. પોતાના પ્રાણ કરતાં પણ નિમાઇ તેમને વધારે પ્રિય હતા અને તેમની ભક્તિ એટલીજ ગાઢ હતી. તે અદ્વૈત આચાર્યને એક મહાપુરુષ માનતા હતા. અદ્વૈતને તુલસી ગંગાજળ લઇ નિમાઇના ચરણની પૂજા કરતા જોઇ ગદાધર ઘણા વિસ્મિત થયા. ગદાધરનો નિમાઇ ઉપર બેહદ પ્રેમ હતો. તેથી અદ્વૈત જો નિમાઇના ચરણનું પૂજન કરે તો

તેથી નિમાઇનું અકલ્યાણ થાય એવું ધારી ભયથી વ્યાકુળ થઇ તેમણે કહ્યું, "ગોસ્વામી! આ શું કરો છો? નિમાઇ આપનું બાળક, એણે આપનો શો અપરાધ કર્યો કે તમે તેનું અકલ્યાણ કરવા તૈયાર થયા છો?"+ ત્યારે અદ્વૈતે ગદાધર તરફ જોયું અને જરા મ્હોં મલકાવી કહ્યું, "ગદાધર! નિમાઇ કેવું બાળક છે તે તમને થોડાજ દિવસમાં સમજાશે" આ શબ્દો સાંભળી ગદાધરના મનમાં એક વાત એકાએક સ્ફુરી આવી કે શું નિમાઇ પંડિત ખરેખર પરમેશ્વરજ છે. આ વાત મનમાં આવતાં ગદાધરના મનમાં એક ક્ષણવાર આનંદ થયો પણ તરતજ ભય ઉત્પન્ન થયો. આનંદ થવાનું કારણ તો સ્પષ્ટ છે, પણ ભય શા માટે થયો જોઇએ તે વિષે વિચાર કરીએ. આજ સુધી ગદાધર એમ સમજતા હતા કે નિમાઇ પંડિત મારા છે. જો તે ભગવાનજ હોય તો તેને મારા પોતાના શી રીતે કહેવાય? તે તો હવે સર્વના થવાના. આ વિચારથી ત્રાસ પામીને નિમાઇથી એક બે કદમ દૂર હઠીને ગદાધર ઉભા રહ્યા.

એવામાં નિમાઇ જાગૃત થયા અને અદ્વૈતને પોતાના પગ આગળ બેઠેલા જોઇ બ્હાવરા બ્હાવરા ઉઠીને બેઠા થયા અને તેમને પગે પડી કહેવા લાગ્યા, "ગોસ્વામી! હું ભવસાગરમાં ડૂબકાં ખાઉં છું. તમે દયામય છો. મારો ઉદ્ધાર કરો. મારો આ અપવિત્ર દેહ તમને અર્પણ કરું છું. તમે મારા માથા ઉપર તમારા ચરણ મૂકી

---

+ વડીલ પુરુષ બાળકનું પૂજન કરે તો તેથી બાળકને પાપ લાગે એવી ભાવનાથી ગદાધરે અદ્વૈતને આ વચન કહ્યાં હતાં.

ભાષાન્તર કર્તા.

મને પાવન કરો. તમારાં દર્શન કરવાનું ઘણું મન હતું. આજે તમારા ચરણનાં દર્શન મને થયાં તેથી આજે મારો ભાગ્યોદય થયો એમ માનું છું."

આ સાંભળી અદ્વૈતના મનમાં એક સંદેહ ઉત્પન્ન થયો. તેમણે વિચાર્યું, "જો એ ખરેખર ભગવાનજ હોય તો મારાથી શા માટે ગુપ્ત રહે અને શા માટે આટલી બધી દીનતા બતાવે?" પણ અદ્વૈતે પોતાનો મનોભાવ પ્રકટ ન કરતાં નિમાઇએ જે કહ્યું હતું તેનો યોગ્ય ઉત્તર આપ્યો. તેમણે કહ્યું, "નિમાઇ, તમે મારા મિત્ર જગન્નાથના પુત્ર અને વિશ્વરૂપના બંધુ છો તેથી મને ઘણા પ્રિય છો. વૈષ્ણવોને મ્હોડેથી મેં સાંભળયું છે કે તમારા ઉપર શ્રીકૃષ્ણે સંપૂર્ણ કૃપા કરી છે. તે સાંભળી હું ઘણો કૃતાર્થ થયો છું. હવે આપણે બધા મળી યથેચ્છ રીતે કીર્તન કરીશું."

નિમાઇની દીનતા જોઇ તેમના પ્રતિ અદ્વૈતને જે સંદેહ ઉત્પન્ન થયો હતો તે ધીરે ધીરે વધી ગયો. "શું એ ભગવાનજ હશે?" આ વિચારમાં તે રાત દિવસ નિમગ્ન રહેતા. થોડા દિવસ પછી તેમના મનમાં વિચાર આવ્યો કે જો તે ભગવાનજ હશે તો અવશ્ય મારી ખોળ કરશેજ. એમ વિચારી નિમાઇની પરીક્ષા લેવાના ઇરાદાથી નવદ્વીપ છોડીને અદ્વૈત પોતાના શાંતિપુરવાળા ઘરમાં રહેવા ગયા.

"જો નિમાઇ ભગવાન હશે તો જરૂર મારી ખોળ કરશે," એવા વિચારથી નિમાઇને છોડીને અદ્વૈત ચાલ્યા ગયા. આ ઉપરથી અદ્વૈતના મહિમાનો ક્ષણવાર વિચાર કરો.

# અધ્યાય ૧૧મો.

## નિમાઇનો રાધાભાવ.

"શ્રીવાસ કેરે આંગણેરે, નાચે હરિ બોલી ગોરા;
હરિ હરિ બોલી નાચેરે, નાચે બાહુ કરી ઉંચા. શ્રીવાસ૦"

શ્રીવાસ નિમાઈને આગ્રહ કરીને પોતાને ઘેર કીર્તન કરવા તેડી લાવ્યા. શ્રીવાસને બીજા ત્રણ ભાઇ હતા. તેઓ સઘળા કીર્તનમાં પૂરા હતા. અપૂર્વ કીર્તનકાર મુકુન્દ દત્ત પણ સામેલ થયા. ગદાધર, મુરારિ, સદાશિવ વગેરે બીજા પણ ભક્તિમસ્ત મહાત્માઓ આવી મળ્યા. જ્યારે તેઓ સઘળા નિમાઇને વચ્ચે રાખી બેસતા ત્યારે નિમાઇ કાંઇક કહેવા જતાં મૂર્છિત થઈ જતા. સંકીર્તન થઈ શકયુંજ નહિ. કરવાનું પ્રયોજન પણ રહ્યું નહિ. એ નિમાઇનો પ્રભાવ હતો! સઘળા ભકતો પ્રેમમાં ઉન્મત્ત બની ગયા હતા. જ્યારે નિમાઇ રૂદન કરતા ત્યારે તેમના કરુણસ્વરથી પત્થર પણ પીગળી જતા ત્યાર પછી તે હસતા ત્યારે હસવાનો પણ વિરામ ન હતો. હાસ્યમાં એવી શક્તિ હતી કે અનેકને હાસ્યરસથી મુગ્ધ કરતા. કોઇવાર નિમાઇ એવા ધ્રુજતા કે સઘળા લોક તેમને પકડી રાખતા તોપણ તેમના કંપનું નિવારણ થઇ શકતું નહિ. કોઇવાર એકાદને ગળે વળગી અતિ કરૂણ સ્વરે રૂદન કરી કહેતા, "ભાઇ! કૃષ્ણને બોલાવી લાવી મારો પ્રાણ બચાવ." કોઇવાર એમ પણ કહેતા, "ભાઇ! કૃષ્ણનું ભજન કર. તેના સમાન બીજો કોઇ દયાળુ નથી."

આ સર્વ લીલા નિમાઈ પોતાની આવિષ્ટ અવસ્થામાં કરતા હતા. પણ ત્યારે જે કાંઇ કરતા તે સર્વ સુંદર લાગતું.

ઘરમાં સ્ત્રીઓ અને બહાર ભક્તો સઘળાં આનંદને લીધે ઉન્મત્ત બની તેમની આ લીલાનું દર્શન કરતાં. કોઇવાર એકાએક જાગૃતિમાં આવી નિમાઈ કહેતા, "મેં શ્રીકૃષ્ણને પ્રાપ્ત કર્યા હતા પણ તરત જ હું ગુમાવી બેઠો છું." ત્યારે પછી તે કહેતા, "ગયાથી પાછા આવતી વખત "કાનાઇ નાટશાળા" ગામ* આગળ સવારમાં એક ભુવન મોહન પરમ સુંદર કૃષ્ણ વર્ણ બાળક નૃત્ય કરતો કરતો મારી સન્મુખ આવી ઉભો. તેના ચરણમાં નૂપુર ઝમકતાં હતાં. ચપલ બાળકની માફક હસતો હસતો મારી પાસે આવી મને આલિંગન દઇ તરતજ અદૃશ્ય થઇ ગયો." આ વાત કહેવા માટે શુક્લાંબરને ઘેર તેમણે મુરારિ વગેરે મિત્રોને તેડયા હતા. તેમણે કહ્યું હતું કે કાલે સવારે તમને મારા દુઃખની કથા કહીશ. તે દિવસથી અંતઃકરણ હલકું કરવાને યત્ન કરતા હતા પણ કહેવા જતાં એકદમ અચેત થઇ ઢળી પડતા હતા.

આ પ્રમાણે જોતા જોતામાં સુખની રાત્રિ પુરી થઇ. અપૂર્વ ઘટના જોયાથી લોક ચકિત થાય છે પણ નિમાઇના સોબતીઓએ જે જોયું તેથી તેઓ બિલકુલ મુગ્ધ થયા ન હતા. પણ નિમાઇના ભાવ, અભિનય, સ્પર્શ, કથા અને રૂદનમાં એક પ્રકારની શક્તિ હતી કે જેથી ત્યાં હાજર રહેલા સર્વ ભક્તો પરવશ થઇ ગયા—તે એટલે સુધી કે નિમાઇનું રૂદન જોઇ રૂદન કરતા, હાસ્ય જોઇ હાસ્ય કરતા, અને આનંદ વખતે આનંદનો ઉપભોગ કરતા હતા.

આ વ્યાપાર ઉપર તેઓ વિચાર કરતા હતા. શું આપણી જાગૃત અવસ્થા હશે? શું આપણે પૃથ્વી ઉપર છીએ કે વૈકુંઠમાં?

---

* બંગાળાની પ્રાચીન પાટનગરી ગૌડની નજીકમાં આવેલું એક ગામ.

શું આપણે મનુષ્ય છીએ કે દેવ! નિમાઇ શુકદેવ, પ્રલ્હાદ કે સ્વયં શ્રીકૃષ્ણ છે ? તે રાત્રે જેમણે નિમાઇના આ ભાવનું દર્શન કર્યું હતું તેમના સર્વના હૃદયમાં નિમાઇએ વાસ કર્યો હતો. કોઇ પણ પુરૂષ કે સ્ત્રીમાં બીજી ત્રીજી વાતનું ચિંતન, સ્મરણ કે કથન કરવાની શક્તિ મુદ્દલ રહી ન હતી. સર્વના અંતર ઉપર એક માત્ર નિમાઇનોજ અધિકાર ચાલતો હતો.

નિમાઇ સવાર થતાં ઘેર ગયા. આ તેમનો નવાનુરાગનો સમય હતો એ અત્યંત મધુર સમય છે. જેમ અનુરાગ ઉંડો અને બળવાન હોય તેમ અનુરાગયુક્ત મનુષ્યમાં ફેરફાર થાય છે. તે સમયે નિમાઇને બાહ્યજ્ઞાન હતું નહિ. અહોનિશ કૃષ્ણ પ્રેમમાં તલ્લીન રહેતા. મુરારિ આ વખતે તેમની પાસે દિવસ રાત બેસતા. તેમણે લખેલી ટિપ્પણીને આધારે કવિ કર્ણપૂરે ચૈતન્ય ચરિત નામનું મહા કાવ્ય સંસ્કૃત ભાષામાં લખ્યું છે. તે કાવ્યમાં નિમાઇની તે સમયે અવસ્થા કેવી હતી તેનું વર્ણન કર્યું છે. “સવારથી મહાપ્રભુ ઉચ્ચ સ્વરથી રૂદન કરતા અને અતિ વિનય પૂર્વક કાલાવાલા કરતા. એ પ્રમાણે આખો દિવસ ચાલ્યો જતો અને રાત પડતી. ત્યારે તે વ્યાકુળ થઇ પૂછતા કે સવાર હજી પડી કે નહિ ! એમ કહી પોતે તર્કવિતર્ક કરતા” ચૈતન્ય ચરિત કાવ્ય સર્ગ ૫. શ્લો. ૧૦. “વળી રાત્રે પણ તે મુક્ત કંઠે પોકાર કરતા. પૂછતા કે હજી સવાર નથી થઇ ? ત્યારે હું અજવાળું કેમ જોઉંછું ? આ પ્રમાણે શ્રીગૌરાંગને વખતનું જ્ઞાન જતું રહ્યું હતું.” શ્લોક ૧૧.

“મહાપ્રભુ કૃષ્ણનામ એકજ વાર શ્રવણ કરતામાં ભૂમિ ઉપર પડી જતા અને વેદનાને લીધે જોરથી પછાડા નાંખતા. શરીરમાં

કંપ થતો, અત્યંત જોરથી શ્વાસોચ્છ્વાસ ચાલતો અને નેત્રમાંથી પુષ્કળ જળ પડતું હતું." શ્લોક ૧૨.

નિમાઇની નયનધારા સૂકાતીજ નહિ. જ્યારે પરાયા માણુસો તેમની પાસે આવતા ત્યારે તે મહા કષ્ટે ભાવનું સંવરણ કરતા. મનુષ્યના નેત્રમાંથી આટલું જળ પડતું તેમણે કદી જોયલું નહિ અને સાંભળેલું પણ નહિ. તેથી તેઓ વિસ્મિત થતા. ઘરમાં નાની ઓટલીપર બેસી ડાબા હાથપર મુખ ટેકવી નિમાઇ ચુપચુપ રુદન કરતા. કોઇની સાથે વાર્તાલાપ કરતા નહિ. જો કદાચિત શુદ્ધિમાં અવાતું તો તેમની પાસે જે ઉભું હોય તેમને અત્યંત વ્યાકુલ ચિત્તે પુછતા, "કૃષ્ણ કયાં જતા રહ્યા?" નિમાઇ પથારીમાંથી ઉઠતા હોય તોપણ નેત્રમાંથી અશ્રુધારા વહેતીજ હોય. તે મુખ ધોતા હોય તો પણ તેમજ. જમતા હોય તોપણ એજ અવસ્થા. કદી સુખથી જમી શકતા નહિ. શચીમાતા બહુ રીતે સમજાવી પટાવીને જમાડતાં. રાત્રે પાછા સૂવા જતા ત્યારે પણ શય્યા આંસુથી ભીંજાઇ જતી.

એકવાર ગદાધર નિમાઇને માટે પાનબીડી બનાવી તેમને આપવા ગયા. નિમાઇ પૂછે, "ગદાધર! કૃષ્ણ કયાં ગયા હશે?" ગદાધર કહે, "શ્રીકૃષ્ણ બીજે કયાં હોય? તમારા હૃદયમાંજ છે." આ વાત સાંભળતાંજ નિમાઇએ વિચાર્યું કે હવે શી ફીકર છે? કૃષ્ણ હવે આટલે વખતે મારી અત્યંત નજીક આવ્યા છે તો હમણાંજ તેમને પકડીશ. એમ વિચાર કરી તે ઉભા થયા અને બોલ્યા, "ખરી વાત કહે છે? તે નકી મારા હૃદયમાં છેજ?" એમ કહેતાંજ પોતાના બે હાથના નખ વડે હૃદય ચીરવા માંડયું. પણ

ગદાધરે સમયસૂચકતા વાપરી તેમના હાથ પકડી રાખ્યા.* શચીદેવીએ પણ હાથ ઝાલી રાખ્યા અને પછી તેમનું સાંત્વન કરવા માંડયું. શચી કહે, "ગદાધર! તું ઘણો શાણો છે. તું ન હોત તો આજે મારો નિમાઇ જીવત નહિ" શચીનું આ પ્રમાણે કહેવું થયું તેનું કારણ એ હતું કે નિમાઇએ પોતાની છાતીમાં કરેલા નખાઘાતથી લોહી ટપકતું હતું.

સંધ્યા સમય થયો એટલે એક પછી એક ભક્ત લોક નિમાઇ-ને ઘેર એકઠા થવા લાગ્યા. હવે શ્રીવાસને ઘેર જવું થતું ન હતું. કારણકે નિમાઇના ઘરમાંજ પ્રેમાનંદનો તરંગ ઉછળવા લાગ્યો હતો. જો કે તેઓ સંકીર્તન કરવા બેસતા ખરા તોપણ ખરી રીતે કીર્તનનો આરંભ તે સમયે થયો ન હતો. ભક્ત મંડળ માત્ર નિમાઇની સાથે આનંદમાં રાત્રે જાગરણ કરતું હતું.

પ્રથમ કહેવામાં આવ્યું છે કે નિમાઇનો આ નવ અનુરાગનો સમય હતો. સાધન ભજન કરતાં કરતાં જીવમાત્રની એક વાર આ અવસ્થા આવે છે. નિમાઇ પણ ભક્તિ પથમાં આરૂઢ થતાં આત્માની જૂદી જૂદી અવસ્થાઓ પ્રાપ્ત કરતા હતા. તોપણ ફરક એટલો હતો કે અન્ય ભક્તો આ સ્થિતિ થોડે ઘણે અંશે મેળવતા હતા અને નિમાઇમાં તે સંપૂર્ણ રૂપે આવેલી જણાતી હતી. નવાનુરાગ એ કયા પ્રકારની સ્થિતિ છે તેનું કવિ ચંડીદાસ નીચે પ્રમાણે વર્ણન

---

*શ્રી ગૌરાંગ પૂના આગળ "કૃષ્ણ કુવામાં છે" એવું કોઇને મુખે સાંભળતાંજ કુવામાં પડયા હતા અને લોકોએ તરત ડુબકી મારી તેમને બહાર આણ્યા હતા એ કથા આગળ આવશે પણ આ બનાવ સાથે તેનું મળતાપણું હોવાથી ઈશારો કરવાની જરૂર જણાઈ છે. ભાષાંતર કર્તા.

કરે છે. "નવાનુરાગિણી બાલિકા પોતાના મનમાં શી વ્યથા અનુભવે છે તે પૂર્ણ રીતે બીજાને જણાવી શકતી નથી. તેનો વ્યાધિ અકથ્ય છે એટલે તે કેવો છે તે પોતે પણ કહી શકતી નથી. તોપણ પ્રિયતમનું નામ કર્ણે પડતાંજ તે આનંદથી પુલકિત થાય છે અને ઘણીવાર બેશુદ્ધ થઇ પૃથ્વી પર ઢળી પડે છે. વળી તેનાં નેત્રમાંથી કુદરતી રીતે આનંદાશ્રુની ધારા વહેવા માંડે છે." ગયા ક્ષેત્રમાં નિમાઇને પહેલીવાર આવી અવસ્થા પ્રાપ્ત થઈ. કાનાઇ નાટશાળા આગળ તેમને નવ અનુરાગ પ્રથમ સ્પષ્ટ રીતે પ્રકટ થયો ત્યારથી તે શયનમાં, સ્વપ્નમાં, જલમાં, આકાશમાં, સમસ્ત સંસારમાં કૃષ્ણમૂર્તિ જોવા લાગ્યા. ચારે દિશાઓ તેમને કૃષ્ણમય જણાતી હતી. વચમાં વચમાં તેઓ કોઇવાર કૃષ્ણ સાથે આનંદથી વાર્તાલાપ કરતા હતા. કોઇવાર તેમના સ્વરૂપના દર્શનથી પ્રેમાશ્રુ ટપકાવતા હતા. વળી કોઇવાર કૃષ્ણને ન જોવાથી અતિશય વ્યાકુળ બની રુદન કરતા હતા. પરાયા લોક સાથે તેમને કોઇ પણ જાતનો સંબંધ હતો નહિ. તે અને તેમના પ્રિયતમ શ્રીકૃષ્ણ સિવાય જગતમાં અન્ય વ્યક્તિ કોણ છે અથવા હોવાનું પ્રયોજન છે કે નહિ તેનું તેમને જ્ઞાન પણ રહ્યું ન હતું. તેમની બહિર્દશા જોઇ પરાયા માણસો તેમની અંતર્દશા સમજી શકતા નહિ; તે એટલે સુધી કે ઘણા લોક તેમને ગાંડા ધારતા. તેઓની વાતચીત તેમના સાંભળવામાં પણ આવતી નહિ અને સાંભળતા તો સમજી શકતા નહિ. જ્યારે તેમને પૂર્ણ ચેતન અવસ્થા પ્રાપ્ત થતી ત્યારે આ સર્વ વાત તેમના સ્મરણમાંથી ખસી જતી અને રહેતી તોપણ માત્ર લાંબી મુદત પર આવેલા સ્વપ્નના જેવી ઝાંખી સ્મૃતિ રહેતી. જ્યારે કાંઇ પણ યાદ રહેતું ત્યારે તેઓ પોતાના સાથીઓને પૂછતા,

"ભાઈ! મેં જો કાંઇ પ્રલાપ કર્યો હોય તો ક્ષમા કરજો. હું સ્વવશ નથી." ત્યારે બધા લોક કહેતા, "તમે પ્રલાપ કર્યોજ નથી."

જ્યારે નિમાઇની આવી અવસ્થા હતી ત્યારે મુરારિ, મુકુન્દ વગેરે ભકતો તેમને લઇને સંકીર્તન કરવા બેસતા. પણ નિમાઇ તે વખતે ભાવમાં ચકચૂર હતા. તે ભાવને વશ હતા. ભાવ તેમના અખત્યારમાં ન હતો. સંકીર્તન કરવા બેસતાં પણ તેમના દેહમાંથી નાના પ્રકારના ભાવાવેશ પ્રકટ થતા હતા. તે ભાવ કેવા પ્રકારના હતા તેનું ચિત્ર શ્રી ચૈતન્ય ભાગવતને આધારે અત્રે આપીએ છીએ. શ્રીમદ્ભાગવતમાં શ્રીકૃષ્ણ પ્રેમનાં લક્ષણ માત્ર હાસ્ય રોદન ઇત્યાદિ મળી "અષ્ટ સાત્વિક ભાવ" તરીકે બતાવ્યાં છે. પણ નિમાઇના શરીરમાં એના કરતાં પણ વધારે ભાવનો ઉદય થતો હતો. કોઇવાર તે પૃથ્વી ઉપર તરફડતા અને ક્રન્દન કરતા. એ પ્રમાણે એક પ્રહર સુધી તેમનું રુદન ચાલુ રહેતું. રુદન બંધ થતું કે તરત તેના વિપરીત ભાવનો એટલે હાસ્યનો ઉદય થતો. જેટલો લાંબો વખત રુદન ચાલતું તેટલો વખત હાસ્ય પણ જારી રહેતું.

કોઇવાર શરીરમાંથી એટલો પરસેવો છૂટતો કે "મૂર્તિમતી ગંગા જાણે પ્રકટી શરીરે." વળી કોઇવાર ધગધગતા અંગારા જેવું શરીર ગરમ થતું. પાણી છાંટવામાં આવતું તો તે પણ એકદમ સૂકાઇ જતું. ચંદન પણ ચોપડતામાંજ સૂકાઇને પોપડી બની જતું.

કોઇવાર કંપ આવતો અને દાંત એવા કકડતા કે જાણે હમણાંજ ભાગી જશે. કોઇવાર ગાઢ મૂર્છા, ઉંચા ચ્હડી ગએલા ડોળા, શ્વાસ પ્રશ્વાસ બંધ; એવાં એવાં જીવન વ્યાપાર બંધ થયાનાં

ચિહ્ન જણાતાં. મ્હોંમાંથી ફીણના ગોટે ગોટા નીકળતા.*

મૂર્છિત અવસ્થામાં શ્વાસોચ્છ્વાસ બંધ થતો પણ કોઇવાર તે એટલો વેગથી ચાલતો કે જાણે વાવાઝાડાનો વાયુ આવ્યો. સામે ઉભા રહેવાની કોની તાકાત ?

કોઇવાર શરીર એવું ભારે થતુ કે કોઇથી પણ ઉંચકાતું નહિ. વળી બીજીવાર એવું હલકું બની જતું કે દરેકજણ સહેલાઇથી તેમને ખાંધે બેસાડીને આંગણામાં નૃત્ય કરી શકતા. માત્ર એટલુંજ નહિ પણ નિમાઇ પોતે પણ શૂન્ય ચિત્તે નૃત્ય કરતા. કોઇવાર પગ માથા સાથે વળગી જતા અને એ પ્રમાણે આખું શરીર ગોળ પિંડાકાર બની જઇ આખા આંગણામાં દડાની ગાફક ગબડતું. કોઇવાર ભયંકર હેડકીઓ આવતી, તેથી સ્થિરપણે બેસી શકાતું નહિ. કોઇવાર શરીરનો ગૌર વર્ણ પલટાઇ જઇને ફિક્કો અથવા બીજો કોઇ રંગ બની જતો. કોઇવાર માત્ર નેત્રનો રંગ બદલાઇ જતો. કોઇવાર બે નેત્ર જુદા જુદા રંગનાં બની જતાં.

કોઇવાર શરીર પુલકિત થતું, તે એટલે સુધી કે શરીર ઉપર ઢીમાં ઢીમાં બની જતાં અને કોઇ વાર તો તેમાંથી રક્ત પણ પડતું. કોઇવાર શરીર એવું કઠણ અને બરડ બનતું કે કોઇપણ અવયવ વળી શકતું નહિ; અને કોઇવાર એવું તો માંખણ જેવું કોમળ થતું કે જાણે શરીરમાં હાડકું છેજ નહિ.

* ભકિત અને સામાન્ય ફીકરાનાં બહારનાં ચિહ્ન સરખાં છે. ફેર એટલોજ છે કે ફિકરાવાળા મનુષ્યના દર્શનથી જોનારને સૂગ આવે છે અને ભક્તની તેવી દશા જોઇ તેના દેહમાંથી ઝરતી સૂક્ષ્મ શક્તિ વડે જોનારના મનમાં પવિત્ર ભાવનો ઉદય થાય છે. ભાષાંતર કર્તા.

આ શિવાય નિમાઇ ભાવાવેશમાં આવી જઇ કોઇવાર મધુર અને કોઇવાર ઉદ્દંડ નૃત્ય કરતા.

"ક્ષણે થાય બાલસમ પરમ ચંચળ,
બાલ્યભાવે મુખથી બજાવે વાદ્યયંત્ર.
ક્ષણે નાચે, ક્ષણે ગૌર ખડ ખડ હસે,
જાનુગતિ[1] ચાલે ક્ષણે બાલક આવેશે.

નિમાઇ ભક્તોની વચમાં બેઠા છે. મુકુંદ દિવ્ય કંઠથી કૃષ્ણ-ગુણગાનનો આરંભ કરે છે, અને તરતજ નિમાઇના દેહમાં નાના પ્રકારનાં અદ્ભુત લક્ષણ પ્રકટ થાય છે. કીર્તન બંધ કરવામાં આવે છે અને ભક્તો નિમાઇના અચેત, મૃતપ્રાય શરીરને સાચવે છે; કોઇવાર તેમની વાર્તા અથવા રુદન સાંભળે છે; કોઇવાર તેમના અદ્ભુત ભાવાવેશનુ દર્શન કરે છે. એ પ્રમાણે આખી રાત્રિ પસાર થાય છે. આટલી બધી જલદી રાત્રિ નીકળી ગઇ તેની કોઇને ખબર પડતી નહિ. કારણકે નિમાઇના સહવાસના પ્રતાપથી સઘળા ભક્તો આનંદથી ચકચૂર થયા હતા.

થોડા સમયપછી નિમાઇના દેહદ્વારા અન્ય ભાવ પ્રકટ થવા લાગ્યા. પ્રથમ તેમનો દેહ ભાવને અધીન હતો; હવે કેટલેક અંશે ભાવ દેહને વશ થવા લાગ્યો હતો. એક દિવસ કૃષ્ણગુણગાનનો આરંભ થયો; નિમાઇ આનંદથી નૃત્ય કરવા લાગ્યા. પણ તે નૃત્ય મધુર નહિ પરંતુ ઉદ્દંડ હતું. તે નૃત્યના આઘાતથી પૃથ્વી ધ્રૂજવા લાગી. નિમાઇ કેટલોક કાળ નૃત્ય કર્યા પછી અચેત થઇ પૃથ્વી પર પડી ગયા અને શચી દેવી આક્રંદ કરી નિમાઇને પકડી રાખવા

---

[1] ઘુંટણીએ.

આગળ આવ્યાં. "મારા છોકરાનાં હાડકાં ભાગી ગયાં; હવે તમારૂં કીર્તન બંધ કરો" એમ શચી ભક્તોને પુત્ર સ્નેહથી પ્રેરાઇ વિનંતિ કરવા લાગ્યાં. નિમાઇ ઉઠીને બેઠા થયા; તેમના શરીરને ઇજા નથી થઇ જાણી શચીદેવીના જીવને કરાર વળ્યો. પછી તે સઘળી ભક્ત મંડળીને લાચાર થઇને કહેવા લાગ્યાં, "તમે બધા નિમાઇને ઘેરીને બેસો. જ્યારે તે પડી જવા માંડે ત્યારે તેને ઝાલી રાખજો કે જેથી તેના સુકોમળ દેહને ભોંયપર પડવાથી ઇજા ન થાય."

"બાપુ નરહરિ! રહેજે ગૌરચંદ્ર પાસે,
રાધા ભાવે ધરણી ઢળે ત્યારે હાથ દેજે."

થોડા વખતમાં નિમાઇના દેહને ભાવ વધારે વધારે તાબામાં આવતો ગયો અને તેમનું નૃત્ય પણ અત્યંત મધુર થવા લાગ્યું.

નિમાઇ કેમ નૃત્ય કરતા હશે? જે દિગ્વિજયી પંડિત હતા, જે ઘણા દિવસ સુધી બીજા સાથે વિદ્યાયુદ્ધ કરવામાંજ મશગુલ રહેતા તે નૃત્યરૂપી બાલિશતા ધારણ કરી લોકના ઉપહાસને પાત્ર થતાં શા માટે સંકોચાતા નહિ હોય? એનો ઉત્તર અમે શો આપી શકીએ? નિમાઇને હવે સહજ જ્ઞાન રહ્યું નહોતું. તે ભક્તભાવે આનંદથી નૃત્ય કરતા; શરીરમાં એટલો આનંદ ઉત્પન્ન થતો કે તેને પોતાનામાં સમાવી રાખવાને તેમનું શરીર અશક્ત હતું, તેથી તે ઉભા થઇને આલ્હાદપૂર્વક નાચતા હતા. મનુષ્ય ઘણાજ હર્ષમાં આવે છે ત્યારે તેનાથી એકાએક નચાઇ જવાય છે એવું આપણે ઘણી વેળા સાંભળ્યું છે અને જોયું છે. અત્યંત આનંદનું એક મુખ્ય લક્ષણ નૃત્ય છે. નિમાઇને અત્યંત આનંદ મળતો તેથી તેઓ નાચતા હતા.

નિમાઇને શા કારણથી એટલો હર્ષ થાય છે? શ્રીભગવાનનું નામ અને ગુણકીર્તન કરવાથી આ આનંદ થાય છે. એમનો આનંદ કેટલો હશે? તેનો ઉત્તર એટલોજ કે જે મનુષ્ય વિદ્વાનમંડળમાં સર્વથી પ્રધાન અને અતિ અભિમાની, તે પંડિત સર્વના દેખતાં, લજ્જાનો ત્યાગ કરી બાળકની માફક નૃત્ય કરે છે તે ઉપરથી તેમના આનંદનું પરિમાણ સમજી લેવું. નિમાઇના આ આનંદ વડે આપણને પ્રભુનો કાંઇ પરિચય મળે છે? સાંભળો કવિ ચંડીદાસનું એક ગીતઃ—

શાને સુણાવ્યું મને સખિ! શ્યામ નામ?
કર્ણદ્વારેથી પેસી, મરમ વીંધીયા સખિ,
વ્યાકુળ બનાવ્યો મારો પ્રાણ.

× × × × × × ×

નામને પ્રતાપે સખિ, હાલ મારા આવા યદિ,
અંગ સ્પર્શીને થશે શુંય!

નિમાઇનું નૃત્ય જોઇ આપણે પ્રભુ વિષે એટલું તો જાણીજ શકીએ કે જેના માત્ર નામ શ્રવણથી ભક્ત લોકો ગાંડાતૂર થાય છે ત્યારે તે પોતે કેટલા મધુર હશે!

હવે કવિ વાસુદેવ ઘોષના ગીતનો અર્થ સારી રીતે સમજી શકાશે. નિમાઇના ગુણનું વર્ણન કરતાં વાસુદેવ કહે છેઃ—

"અમારા પારસમણિને કોની તુલના દીજે! ટેક.
પારસમણિને ગુણે, જગતના જીવગણ,
ગીત નૃત્ય કરી બન્યા સુવર્ણ રહેજે."

પારસમણિ તેને કહેવાય કે જેના સ્પર્શથી લોઢું સુવર્ણ બની જાય. એ નિમાઇ, અમારા પારસમણિ, લોહ જેવા કઠિન અને મલિન જીવાત્માને સોના જેવા સુંદર અને ઉજ્જવલ બનાવે છે. સાધુજનો ચિર સમયથી એ પ્રમાણે લોઢા જેવા આત્માને સુવર્ણ કરતા આવ્યા છે. પણ તેઓ લોઢાને ભાંગી, ટીપી, ભઠ્ઠીમાં ગાળીને સુવર્ણ બનાવતા પણ વાસુદેવ ઘોષ કહે છે કે "સ્પર્શમણિરૂપ અમારા નિમાઇ જીવાત્માને કષ્ટ આપ્યા વગર એટલે ઉપવાસ, કઠિન સાધન, તપશ્ચર્યા વગેરે ન કરાવતાં કેવળ તેમને નચાવી, ગવડાવી અર્થાત્ આનંદમાં નિમગ્ન કરી સોનું બનાવે છે."

શ્રીભગવાન આનંદમય એટલે નૃત્યકારી છે. જેવા તે પોતે આનંદમય છે તેવી તેમની ઉપાસના પણ આનંદમય હોવી જોઇએ. આ બાબત જગત્ નિમાઇ પાસેથી શીખે છે. વાસુ ઘોષ જે કહે છે તેનું તાત્પર્ય એટલુંજ છે.

વાસુદેવ સાર્વભૌમની કથા પૂર્વે કાંઇક અપાઈ ગઇ છે. એ શુષ્ક મહાત્માની પુરપે એકાએક નિમાઇની કૃપા સંપાદન કરી ત્યારે તે સ્તુતિ કરતાં કહે છે કે "જ્યાં સુધી સ્પર્શમણિ લોઢાને સુવર્ણ બનાવતો નથી ત્યાં સુધી તેને કોઇ ઓળખતું નથી તેમ જ્યારે શ્રીગૌરાંગે લોઢા જેવા કઠિન મારા હ્રદયને પીગળાવીને સુવર્ણમય બનાવ્યું ત્યારેજ મેં જાણ્યું કે તે મારા પ્રભુ અથવા હ્રદયના સ્પર્શમણિ છે."

નિમાઇ કોઇવાર ઉદ્દંડ અને કોઇવાર મધુર નૃત્ય કરતા તે જોઇ બીજા વૈષ્ણવો પણ સંકીર્તન સમયે નૃત્ય કરે છે. ફેર એટલોજ છે કે નિમાઈ આનંદથી નૃત્ય કરતા અને બીજા લોક નૃત્ય કરીને

આનંદ મેળવે છે. નિમાઇને પ્રથમ આનંદ અને તેનું પરિણામ નૃત્ય. હાલના કીર્તનમાં તો માત્ર નૃત્ય અને તજ્જન્ય કિંચિત્ અને નહિ જેવો આનંદ. નિમાઇ જ્યારે મધુર નૃત્ય કરતા ત્યારે ખરેખરા કીર્તનનો પ્રારંભ થતો.

જે પ્રમાણે હાલમાં સંકીર્તન થાય છે તે સ્વરૂપમાં તે સમયે થતાં નહિ. હાલમાં બંગદેશીય વૈષ્ણવો નિમાઇ અથવા નિત્યાનંદજીની લીલાનું ગાન કરી નૃત્ય કરે છે. જેમકે—

"હારે હરિ બોલી સુંદર ગૌર નાચે."

અથવા—"સુરધુનિ તીરે હરિ હરિ પુકારે કોણ ?
પ્રેમદાતા નિતાઇ વિના અન્ય કોણ?"

આવાં ગીતની રચના તે સમયે થઇ ન હતી. સંકીર્તન એટલે માત્ર નામસંકીર્તન. જેમકે—

"हरि हरये नमः कृष्णाय यादवाय नमः"

આ પ્રમાણે સંગીત શરૂ થાય છે અને સાથે સાથે ખોલ,* કરતાલ અને મંજીરા વડે તાલ અપાય છે. થોડી વારમાં નિમાઇ આનંદમાં આવી જઇ નૃત્યનો આરંભ કરે છે અને પછી ભક્તો પણ આનંદથી ગાંડાતૂર બની જઈ સાથે સાથે નૃત્ય કરવા લાગે છે નિમાઇ બે હાથ ઉંચા કરી નૃત્ય કરે છે અને મ્હોડે માત્ર "હરિ બોલ" "હરિ બોલ" અથવા માત્ર "બોલ" "બોલ" પુકારે છે. થોડીવાર પછી ગાન વિરમે છે. સઘળા વાદ્યના ધ્વનિને અનુસરી "હરિ બોલ" કહી નૃત્ય કરે છે. તેઓ પગે નૂપુર પહેરતા તેમાંથી ઝમક ઝમક શબ્દ થાય છે.

---

*. ગુજરાતની મૃદંગ જેવું પણ વચ્ચેથી ઘણુંજ ફૂલાવેલું વાદ્ય.

કેટલાક આનંદથી મૂર્છિત થઇ પડી જાય છે. કેટલાક એક બીજાને પગે પડે છે. કોઇ કોઇ પૃથ્વીપર આળોટે છે.

હાલમાં નાના પ્રકારનાં ઉપકરણ સહિત ઉત્તમ સંગીત અને વાદ્યનાં સાધન છતાં પણ નૃત્ય કરવા જેટલો આનંદ લોકોને મળી શકતો નથી અને તે સમયે નિમાઈ અને તેમના પાર્ષદો માત્ર નામકીર્તનથી આટલો આનંદ શાથી પામતા હશે ? તેનો ઉત્તર નિમાઇની કૃપા. નિમાઇના પાર્ષદો તેમણે આપેલી કૃપાનો ઉપભોગ કરતા.

શ્રીવાસના આંગણામાં સંખ્યાબંધ ભક્તો નૃત્ય કરતા, અને મૃદંગ કરતાલના ધ્વનિ થતા. કોઇ "હરિ બોલ" "હરિ બોલ" બોલતા, કોઇ રુદન કરતા, કોઇ ઉન્મત્તપણે આળોટતા, અને કોઈ મૂર્છિત થઇ પડી જતા. કોણ કોની પરવા કરે ? સઘળા ઉન્મત્ત હતા. બીજી બાજુએ સ્ત્રીમંડળ ઘરમાં હર્ષનાદ કરતું હતું અને તેઓ પણ કોઇ કોઈ વાર ઉન્મત્ત બની જઇ મ્હોટેથી હરિધ્વનિ કરતી હતી અને નૃત્ય પણ કરતી હતી. બહાર ભક્તોની જેવી અવસ્થા હતી તેવીજ ઘરમાં સ્ત્રીઓની હતી. સવાર થતાં સુખની રાત્રિ વીતી ગઇ જાણી સઘળા ખિન્ન વદને સંકીર્તન બંધ કરી ગંગાસ્નાન કરવા જતા. એ પ્રમાણે દરરોજ તેમની રાત્રિ પસાર થતી હતી.

## અધ્યાય ૧૨ મો.

## કીર્તનના વિરોધીઓ.

ભક્તોને તે સમયે એક અપૂર્વ જ્ઞાન થયું. તે એ હતું કે 'કૃષ્ણ–પ્રેમ' કાંઇ કલ્પિત વસ્તુ નથી. તે મદ્યના જેવી અત્યંત

ઉ-તેજક ચીજ છે; અને નિમાઇ પોતાની મરજી પ્રમાણે જ. વસ્તુની માફક બીજાને આપી શકે છે. ત્યારે તેઓ નિમાઇની પાસે પ્રેમભિક્ષા માગવા લાગ્યા. એટલે સુધી કે એક દિવસ શચીએ નિમાઇને કહ્યું, "બાપુ! તું ગયાથી જે લાવ્યો છે, તે મને આપ મેં સાંભળ્યું છે કે તું ત્યાંથી કૃષ્ણ-પ્રેમ લાવ્યો છે. મને તેમાંથ થોડો નહિ આપે!" નિમાઇ કહે, "મા! વૈષ્ણવોની કૃપાથી તમને તે મળશે."

ગદાધર નિમાઇની રાત દિવસ પાસેને પાસેજ રહેતા અને નિરંતર તેમની સેવા કરતા. પથારી કરી આપે, પાન કરી આપે પંખો નાંખે અને તેમના પગ આગળ સૂઇ રહે. એથી કરીને ગદાધરની વિષ્ણુપ્રિયા ઘણી અદેખાઇ પણ કરતાં. તે હંમેશ નિમાઇની આજ્ઞાનું સંપૂર્ણ રીતે પાલન કરતા અને તેમની સાથે કદિ ઉંચે મ્હોડે બોલી શકતા પણ નહિ. નિમાઇ પાસેથી કૃષ્ણ-પ્રેમ મેળવવાની ગદાધરને ભારે ઉત્કંઠા હતી. પણ માગવાની હિંમત ચાલતી ન હતી.

એક દિવસ કીર્તન પૂરું થયા પછી મોડી રાત્રે બેઉ સૂઇ ગયા. ત્યારે ગદાધર હિંમત ચલાવી નિમાઇના પગ ઝાલી રોઇ પડયા. નિમાઇ બેઠા થઇને કહે, "ગદાધર! રડે છે કેમ?" ગદાધરે બ્હીતાં બ્હીતાં જવાબ આપ્યો, "તમે ત્રણ લોકનો ઉદ્ધાર કર્યો અને હું એકલો કૃષ્ણ-પ્રેમ વગર રહી જાઉં?" ત્યારે નિમાઇ હસીને બોલ્યા, "ઠીક, તને પણ મળશે. કાલે સવારે તું ગંગા સ્નાન કરીશ એટલે મળશે." ગદાધરને આનંદને લીધે નિદ્રા આવી નહિ. સવારમાં ઉઠી ઘાટપર ગયા.

અતિ હૃષ્ટ મને સ્નાન કર્યું ગંગા જળે,
પ્રેમથી વિહ્વલ દેહ ઢળી ઢળી પડે.

ચૈતન્ય મંગલ.

પ્રભુને ઓટલે બેઠેલા ભક્તો જુએ છે કે ગદાધર ચકચૂર બનીને ડોલતા ડોલતા આવે છે, રોઇ રોઇ આંખ રાતી બની ગઇ છે અને પ્રેમધારા વહીને મુખ ઉપરથી છાતી ઉપર ટપકે છે. ગદાધરે આવી, ગળે વસ્ત્ર વીંટી શ્રીગૌરાંગના ચરણમાં લાંબા થઇને નમસ્કાર કર્યા. તેમણે હસીને કહ્યું, "ગદાધર! મળ્યો કેની?" ગદાધરે આંસુથી પ્રભુના ચરણ ભીંજાવી આ પ્રશ્નનો ઉત્તર આપ્યો. શબ્દથી ઉત્તર ન અપાયો.

આ પ્રમાણે ગદાધરને પ્રેમ મળ્યો. જ્યારે નિમાઇ નૃત્યનો આરંભ કરતા ત્યારે ગદાધરનો હાથ પકડીને તે ચાલતા. ગદાધર તે વખતે આનંદથી ઢળી ઢળી પડતા.

શુકલાંબર બ્રહ્મચારીનું ઘર ગંગા કાંઠે નિમાઇના ઘરની નજીક હતું. નિમાઈ બાળપણથી ત્યાં જતા આવતા અને હાલમાં પણ તેમ કરતા. શુકલાંબર મહા તપસ્વી હતા અને નિમાઇ ઉપર પુત્ર તુલ્ય સ્નેહ રાખતા અને સેવા કરતા. તેમનાં આંસુ લૂંછતા, નાક પોતાને હાથે સાફ કરતા અને શરીરે વળગેલી ધૂળ પણ ખંખેરતા. જેમ સમય વીતતો ગયો તેમ શુકલાંબરને સમજાયું કે અત્યાર સુધી મેં જે સાધન કર્યું છે તે સર્વ મિથ્યા છે. પ્રેમ પરમ પદાર્થ છે અને તે નિમાઈ આપી શકે છે. તે ઉપરથી એક દિવસ બહુ ઉત્કંઠા પૂર્વક શુકલાંબરે શ્રીગૌરાંગ પાસે પ્રેમભિક્ષા માગી. તેમણે કહ્યું:—

નાના તીર્થ પર્યટન કર્યાં મહા કષ્ટે,
દ્વારાવતી, મધુપુરી ગયો છું દર્શને.
દુઃખ ઝાઝાં વેઠયાં, ભારે તપસ્યા મેં કરી,
હવે પ્રેમધન આપો કૃપાદાન કરી.

ચૈતન્ય મંગલ.

શુકલાંબર મોટા તપસ્વી હતા અને અનેક તીર્થનાં દર્શન કરી આવ્યા હતા. તેથી તે એમ સમજતા હતા કે હું પ્રેમનો અધિકારી છું. આ પ્રમાણે જ્યારે તેમણે દંભસહિત પ્રેમ યાચના કરી ત્યારે પ્રભુ કહે, "શું દ્વારકા અને મથુરામાં શિયાળ અને કુતરાં રહેતાં નથી?" આ વાત સાંભળતાં શુકલાંબરને પોતાની ભૂલ સમજાઇ. તેમણે દંડવત્ પ્રણામ કરી પશ્ચાત્તાપ કર્યો. નેત્રમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં. પરમ કૃપાળુ નિમાઇએ શુકલાંબરની દીનતા જોઇ તેમને પ્રેમદાન કર્યું એટલે તેજ પળે તેમના શરીર પર અશ્રુ, કંપ, પુલક વગેરે ભકિતના સાત્વિક વિકાર દેખાવા લાગ્યા. તે વખતે તેમની ખાંધપર ભિક્ષા માગવાની ઝોળી હતી. થોડા વખત પરજ ભિક્ષા માગી આવ્યા હતા તેથી તેમાં થોડા ચોખા પણ હતા. શુકલાંબર પ્રેમલાભ કર્યાથી આનંદમાં આવી જઇ ઝોળી ખાંધે રહેવા દઇ નૃત્ય કરવા લાગ્યા. આ દેખાવ જોઇ નિમાઇ તથા બીજા ભકતો પણ હસવું ખાળી શકયા નહિ. નિમાઇએ ઝોળીમાં હાથ નાંખી માંહેથી થોડા ચોખા લઇ ખાધા પણ ખરા. તે જોઇ શુકલાંબરે નિમાઇના હાથ પકડી રાખ્યા.

આ પ્રમાણે ઘણા જણ નિમાઇની ઇચ્છા માત્રથી પ્રેમધન મેળવવા લાગ્યા અને કીર્તનનું મંડળ ધીમે ધીમે વધતું ગયું.

આ બાજુએ નવદ્વીપમાં ભારે કોલાહલ થઇ ગયો. શ્રીવાસના ઘરમાં ગીત, વાદ્ય વગેરેનો કલરવ સાંભળી સઘળા લોક જોવા આવવા લાગ્યા. પણ બારણાં બંધ કરવામાં આવતાં અને ત્યાં આગળ એક ભક્તને બારણું સાચવવા માટે બેસાડવામાં આવતો. સંકીર્તનનો આરંભ કરતા પહેલાંજ બારણાં સારી રીતે બંધ થતાં. જેઓ ત્યાર પહેલાં આવી જતા તેઓજ સંકીર્તનમાં દાખલ થઇ શકતા. એકવાર દ્વાર બંધ થયા પછી ભકત અથવા નિમાઇનો અત્યંત નિજજન હોય તોપણ તેને પ્રવેશ કરવા દેતા નહિ. જેઓ ભકત હતા તેઓ તો વખતસરજ આવતા; અથવા કાંઇ અડચણને લીધે વેળાસર ન અવાયું તો તેઓ કદિ મોડા તો આવતાજ નહિ; તેઓ મોડા જવું તેના કરતાં ન જવું પસંદ કરતા.

કીર્તનનો કલરવ સાંભળી બહારના માણસો જોવા આવતા. બારણાં બંધ જોઇ બૂમો પાડતા અને બારણાં જોરથી ઠોકતા. પણ કોઈ તે સાંભળવાની પરવા કરતું નહિ. તેથી તેઓ બહાર ઉભા ઉભા અંદર થતો કલરવ સાંભળતા. આ પ્રમાણે રોજ થતું. ઘરમાં તેઓ જઇ શકતા નહિ તેથી બધા બહારના લોક ગુસ્સે થયા. ‘આ તે વળી શું હશે’ એમ કહી ખૂબ ચર્ચા કરવા લાગ્યા. થોડી વાર પછી તેઓ ગામમાં નાના પ્રકારની ગપ ચલાવી શકયા. ઘરમાં ભજન થાય છે એવું જેમના જાણવામાં આવ્યું તેઓ કહેવા લાગ્યા કે આવું તે ભજન હોય! નાચી ગાઇને ભજન કરાય એવું અમે કદિ સાંભળ્યું નથી. કોઇ કોઇ કહેવા લાગ્યા “ભગવાન હૃદયમાં સૂતેલા છે તેમને આમ ઘોંઘાટ કરી જગાડશે તો તેઓ ગુસ્સે થશે,

તેથી દુષ્કાળ પડશે અને આપણે બધા મરી જઇશું." કોઇ કોઇ કહે, "નિમાઇ પંડિત પહેલાં સારો હતો. તે વખતે કાંઇ એણે આવો નવો સંપ્રદાય ચલાવ્યો ન હતો." કેટલાક કહેવા લાગ્યા કે નદીઆમાં નવો મત ચાલશે નહિ. મુસલમાન બાદશાહ જાણશે તો બધાનાં ઘરબાર લૂંટી લેશે. તે ઉપરથી બીજા કેટલાક કહે કે આટલી બધી ધાંધલ કરવાની શી જરૂર છે ? આપણે બધા મળી એ છોકરાઓનાં ઘરબાર ભાંગી ગંગામાં ફેંકી આવીએ. વળી એક જણ કહે કે ચાલો કાલે આપણે કાજીને ફરીઆદ કરી એમના ઉપર જપ્તી આણીએ. એક પરમ પંડિત અને જ્ઞાની હતો તે બોલ્યો કે જ્યાં છૂપું છે ત્યાં નક્કી દુષ્ટતા હોવી જોઇએ. જ્યારે બારણાં બંધ કરી ગુપ્ત રીતે સર્વ કાર્ય કરે છે ત્યારે જરૂર તેઓ દુરાચરણી હોવા જોઇએ. જો એમની વૃત્તિ સારી હોય તો ગુપ્ત રાખવાની જરૂર શી ? કોઈ કહેવા લાગ્યા કે એઓ તો તાંત્રિકો છે, દારૂ પીએ છે, માંસ ખાય છે, સ્ત્રીઓની સાથે નાના પ્રકારના દુષ્ટ વ્યવહાર કરે છે, અને ન્યાત બહાર મૂકાવાની બ્હીકથી બંધ બારણે આચરણ કરે છે.

પછી કેટલાક ઇર્ષ્યાનો તાપ સહન ન થયાથી કાજી પાસે ફરીઆદ કરવા ગયા. તેમની ફરીઆદનો સાર એ હતો કે નિમાઇ પંડિત થોડાક માણસને લઇને હિંદુ ધર્મનો નાશ કરે છે. તેઓ પ્રથમ તો મોટેથી "હરિ હરિ" પોકારે છે. આમ કર્યાથી ભગવાન જે હૃદયમાં સૂઇ રહેલા છે તે જાગી ઉઠશે. તે આથી ગુસ્સે થશે અને તેથી દેશમાં અન્નપાણી શોધ્યાં જડશે નહિ અને હજારો માણસો ભૂખે તરસે વટવટશે. કાજીએ જવાબ આપ્યો કે એમ હશે તો હું કીર્તન બંધ કરાવીશ.

માઘ માસમાં કીર્તનનો આરંભ થયો હતો. ફાગણમાં તે બરાબર રીતે થવા લાગ્યું હતું. ચૈત્રની આખરમાં તે વિષે બધા નવદ્વીપવાસીઓ ચર્ચા કરવા લાગ્યા. ધીમે ધીમે નિમાઇનું મંડળ વધતું ગયું. તેથી કીર્તન વિષે એવી ગપ ચાલવા લાગી કે બંગાળાના પાદશાહ હુસેનખાંએ નિમાઇ અને તેના સોબતીઓને પકડવા માટે જળરસ્તે લશ્કર મોકલ્યું છે. ઘણા માણસો આ વાતપર વિશ્વાસ કરવા લાગ્યા. ધીમે ધીમે લોકવાયકા વધારે સ્પષ્ટ રીતે અને વિસ્તારથી થવા લાગી. આ વાતને લીધે સમસ્ત નવદ્વીપવાસીઓમાં મોટો સંક્ષોભ ઉત્પન્ન થયો. નિમાઇના કોઇ કોઇ પાર્ષદો આ વાત સાંભળી ભયભીત થયા અને કહેવા લાગ્યા, "ઘેર બેસી પોતાની મેળે ગુપચુપ કીર્તન કરીએ તો શું ખોટું ? સો બસેં માણસ એકઠા થઇને લોકમાં નિંદા થાય એવી રીતે શા માટે કીર્તન કરવું જોઇએ ?"

આ લોકવાયકા આખરે નિમાઇને કાને પણ આવી. તે સમયે તેમનું મન સ્થિર થવા આવ્યું હતું. બહાર પોતાના મિત્રો સાથે શહેરમાં ફરતા અથવા નદી કિનારે બેસતા. નિમાઇની ઉમ્મર તે સમયે ત્રેવીશ વર્ષની હતી. યૌવનની સાથે સૌંદર્ય પૂર્ણકલાએ પહોંચ્યું હતું. ઘણું બારીક રેશમી કોરનું ધોતીયું પહેરતા, શરીરે ચંદન લગાવતા અને પાન પણ ખાતા. નિર્મલ આનંદમય વદન ઉપર પ્રેમ થનથનાટ નૃત્ય કરતો હતો. સારા લોક મળતા ત્યારે તેમની સાથે જરાતરા વાત કરતા. ભૂંડા લોકને જોઇ દૂર રહેતા. તોપણ કેટલાક લોક જાણીજોઇને તેમને પજવવા આવતા. એક દિવસ એક અધ્યાપક નિમાઇને કહે, "પંડિત ! તમે કેમ આ પ્રમાણે નિરાંતે ફરો છો ! તમે જાણતા નથી કે મુસલમાનોની ફોજ આવી

પહોંચવાની તૈયારી છે. જેમણે નજરે જોઇ છે તેઓ કહે છે. સૌથી પહેલાં તો તમનેજ પકડવાના છે. તમે સમજુ છો. તમારે તો આ શહેર છોડી દૂર કોઇ નિર્ભય સ્થાનમાં સંતાઇ રહેવું જોઇએ." તે પંડિતનો હેતુ આ વાત કરીને નિમાઇને ડરાવવાનો હતો. તેમના પર ઉપકાર કરવાનો હતો નહિ. નિમાઇ આ ભયભરેલા સમાચાર સાંભળ્યા પછી પણ વગર ચિંતાએ સ્વચ્છંદે ફરે છે તે જોઇ કેટલાક દુષ્ટ લોકો ઇર્ષ્યાથી નિમાઇને ભય લાગે તેવી વાતો કરવા લાગ્યા.

નિમાઇ ઉપરોકત પંડિતને કહે, "મહાશય ! મને પકડવા માટે લશ્કર આવે છે એ વાત મેં પણ સાંભળી છે. પણ ભાઇ, નાશીને કયાં જાઉં ? સમસ્ત દેશ તો રાજાનો છે. જ્યાં જઇશ ત્યાંથી મને પકડી શકશે. જુઓ મહાશય ! મેં નાની ઉમ્મરથી વિદ્યાભ્યાસ મૂકી દીધો. નવદ્વીપમાં મને કોઇ ઓળખતું નથી. જો રાજા મને કેદ કરશે તો હું આખા દેશમાં જાણીતો થઇશ. વળી હું જે કાંઈ ભણ્યો છું તે હું રાજાને શીખવીશ. રાજા મને માન આપશે તો તમે લોકો પણ માન આપતાં શીખશો."

પંડિત કહે, "તમે બોલો છો શું ? રાજા મુસલમાન છે તે તમારાં શાસ્ત્રની વાત સાંભળીને વિશ્વાસ કરે ખરો કે ? ત્યાં તમારી હુશીઆરી નહિ ચાલે. પકડી જશે તો મોટો અનર્થ થશે. હું તમને ભાઇ જાણીને સલાહ આપું છું કે તમે અહિંથી પલાયન કરી જાઓ."

નિમાઇ કહે, "રાજા ગૌડનગરથી મને પકડવા લશ્કર મોકલે એ સદ્ભાગ્ય હું કેમ જવા દઉં ?" નિમાઇને ડરાવવામાં નિષ્ફળ થવાથી તે પંડિત ગુસ્સે થઇ કહે, "હવે જોઇશું ને ? લશ્કરને

આવવા દો. પછી તમારો ગર્વ કેવો રહે છે તે બતાવીશું." જ્યારે સારા માણસો ખરા સ્નેહથી લશ્કરની વાત કરતા ત્યારે નિમાઇ માત્ર હસતા. નિમાઇનો એટલો પ્રતાપ હતો કે તેમની પાસે જઇ માથાકૂટ કરવાની ભક્તની કે બીજા કોઇની હિંમતજ ચાલતી નહિ. પણ એક રીતે જોતાં શ્રીવાસ જેવા નિમાઇના નિજજનો પણ લશ્કરની વાતથી મનમાં ઘણો ભય પામતા હતા.

## અધ્યાય ૧૩મો.

### નિમાઇનો ભગવાન ભાવ.

કલિ ઘોર તિમિરે, આચ્છાદિત જગત,
ધર્મ થયો નિર્મૂળ.
વિના યત્ને ચિંતામણિ, વિધિએ અપાવ્યો મને,
ગૌર અતિ દયાળુ ઠાકુર.

વાસુદેવ ઘોષ.

વૈશાખ ઉતરતાં કે જ્યેષ્ટના આરંભમાં એક દિવસ બપોરે શ્રીવાસ પોતાના પૂજાગૃહમાં બારણાં બંધ કરીને પોતાના ઇષ્ટદેવ નૃસિંહ ભગવાનનું ધ્યાન કરતા હતા. એવામાં કોઇએ બહાર ઉભાં ઉભાં બારણું ખખડાવ્યું અને કહ્યું, "શ્રીવાસ ! જલદી બારણું ઉઘાડો." શ્રીવાસે જરા ચીડાઇને પૂછ્યું, "કોણ છે એ ?" તેના જવાબમાં બહાર ઉભેલ વ્યક્તિએ કહ્યું, "તમે જેનું ધ્યાન ધરો છો તેજ." આ વાત સાંભળી કંઇક ગુસ્સે થઇને, કાંઇક કુતૂહલથી શ્રીવાસે બારણું ઉઘાડ્યું અને જુએ છે તો નિમાઇ પંડિત ! નિમાઇ

પૂજાગૃહમાં જઇ સિંહાસનપર જે દેવમૂર્તિ હતી તેને બાજુએ ખસેડી પોતે તેને ઠેકાણે બેઠા. શ્રીવાસ નિમાઇને જોઇ એકદમ સ્તંભિત થઇ ગયા. કારણ કે તેમના જોવામાં આવ્યું કે નિમાઇનું શરીર બીજી બધી રીતે પૂર્વ પરિચિત નિમાઇ પંડિત જેવું હતું ખરૂં તો પણ અત્યારે તેમના સર્વ અવયવોમાંથી જે તેજ નીકળતું હતું તેની આગળ સૂર્યનો પ્રકાશ ફિકાશ મારતો હતો. શ્રીવાસ આ અપૂર્વ ઘટના જોઇ સ્તબ્ધ બની ગયા. તેમના મ્હોંમાંથી શબ્દ પણ નીકળ્યો નહિ. ત્યારે નિમાઇ કહે, "શ્રીવાસ! હું આવ્યો છું. તું મને સ્નાન કરાવ."

નિમાઇને જોઈ, 'હું જ ભગવાન' એ વાત સાંભળી શ્રીવાસ સઘળી વાત સમજી ગયા. શ્રીવાસની અવસ્થા વિષે સ્થિર ચિત્તે વિચાર કરીએ. તે જુએ છે કે મારી સામે ભગવાન પોતે બેઠેલા છે જેની આગળ ઇશ્વર ઉભા છે તેના સર્વ અર્થ સિદ્ધ થયા કહેવાય અને સર્વ વાસના પૂર્ણ થઇ કહેવાય. જેની સર્વ વાસના પૂર્ણ થઇ છે એવાને મરણ અને જીવન સરખું છે. એ સ્થિતિ કરતાં બીજી વધારે દુઃખકર કોઇ સ્થિતિ નથી. એટલા માટે મનુષ્યના સુખ અને કલ્યાણને અર્થે ભગવાન તેને આવા દુર્લભ થયા છે. વળી જ્યારે તે મનુષ્યને દર્શન દે છે ત્યારે પણ તે પોતાને સંપૂર્ણ રૂપે હૃદયંગમ ન કરી શકે એની સંભાળ રાખે છે.

આ વિષયપર આગળ વિવેચન થશે. ઘણા શોકના સમાચાર સાંભળવામાં આવે છે ત્યારે પ્રથમ તો તેને હૃદયમાં ધારણ કરવાને મનુષ્ય અશક્ત હોય છે. જો સંપૂર્ણરૂપે ધારણ કરે તો જરૂર તેનું તે ક્ષણે મૃત્યુ થાય. સંપૂર્ણરૂપે નહિ અને અધિક અંશે ધારણ કરાય તો તે મૂર્છિત થાય છે. સાંભળતા વારનેજ ઘણાથી સમાચાર

હૃદયમાં ધારણ થતા નથી. તેનાં ઘણાં કારણ છે. પ્રથમ તો ઘણાને માઠા સમાચાર મળતાં પૂરી શુદ્ધિ રહેતી નથી. કેટલાકને તેનાપર અવિશ્વાસ ઉત્પન્ન થાય છે. જેમ પુત્રના મરણના સમાચાર કેટલાક સાંભળે છે ત્યારે આ વાત ખોટી હશે એવી મિથ્યા આશા થોડા વખત સુધી રાખે છે.

અત્યંત આનંદ થાય એવા સમાચારથી પણ ઉપરના જેવી સ્થિતિ થાય છે. ભગવાનનાં દર્શન કરતાં મનુષ્યને માટે અધિક આનંદનો પ્રસંગ બીજો હોતો નથી. આ બનાવથી પણ કોઇને મૃત્યુ, કોઇને મૂર્છા અને કેટલાકને થોડે ઘણે અંશે બેભાન અવસ્થા પ્રાપ્ત થાય છે. શ્રીવાસે જ્યારે જાણ્યું કે મારા સન્મુખ શ્રીભગવાન પોતે બેઠેલા છે ત્યારે તેઓ પણ અત્યંત હર્ષને લીધે લગભગ બેશુદ્ધ થઈ ગયા અને વિજળીના ચમકારાની માફક નાના પ્રકારના વિચારો તેમના મગજમાં ઉત્પન્ન થવા લાગ્યા. તેઓ વિચાર કરતા કે "અરે ! પરમેશ્વર સાચી વસ્તુ હશે ? શું આ તે જ છે ! અથવા હું સ્વપ્ન જોઉં છું ?" વળી વિચારે છે કે, "હું કોણ ? હું શ્રીવાસ છું ? અને આ પ્રાણના પ્રાણ, વિશ્વના આત્મા ભગવાનજ હશે ?" આવા પ્રકારના સંદેહ જીવ માત્રને પ્રકૃતિથીજ મળેલા છે. એ બહુ કિંમતી ચીજ છે. એનાવડે ભગવાનનું આસ્વાદન કરવાનો મનુષ્યને અવકાશ રહે છે. જેમ ભુરા કાચવડે સૂર્યદર્શન સુલભ થાય છે તેમ અવિશ્વાસ ભગવાનરૂપી સૂર્યનું તેજ કમી કરી તેને મનુષ્યના દર્શન માટે યોગ્ય બનાવે છે. આથી જેઓના મનમાં ઇશ્વર વિષે અવિશ્વાસ ઉત્પન્ન થાય છે તેઓ કમનસીબ છે એમ ન સમજવું. મનુષ્યના કલ્યાણને અર્થે ઇશ્વરે તેના સ્વભાવમાં શંકાને સ્થાન આપ્યું છે.

જેમ નરમ માટીમાં ખીલો મારવો સહેલ છે અને ખેંચી કહાડવો પણ સહેલ છે તેમ જેઓ એકદમ વિશ્વાસ કરે છે તેઓનો વિશ્વાસ તેટલોજ જલદીથી ખસી જાય છે. આ સર્વ રહસ્ય વાંચનાર હૃદયમાં ઉતારશે.

શ્રીવાસ ઉપર કહ્યા તેવા ભાવતરંગમાં ડુબકાં ખાતા હતા પણ તેમની આ અવસ્થા ઝાઝી વાર ટકી નહિ. કેમકે ભગવાને તેમને સ્નાન કરાવવાની આજ્ઞા કરી, તેથી તેનું જલદીથી પાલન કરવાને માટે તેમણે પોતાના ભાઇઓને, ઘરની સ્ત્રીઓને અને નોકર ચાકરને મોટે સાદે બોલાવ્યાં. તેઓ આવ્યાં એટલે શ્રીવાસે કહ્યું, "શ્રીભગવાન પધાર્યા છે; તેમને સ્નાન કરાવવું છે; તમે હમણાંને હમણાંજ નવા સો ઘડા લઇ તેમાં ગંગાજળ ભરાવી મંગાવો." આ વાત સાંભળતાંજ ઘરનાં બધાં માણસ ગાંડાની માફક પાણી ભરી લાવવા ગંગા તરફ દોડયાં. નિમાઇ વિષ્ણુસિંહાસનપર બેઠા છે અને શ્રીવાસ હાથ જોડી તેમની આગળ ઉભા રહ્યા છે.

થોડીવારમાં ગદાધર વગેરે ભક્તજનો આ સમાચાર સાંભળી ત્યાં આવી પહોંચ્યા. ગંગાજળથી ભરેલા સો કોરા ઘડા શ્રીવાસના આંગણાંમાં હારબંધ ગોઠવાઇ ગયા. તેમના કુટુંબની સ્ત્રીઓ કેવી રીતે પાણી ભરી લાવતી હતી તે વિષે ચંદ્રોદય નાટકમાં લખ્યું છે કે "ગૌરાંગની વાત રસ્તે કરતી કરતી તેઓ જતી હતી ત્યારે નેત્રમાંથી આનંદાશ્રુની ધારા વહેતી હતી, માથાની વેણી છુટી પડતી હતી, વસ્ત્ર અસ્તવ્યસ્ત થતાં હતાં અને ગાલ તથા શરીરપર રોમાંચ અને કંપ થતો હતો."

શ્રીવાસના ભાઇઓની તથા અન્ય કુટુંબીજનોની આ અવસ્થા એકાએક ઉદ્દ્ભવેલી ન હતી. તેઓ કેવા હતા તે પૂર્વે કહેવામાં આવ્યું છે. તેઓ નિમાઇના સહવાસના પ્રતાપથી રાત દિવસ પ્રેમ હિલ્લોલે હીંચતા હતા. ભગવાન આપણા અતિ પ્રિય નિજજન છે, તે અતિ નિકટ છે, તે દર્શન આપવાની તૈયારીમાં છે એ આશા તેમના હૃદયમાં પ્રબળપણે ઉદય પામી હતી. નિમાઇ પોતે પરમાત્મા હશે કે નહિ એ વાતપર તેઓ શંકાયુકત થઇ વિચાર કરતા હતા તેવામાં તેમના જાણવામાં આવ્યું કે ભગવાન પધાર્યા છે અને તે અન્ય કોઇ નહિ પણ નિમાઇજ છે. સર્વના મનમાં જે ઇચ્છા હતી તે સંપૂર્ણરીતે પૂર્ણ થઇ.

જ્યેષ્ઠ માસનો આરંભ હતો. બપોર થયા હતા આંગણામાં પ્રભુ ઉંચા બાજઠપર બેઠા હતા અને તેમના ઉપર સો ઘડા જળ રેડાતું હતું. ત્યાં હાજર હતા તેઓ બધા ગાંડા બની ગયા હતા. તેઓને બાહ્ય-જ્ઞાન હતું નહિ. જેમનાથી બન્યું તેઓ ઘડો લઇ ભગવાનના મ-સ્તક ઉપર અભિષેક કરતા હતા. નિમાઇના શરીરપરથી જે જળ નીચે વહી જતું હતું તે જળમાં પણ તેમના શરીરનું તેજ ભળી ગયું હતું. તે પણ આંગણામાં સુવર્ણરસની પેઠે ઝગારા મારતું હતું. સૂક્ષ્મ સફેદ વસ્ત્ર વડે ભકતોએ ભગવાનનું અંગ લૂંછી નાંખ્યું. તે વસ્ત્રમાં પણ તેજની કણિકાઓ ચોંટી રહેવાથી તે કિનખાબની માફક ચળકતું હતું. પછી ભગવાનને ઝીણું કોરૂં વસ્ત્ર પહેરાવી વિષ્ણુમંદિરમાં લઈ ગયા.

ત્યાં જઇ તે પુનઃ વિષ્ણુસિંહાસન ઉપર બેઠા. એ ઓરડાની આસપાસ વાંસની ટટ્ટી હતી. તેમણે સિંહાસનપર બેસી બારણું

બંધ કરાવ્યાં. કેટલાક ભક્તો ઓટલાપર બેઠા અને કેટલાક આંગણામાં ઉભા રહ્યા. સર્વના જોવામાં આવ્યું કે પૂજાગૃહ તેજોમય બની ગયું છે. ટટ્ટીના છિદ્રમાંથી તેજનાં કિરણ બહાર નીકળતાં હતાં. એ તેજ કેવું હતું તેનો ખ્યાલ લાવવા માટે યાદ રાખવું જોઇએ કે જ્યેષ્ઠ માસના મધ્યાહ્નના સૂર્યનુ તેજ તેની આગળ ફિક્કુ પડી ગયું હતું. ત્યાર પછી થોડી વારમાં જેઓ બહાર ઉભા હતા તેમને કાને એક સુમધુર મુરલીધ્વનિ આવવા લાગ્યો. તેઓ ત્યાં રહ્યા રહ્યા એ અમૃતનું પાન કરવા લાગ્યા અને આનંદથી તદ્દન જડવત્ થઈ ગયા. એટલામાં અંદરથી 'શ્રીવાસ' એવો શબ્દ આવ્યો. નિમાઇએ આજદિન સુધી શ્રીવાસને કદિ પણ નામ દઇને બોલાવ્યા ન હતા.

શ્રીવાસ અંદર ગયા. નિમાઇ કહે "શ્રીવાસ ! તારા ઘરમાં મારે માટે જગ્યા કર. હું તારા ઘરમાં આવીશ." આ સાંભળી બધા લોક તેમને અંદર લઇ જવાની તૈયારી કરવા લાગ્યા. શ્રીવાસ ગદાધરને કહે, "તમે વિષ્ણુસિંહાસનને ઘરમાં લઇ જાઓ. નિમાઇ તેના ઉપરથી ઉતર્યા બીજા આસન પર બેઠા અને સિંહાસનને ઘરમાં લઇ જવામાં આવ્યું.

શ્રીવાસના ભાઇઓએ તે ઓરડામાં સુંદર ચંદરવો બાંધ્યો. સિંહાસન ઉપર દૂધ જેવી ધોળી ચાદર પાથરી. ઓરડામાં બહુ તેજ ન આવે તેટલા સારૂ બારણાપર પડદો નાખી દીધો. પછી નિમાઇ દેવગૃહમાંથી ચાલીને તે ઓરડામાં આવ્યા. ભક્તો જોતા હતા કે પ્રભુનો દેહ કરોડો વિજળીથી વીંટાયલો હતો. તે તેજથી ઉનાળાના મધ્યાહ્નના સૂર્યનો પ્રકાશ ઝાંખો પડતો હતો.

પ્રભુ શ્રીવાસના શયનગૃહમાં સિંહાસનપર બેઠા. તેજથી ઓરડો ઝગમગી ઉઠયો. એમજ લાગતું કે તેમનો દેહ રકતમાંસનો નથી પણ સુવર્ણ વર્ણના તેજનો બનેલો છે. તે તેજ જો કે સૂર્યના પ્રકાશ કરતાં વધારે ઉજ્જવલ હતું તોપણ શીતળ હોઇ નેત્રને તૃપ્ત કરતું હતુ. તેના તરફ જોતાં નેત્રને શ્રમ પડતો ન હતો પણ સુશીતળ આનંદસાગરમાં ડૂબતાં હતાં.

પછી ગદાધરે નિમાઇને સર્વાંગે ફૂલથી શણગાર્યા. ગળામાં ફૂલની માળા, હાથમાં ગજરા, બાજુબંધ અને માથામાં ફૂલનો મુગટ પહેરાવ્યો. ત્યાર પછી બધે શરીરે ચંદન, અગરૂ, કપૂર અને કેસરનો લેપ કર્યો. કોઇ ચમર હલાવવા લાગ્યા, કોઇ હાથ જોડી સ્તવન કરવા લાગ્યા, કોઇ આનંદથી આળોટવા લાગ્યા અને કોઇ નિમાઇનું ચંદ્રવદન નિરખવા લાગ્યા.

ભગવાનને પોતાના પ્રિયજન સમજીને કેટલાક લોક તેમનું ભજન કરે છે; વળી સર્વશકિતસંપન્ન માનીને કેટલાક તેમનો આશ્રય માગે છે. ગીતામાં લખ્યું છે કે જે માણસ ભગવાનને જે પ્રકારે ભજે છે તેને ભગવાન તે પ્રકારે ભજવા દે છે. તમે તેમને સર્વશકિતસંપન્ન માની ભજન કરશો તો શંખ, ચક્ર વગેરે હાથમાં ધારણ કરી તમને દર્શન આપશે. તમે જો તેમને પોતાના પ્રિય સખા માની ઉપાસના કરશો તો પોતાની સર્વ વિભૂતિનો પરિત્યાગ કરી તમારી આગળ તમારા જેવા થઇને ઉભા રહેશે. પોતાનાં સ્ત્રી પુત્ર આગળ કોઇ હથીઆરબંધ જતું નથી અને જેઓ ભગવાનને પોતાના પ્રિયતમ માને છે તેઓ સ્વાર્થ સાધવા ભજન કરતા નથી. તેમને ભગવાનની શકિતની દરકાર નથી.

જરા વિચાર કરો કે લાંબા કાળથી વિરહથી પીડાતી ગૃહિણી પાસે તેનો પ્રિયતમ પતિ આવે તો તે શું તેને એમ કહેશે કે હે નાથ ! મને દ્રવ્ય આપો. વસ્ત્રાલંકાર આપો? તે તો ઉનાળો હશે તો પતિને પંખો નાંખશે, યત્ન કરી તેને જમાડશે અને સુવાડીને તેની સેવા કરશે. ગદાધર વગેરે ભકતો તેજ પ્રમાણે ભગવાનની સેવા કરતા હતા

આ ઉપરથી કોઇ એમ શંકા કરશે કે ભગવાનની આવી તુચ્છ સેવા શા માટે કરવી જોઇએ ? તેમને પાન ખવડાવવું, ગળામાં માળા પહેરાવવી, એવી એવી બાળકોની રમત ભગવાન સાથે કેમ કરવી ઘટે ? પણ વિચાર કરવો જોઇએ કે તે ભગવાન છે પણ સેવા કરનાર તો સાધારણ માણસ છે. જે પ્રકારની સેવા મનુષ્યથી બની શકે તેવીજ તે કરે. જો પરમેશ્વર એકાદ પક્ષીને દર્શન આપે અને તેમની સેવા કરવાની પક્ષીને ઇચ્છા થાય તો તે ઘણું તો પોતાની ચાંચમાં એકાદ કીડો લાવી ભગવાનને અર્પણ કરે એ સ્વાભાવિક છે. જેને જે પ્રિય હોય તે ભગવાનને અર્પણ કરે. મનુષ્ય પાન, ફૂલનો હાર, ખાવાના મિષ્ટ પદાર્થ સિવાય બીજું શું આપી શકે ? જો કોઇ એમ કહે કે ભગવાનને સેવાની શી ખોટ છે ? શા માટે તેની સેવા કરવી જોઇએ ? એક શ્રીમંત પુરુષને ઘેર ઘણાં દાસ દાસીઓ છતાં તેની સ્ત્રી જાતે શા માટે તેની સેવ. કરે છે ? પ્રિયજનની સેવા કરવામાં ઘણો આનંદ મળે છે. વળી ભગવાન સર્વશક્તિમાન છતાં ભક્તની તુચ્છ પણ પ્રેમયુક્ત સેવા સ્વીકારે છે અને ભકતો હૈયાની ઉલટથી સેવા કરે છે.

ગદાધર વગેરે ભક્તો આ કારણથી ભગવાનની સેવા કરતા હતા. પછી નિમાઇ કહે, "હું કોણ છું તે તમે જાણો છો? જે તમારા હૃદયમાં વસે છે તે હું છું. હું જીવમાત્રનુ દુઃખ ટાળવા માટે અત્રે આવ્યો છું. હું આ વખતે દુષ્ટોને સજા નહિ કરૂં પણ માત્ર પ્રેમ અને ભક્તિનું દાન કરી તેમનો સંતાપ નિવારીશ. તમે કોઇ પણ પ્રકારનો ભય રાખશો નહિ. મુસલમાન પાદશાહ તમને કશી ઇજા કરી શકનાર નથી."

શ્રીવાસ જે અત્યાર સુધી જડ જેવા ઉભા રહ્યા હતા તે હવે મહા મુશ્કેલીએ બોલ્યા, "તમે અમારા ઘરમાં છો: હવે અમારે ભય શાનો? તમે દયામય છો એવું સાધુસંત પુરુષોને મ્હોડેથી અમે સાંભળીએ છીએ પણ તમારા જેવી દયા અમે આજ સુધી જોઈ નથી." નિમાઇ કહે, "જો હું મુસલમાન પાદશાહ પાસે જઇશ તો હું તેને સજા નહિ કરૂં; તેનું હૃદય દ્રવિત કરીને હુ તેને પવિત્ર બનાવીશ. તે કેવી રીતે કરીશ તે હું તમને સર્વને હમણાંજ બતાવું છું." એમ કહી નિમાઇએ "નારાયણી" કહી સાદ કર્યો. નારાયણી શ્રીવાસની ભત્રીજી હતી. ઉંમર માત્ર ચાર વર્ષની હતી. તે ઘરમાજ હતી. તે આવી એટલે પ્રભુએ તેને કહ્યું, "નારાયણી, હું તને વરદાન આપુ છુ કે તને કૃષ્ણપ્રેમની પ્રાપ્તિ થાઓ." આ શબ્દ બોલાયા એટલામાં તો ચાર વર્ષની બાળકી નારાયણી "હે કૃષ્ણ! હે કૃષ્ણ!" કહી પ્રેમમુગ્ધ થઇ પૃથ્વી પર ઢળી પડી અને કૃષ્ણ વિરહથી રૂદન કરવા લાગી. ત્યારે નિમાઇએ જરા હસીને કહ્યું, "હું જ્યારે પાદશાહની પાસે જઇશ ત્યારે તેની પણ આ દશા થશે; પણ તેનું એવું સદ્ભાગ્ય થવાને હજી ઘણા દિવસની વાર છે."

આ અલૌકિક બનાવ એવો એકાએક અણધારી રીતે બન્યો કે જેટલા ત્યાં હાજર હતા તેઓ અચંબામાં ગરકાવ થઇ ગયા. પોતે કયાં છે, શું કરે છે તેનું તેમને ભાન રહ્યું ન હતું. કોઇ વાર તેમને આ બનાવ સત્ય ભાસતો, કોઇ વાર સ્વપ્નવત્ લાગતો. નિમાઇનો આ પ્રકાશ થોડીવારજ રહ્યો. એનું ઉદ્દેશ્ય માત્ર શ્રીવાસ અને બીજા કેટલાક મર્મી ભક્તજનોને અભયદાન આપવાનુ હતું. તે દિવસ વધારે વાતચીત થઇ નહિ.

નિમાઈ જયારે શ્રીવાસ સાથે વાત કરતા હતા ત્યારે ગદાધર તેમને શરીરે ધીરે ધીરે ચંદન લગાડતા હતા અદ્વૈતે પ્રથમ કહ્યું હતુ કે નિમાઇ કેવા પ્રકારનો બાળક છે તે થોડીવારમાં જણાશે એ વાત હવે ગદાધરને યાદ આવતી હતી. પણ તે કોઇને કશી વાત ન કહેતાં ચુપચુપ નિમાઇની સેવા કરતા હતા. એવામાં શ્રીવાસનાં પત્નિ માલિની તથા તેમના ત્રણ ભાઇની વહુઓ મળી ચાર જણ બારણા આગળ આવી ઉભાં રહ્યા. આખા ઓરડાને તેજથી પરિપૂર્ણ કરી નિમાઇ વિષ્ણુસિંહાસન ઉપર બેઠા હતા. બારણે પડદો હતો. ઉમરા આગળ ચારે સ્ત્રીઓ ઉભી હતી. તેમાંની ત્રણ તો જુવાન વહુઓ હતી. તેઓ કદિ નિમાઇની સન્મુખ આવતી નહિ.

તેમણે શ્રીવાસના છેક ન્હાના ભાઇના કાલાવાલા કરી કહ્યુ, "શું અમને દર્શન નહિ કરવા દો ?" પોતે સ્ત્રીઓ તેથી તેમની ઘરમાં જવાની હિંમત ચાલતી ન હતી અને ઘરમાં સ્વયં ભગવાન હતા તેથી મનમાં તો અત્યંત ઉત્કંઠા જાગી હતી. તેઓ લાચાર થઇને શ્રીકાંતને દયાજનક શબ્દોમાં કહે, "તમે એકવાર અંદર જઇને પ્રભુને અમારી અરજ સંભળાવો. શું અમે સ્ત્રીઓ છીએ તેથી

તેમના ચરણનાં દર્શન નહિ કરી શકીએ ?" આનો શો ઉત્તર આપવો તેનો શ્રીકાંત વિચાર કરતા હતા એવામાં તો સ્ત્રીઓનો કરુણ પુકાર સાંભળી દયાળુ પ્રભુ કહે, "જેઓ મારું દર્શન કરવા માટે અત્યંત વ્યાકુળ ચિત્તે બહાર ઉભાં છે તેઓ સુખેથી અંદર આવે અને મને મળે" આ આજ્ઞા સાંભળી તે ગૃહિણીઓ ધડકતે હૃયે ઓરડામાં દાખલ થઇ. હર્ષ, લજ્જા, ભય વગેરે નાના પ્રકારના ભાવથી વિહ્વલ અને દિગ્મૂઢ થઇ મ્હોં ઉંચું કરી સાડલાને છેડે સહજ મુખ ઢાંકી પ્રભુનું ચંદ્રવદન તેઓ નિહાળવા લાગી. થોડી વાર સુધી જોઇ તેઓ ભક્તિથી ગદગદ થઇ પ્રભુના ચરણમાં પડી. ત્યારે નિમાઇએ કૃપાવંત થઇ તેમનાં પુષ્પ અને સુવર્ણાલંકારયુક્ત મસ્તક ઉપર પોતાના પાદપદ્મનો સ્પર્શ કર્યો અને આશીર્વાદ આપ્યો કે તમારું ચિત્ત સર્વદા મારામાં રહો.

નિમાઇ એક પરમ સુંદર યુવાન પુરુષ કુલવતી વધુઓને કહે, "તમારું ચિત્ત સર્વદા મારામાં રહો." આ બોલ બોલતાં નિમાઇને જરા પણ સંકોચ થયો ન હતો. સ્ત્રીઓ પણ આ શબ્દ સાંભળીને કુંઠિત થઇ નહિ. તેમના પતિ પણ પાસે ઉભા હતા. તેમને પણ ક્રોધ ન ચ્હડયો. કારણ સ્ત્રીઓનો તેમની સાથે એટલો નિકટનો સંબંધ હતો. આત્માનો ભગવાન સાથે જેટલો નિકટનો સંબંધ છે તેટલો તેને કોઇ સાથે નથી.

ત્યાર બાદ થોડીવાર પછી નિમાઇચંદ્ર સિંહાસન પર બેઠાં બેઠાં બોલ્યા, "હું હમણાં જાઉં છું; યોગ્ય સમયે આવીશ." આટલું કહી તે ઉભા થવા ગયા અને એક ગર્જના કરી પૃથ્વી પર મૂર્છિત થઇને પડી ગયા. બધાએ હાહાકાર કરી તેમને ઝાલી

લીધા. જુએ છે તો જીવનનું ચિહ્ન પણ શરીરમાં નથી. ઘણે પ્રયત્ને નિમાઇના દેહમાં ચેતન આવ્યું. સંપૂર્ણ ચેતન આવ્યું ત્યારે તે શ્રીવાસને સંબોધન કરીને કહેવા લાગ્યા, "પંડિત! હું અહીં શી રીતે આવ્યો? શું હું સૂઇ ગયો હતો? કે આ હું સ્વપ્ન જોઉં છું! મને કૃપા કરીને કહો મેં કાંઇ અઘટિત આચરણ તો નથી કર્યું?"

શ્રીવાસ, શ્રીરામ, ગદાધર એકબીજાનાં મ્હોં સામું જોવા લાગ્યા. પછી બધાએ કહ્યું, "ના, તમે કશું અઘટિત નથી કર્યું." પછી નિમાઇ ધીમે ધીમે ચાલીને ઘેર ગયા.

પ્રથમ ઉપવીત સમયે એકવાર નિમાઇએ પોતાનાં માતાને કહ્યું હતું, "હું હમણાં જાઉં છું; પાછી આવીશ;" વળી તેમણે આજે શ્રીવાસને કહ્યું, "હું જાઉં છું; બીજીવાર આવીશ." એ "હું આવીશ" કહેનાર કોણ? આ બાબતનો હવે પછી વિશેષ વિચાર કરીશું.

શ્રીવાસનું ઘર આનંદપૂર્ણ થઇ રહ્યું હતું. બીજે દિવસે નિમાઇને બધા ભક્તો મળવા ગયા પણ તે વખતે તેઓ સાધારણ માણસજ હતા; પણ અત્યંત મધુર અને પરમ ભક્ત જેવા દેખાતા હતા. જે નિમાઇએ આગલે દિવસે યુવાન સ્ત્રીઓના શિર ઉપર પગ લગાડી કહ્યું હતું કે "તમારૂં ચિત્ત મારામાં રહો" તેજ નિમાઇ આજે અત્યંત દીનતા પૂર્વક બોલતા હતા કે "હે કૃષ્ણ! હે કૃપાનિધે! મારો વિષય વાસના થકી ઉદ્ધાર કરો." એમ કહી તે અશ્રુપાત કરતા. પણ નિમાઇનો આ ભકતભાવ જોઇ શ્રીવાસ અને બીજા ભક્તો હવે છેતરાય એવા ન હતા. તેમને તો શ્રીભગવાન પ્રત્યક્ષ પ્રકટ થયા છે એમ જાણી આખું જગત સુખમય લાગતું હતું.

મુરારિ ગુપ્તની વાત પ્રથમ થોડી કહેવામાં આવી છે. નિમાઇ હમેશાં તેમની સાથે નાના પ્રકારના વિતંડાવાદ કરતા હતા. મુરારિ અત્યંત પ્રેમી, મનુષ્યનું કલ્યાણ કરવા ઉમંગવાળા, સર્વને પ્રિય અને ઉત્તમ પંડિત હતા. આ સમયથી તે નિમાઈના નિતાંત અનુયાયી થયા હતા. તેમનાં લખાણ વડે આપણે નિમાઇની પૂર્વ લીલા જાણી શકીએ છીએ. નીચે જે વાત કહેવામાં આવશે તે સઘળી મુરારિએ પોતે કહેલી છે; તેમણે પોતે જે નજરે જોયુ તે લખી રાખ્યું હતું.

મુસલમાન સૈન્ય આવે છે એ વાત મુરારિએ પણ સાંભળી હતી, તેથી મુરારિને આશ્વાસન આપવાનુ ભગવાનનું કર્તવ્ય હતું નિમાઇનો દેહ તે સમયે એક રીતે કાચના જેવો પારદર્શક બન્યો હતો. જેમ કાચના વાસણમાં કોઇ ચીજ રાખીએ તો તે ચીજનો રંગ કાચ ધારણ કરે છે તેમ નિમાઇનો દેહ ઘડી ઘડી નાના પ્રકારની આકૃતિ ધારણ કરતો હતો. એ સુવર્ણ ગૌર વર્ણ ભગવાનનોજ હતો. જે દેહમાં ભગવાન પોતે વિરાજમાન હતા તે દેહવડે જગતના સર્વ પદાર્થો જોઈ શકાતા પૂર્ણ દેહની અંદર અંશનું દર્શન થાય તો તેમાં અસંભવિત નથી. જ્યારે નિમાઇએ બ્રહ્માની સ્તુતિ સાંભળી ત્યારે તેમના દેહમાં બ્રહ્માનો આવેશ આવ્યો. તે બ્રહ્મા થઇને નીચા નમીને શ્રીકૃષ્ણને પગે લાગવા લાગ્યા. શિવજીની કથા સાંભળતાં તેમનામાં શિવ ભાવનો ઉદય થયો, અને ડમરૂ વગેરે શિવનાં વાદ્ય વગાડી શિવના સર્વ ભાવ તેમણે પોતાના દેહવડે બતાવ્યા. એક દિવસ વરાહ અવતાર સંબંધી એક શ્લોક સાંભળીને નિમાઇ હુંકાર કરી ઝપાટાબંધ મુરારિને ઘેર આવ્યા. મુરારિ ઘરમાંજ હતા પણ તેમના તરફ દૃષ્ટિપાત ન કરતાં સીધા દેવગૃહમાં ગયા. મુરારિ પાછળ પા-

બળ ગયા અને દેવગૃહના બારણા આગળથી સઘળી ઘટના જોવા લાગ્યા. નિમાઇ ઓરડામાં રહ્યા રહ્યા કહે, "અરે ! આ પ્રચંડ પર્વત જેવું ભૂંડ આવે છે. તે મહા બળવાન દેખાય છે. તેણે પોતાના દાંતની અણિ ઉપર પૃથ્વી ધારણ કરી છે. તે પોતાના વિશાળ દાંત મારા હૃદયમાં ભોંકી મને પીડા કરે છે." એમ કહી નિમાઇ જાણે કે પ્રચંડ વરાહથી નાસવા જતા હોય તેમ પાછા હઠવા લાગ્યા. પણ બે ત્રણ ડગલાં ભર્યાં ન ભર્યાં એટલામાં જાણે તે વરાહે તેમના હૃદયમાં પ્રવેશ કર્યો હોય તેમ તે એકદમ બેશુદ્ધ થઇ ગયા અને જમીનપર વરાહની પેઠે હાથ અને પગ ઉપર ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં તેમની આગળ એક પીત્તળનો જંગી ચરૂ પાણીથી ભરેલો પડયો હતો તેને દાંત વડે ઉંચકી દૂર ગબડાવી પાડયો.

મુરારિ નિમાઇને જોઇ રહ્યા છે—અર્ધો વરાહનો આકાર, અર્ધો મનુષ્યનો આકાર. તે જડવત્ ઉભા રહ્યા. તે વરાહ આકૃતિ એક ભયાનક ગર્જના કરી મુરારિ તરફ જોઇ કહે, "હું મનુષ્યોને ભકિત અને ધર્મ શીખવવા આવ્યો છું. તુ બ્હીશ નહિ." મુરારિથી કશો ઉત્તર અપાયો નહિ. તે વખતે તેમને બહુ વર્ષ ઉપરની એક કથાનું સ્મરણ થયું. પાંચ વર્ષની વયે નિમાઇએ તેમને ઉપદેશ આપ્યો હતો તે દિવસથી આજ સુધીની તેમની સર્વ લીલા એક સામટી મુરારિના મનમાં ખડી થઇ. ત્યારે તેમને સમજાઇ ગયું કે જે મારી આગળ ઉભા છે તે હવે નિમાઇ નથી પણ શ્રીભગવાન છે. પણ મુરારિ આ ભયંકર મૂર્તિ જોઇને તથા ભયંકર હુંકાર સાંભળીને ગભરાઇ ગયા હતા. જરા પણ વાત કરી શકયા નહિ. શું કરવું, શું બોલવું તેની તેમને જરા પણ સૂઝ પડી નહિ.

માત્ર દીનતાથી તે વારંવાર નીચા નમી નમીને પ્રણામ કરવા લાગ્યા. મુરારિની આ અવસ્થા જોઇને તેમને સચેતન અને નિશ્ચિંત કરવા નર-વરાહ કહે, "મુરારિ ! તું ડરીશ નહિ. તું મને બહુ વ્હાલો છે. પણ તું વેદ ઉપર બહુજ શ્રદ્ધા રાખે છે. પણ વેદ તો આંધળા છે. વેદ મારૂં તત્વ શી રીતે જાણે?" પછી જરા ગુસ્સે થઇને કહે, "કાશીમાં પ્રકાશાનંદ સરસ્વતી વેદ વેદાંતનો મોટો આચાર્ય છે. તે વેદના ખોટા અર્થ કરી લોકોને ખોટું શિક્ષણ આપી મારા અંગના કડકે કડકા કરી નાંખે છે. તેને હું થોડા વખતમાં સજા કરીશ * તું વેદાંતની ચર્ચા છોડી દે અને પ્રેમથી મારી ભક્તિ કર."

હવે મુરારિની વાચા ઉઘડી. તેમણે કહ્યું, "હે પ્રભુ ! અનંત કોટિ બ્રહ્માંડ તમારા વાળના એક છિદ્રમાં સમાઇ જાય છે. તમને વેદ શી રીતે સંપૂર્ણપણે જાણી શકે? તમે કોણ છો તે તો તમેજ જાણો. અમે શું જાણીએ? અમે જે જાણીએ છીએ તે કહીએ છીએ." એમ કહી મુરારિ પ્રભુને ચરણે પડયા અને ક્રંદન કરવા લાગ્યા.

નર-વરાહ કહે, "હું જાઉં છું." એમ કહી નિમાઇ મૂર્છિત થઇને પડી ગયા. મુરારિએ જળ છાંટી તેમને શુદ્ધિમાં આણ્યા

---

* પાછળથી એ મહા પંડિત સંન્યાસી પ્રકાશાનંદ વેદ અધ્યયનનું અને જ્ઞાનનું અભિમાન છોડી દઈ પ્રેમવિહ્વલ ગોપી જેવા બન્યા હતા. તેમણે સંસ્કૃતમાં શ્રીગૌરાંગ વિષે કેટલાક પુસ્તક પણ રચ્યાં છે. ભરતખંડમાં તે જમાનામાં પ્રકાશાનંદ જેવો વેદ વેદાંતમાં નિપુણ કોઈ પંડિત હતો નહિ. તેમની સમાધ હજી વૃંદાવનમાં છે.

એટલે નિદ્રામાંથી જાગ્યા હોય તેમ કહે, "મુરારિ! હું બેશુદ્ધ બન્યો હતો ખરૂં! પણ હું અહિં શી રીતે આવ્યો? હું તો શ્રીવાસને ઘેર વરાહનું સ્તવન સાંભળતો હતો. એટલું મને યાદ છે. મેં કશું અણુઘટતું તો નથી કર્યુંને?" મુરારિ નીચે મ્હોંડે સાંભળ્યા કરે છે.

આ પ્રમાણે નિમાઈના નિજજન તેમને નાના રૂપે જોવા લાગ્યા. કોઇ ચતુર્ભુજરૂપે, કોઇ કૃષ્ણ રૂપે, કોઇ મહાદેવ રૂપે જોઇ ભક્તજનો મુસલમાનોનો ડરતો ભૂલીજ ગયા. ઘરબાર, પુત્રપરિવાર મૂકી દઇને સર્વે નિમાઇની .પાસેજ રાત્રિ દિવસ બેસવા લાગ્યા તેઓ વિના કારણ હસતા, વિના કારણ રડતા, અને વિના કારણ નૃત્ય કરતા. આ પ્રમાણે આનંદથી સઘળા ઘેલા બની ગયા હતા. હવે આ વાત ગુપ્ત રહી શકી નહિ. શ્રીકૃષ્ણ નવદ્વીપમાં શચીને ઘેર જન્મ્યા છે. એ વાત ધીમે ધીમે આસપાસનાં ગામોમાં બધે પ્રસરી ગઇ.

નિમાઇના બે ભાવ હતા. ભક્તભાવ અને ભગવાનભાવ જ્યારે ગયાથી આવ્યા ત્યારે કેવળ ભક્તભાવ હતો. શ્રીવાસને ઘેર તે દિવસનો બનાવ બન્યા પછી તેમનામાં ભગવાનભાવ આવવા લાગ્યો. તે દિવસથી તે ઘણી વાર ભગવાનભાવમાં રહેતા. પ્રથમ જેમ રાત્રે કીર્તન થતું તેમ હવે દહાડે પણ થવા લાગ્યું. રાત દિવસ નિમાઇ અને તેમના ભકતો પ્રેમમાં મસ્ત રહેવા લાગ્યા. નિમાઇની ચેતનાવસ્થામાં કોઇની તેમને ભગવાન કહેવાની હિંમત ચાલતી નહિ. એટલે સુધી કે ભગવાન અવસ્થામાં નિમાઇ જે જે આચરણ કરતા, જે કાંઇ બોલતા તેમાંનું કશુંય પણ તેઓ તેમને

કહેતા નહિ. ચેતનાવસ્થામાં નિમાઈ દાસ્યભાવે પોતાને અતિ દીન, જગતમાં સર્વથી અધમ માની પ્રત્યેક જણ આગળ અત્યંત કરુણ સ્વરે વિલાપ કરી કૃષ્ણપ્રેમની ભિક્ષા માગતા અને કહેતા, "તમે કૃષ્ણના દાસ છો; કયે પ્રકારે મને કૃષ્ણભક્તિ મળે તે મને સમજાવી મારો પ્રાણ બચાવો." તોપણ નિમાઈ પોતાના ભક્તોને ચરણે અડકતા નહિ કે તેમને પગે લાગતા નહિ. તેમ કરવાથી ભક્તોના દિલને બહુ દુઃખ થતું તેથી માત્ર હાથ જોડીનેજ વિનંતિ કરતા.

## અધ્યાય ૧૪મો.

### નિત્યાનંદ

એજ જ્યેષ્ઠ માસમાં શ્રીનિત્યાનંદ નવદ્વીપમાં આવ્યા. વર્ધમાન નગર પાસે એક ન્હાના ગામમાં તે જન્મ્યા હતા અને બાળપણથીજ સંસાર ત્યાગ કર્યો હતો. એવું બન્યું કે એક સંન્યાસી તેમના પિતાને ઘેર પરોણો થઇને આવ્યા. તેમણે નિત્યાનંદને તેમનાં માબાપ પાસેથી માગી લીધા. પુત્રની કોઇ ભિક્ષા માગવા આવે અને પુત્રનું દાન માબાપ આપે એ વાત આજના જમાના માટે બહુ મુશ્કેલ છે. એક લોકવાયકા એવી છે કે એ સંન્યાસી બીજા કોઇ નહિ પણ નિમાઇના મ્હોટા ભાઇ વિશ્વરૂપજ હતા. પણ તેનું વિશ્વાસપાત્ર પ્રમાણ મળતું નથી. નિત્યાનંદ ગૃહત્યાગ કર્યા પછી વીશ વર્ષ પર્યંત તીર્થયાત્રા કરી આખરે વૃન્દાવન આવ્યા. ત્યાં ઇશ્વરપુરી સાથે તેમનો સમાગમ થયો. તે સમયે વૃન્દાવન જંગલમય હતું. એવા વિકટ

સ્થાનમાં નિત્યાનંદ શ્રીકૃષ્ણને શોધવા લાગ્યા. ઇશ્વરપુરી તેમને જોઇ તેમના મનનો ભાવ સમજી ગયા તેથી કહ્યું, "શ્રીપાદ! કોને ખોળો છો? શ્રીકૃષ્ણ અહિં નથી. તેમણે તો નવદ્વીપમાં શચી દેવીને ઘેર મનુષ્ય દેહ ધારણ કર્યો છે. તેમણે ત્યાં નિમાઇ પંડિત નામ રાખ્યું છે. જો તમારે તેમનાં દર્શનની ઇચ્છા હોય તો તમે ત્યાં જાઓ." આ વાત સાંભળી નિત્યાનંદ નવદ્વીપ તરફ તીડની પેઠે દોડયા. નવદ્વીપમાં આવી નિમાઇ પંડિતનું ઘર ખોળવા લાગ્યા. નિત્યાનંદનું પૂર્વાશ્રમનું નામ કુબેર હતું. તેમનો આનંદ નિત્ય હતો માટે ગુરૂએ નામ નિત્યાનંદ પાડયું. તે બળરામનો અવતાર હતા. માર્ગમાં ચાલતાં ચાલતાં બળરામના ભાવથી મસ્ત બની જઇ નિતાઇ મનમાં વિચારવા લાગ્યા કે મારા પરમ પ્રિય ન્હાનાભાઈ કૃષ્ણને મેં બહુ વખતથી જોયા નથી. પણ હવે મને થોડા વખતમાં તેનાં દર્શન થશે. આવો વિચાર કરતાં આનંદનો એક તરંગ ઉછળી આવ્યો તેથી રસ્તામાં નૃત્ય કરતા કરતા ચાલવા લાગ્યા. કોઇ વાર બે પગે છલંગ મારતા; કોઇવાર આનંદથી ઉન્મત્ત થઇ જઈ જમીન પર આળોટતા. રસ્તે જતા લોક કહે કે આ સંન્યાસી ગાંડો છે. પણ નિત્યાનંદને લોકની દરકાર કદિ હતીજ નહિ અને તે વખતે તો હોયજ શાની? નિતાઇ નવદ્વીપમાં આવી નિમાઈ પંડિતનું ઘર ખોળવા લાગ્યા. કારણ ગમે તે હોય, પણ તેમને શ્રીનિમાઇનું ઘર જડયું નહિ; છેવટે તે નંદન આચાર્યને ઘેર અતિથિ થઇને રહ્યા. નંદન આચાર્યે તેમને એક તેજસ્વી સંન્યાસી જાણીને ઘણા સન્માન પૂર્વક સત્કાર કર્યો.

**નિત્યાનંદ આવ્યા તે સમયે નવદ્વીપમાં શું બન્યું તે જોઇએ.**

તેમના આવ્યા આગમચ ચાર દિવસ પૂર્વે નિમાઇએ ભક્તજનોને કહ્યું હતું કે એક મહા પુરૂષ નવદ્વીપમાં આવે છે. નિત્યાનંદ નવદ્વીપમાં પ્રવેશ કરતા હતા તે વખતે નિમાઈભક્તજનોને કહે, "મને ગઇ કાલે સ્વપ્ન આવ્યું. તેમાં મેં એક મહા પુરૂષને નવદ્વીપમાં આવતા જોયા. તમે તેમને શોધીને મારી પાસે તેડી લાવો. તેમને બળરામ નામથી ઓળખજો." એમ કહેતામાંજ નિમાઇને બળરામ આવેશ આવ્યો. એટલે ગર્જના કરી, "મદ્ય લાવો" "મદ્ય લાવો" એવી આજ્ઞા કરવા માંડી. નેત્ર લાલચોળ થઇ ગયાં અને બળરામની પેઠે બોલવા લાગ્યા. દારૂ લાવવાની આજ્ઞા ભકતો પાલન કરી શક્યા નહિ તેથી તેઓ મનમાં ગભરાવા લાગ્યા. શ્રીવાસ કહે, "પ્રભુ! મદ્ય તો તમારી પાસે છે; તમને જે મદ્ય જોઇએ છીએ તે અમે ક્યાંથી લાવીએ?" આ વાત થતી હતી એટલામાં નિમાઇની સ્વાભાવિક અવસ્થા થઇ ગઇ. તેમણે કહ્યું, "તમે જાઓ, તેની તપાસ કરી તેડી લાવો. હું તેને મળવા માટે બહુ ઉત્કંઠિત થયો છું." આ વાત સાંભળી મુરારિ, શ્રીવાસ, મુકુંદ અને નારાયણ ચાર જણ ચાર દિશામાં નવા આવનાર મહાત્માને શોધવા નીકળ્યા. બપોરે બધા પાછા આવી કહે કે અમે આખું શહેર શોધી વળ્યા પણ કોઇ મહાપુરૂષને દીઠો નહિ. ત્યારે નિમાઇ કહે, "ચાલો, આપણે બધા ફરીથી તપાસ કરીએ અને તેડી લાવીએ." બધા ફરીથી ચાલ્યા—વચ્ચે નિમાઇ અને આસપાસ ભકતો ચાલતા હતા. નિમાઇએ એકદમ નંદન આચાર્યના ઘરનોજ રસ્તો લીધો. બધાએ જોયું તો પરસાળમાં એક સંન્યાસી બેઠા હતા. તેમનું શરીર પ્રચંડ, તેજસ્વી શ્યામ વર્ણ, કમલ નયન, વય ત્રીસ કે ચાળીશ વર્ષનું

હતું. માથે નીલ વર્ણનું વસ્ત્ર વીંટયું હતું અને શરીરે પણ તેવાજ રંગનું વસ્ત્ર પહેર્યું હતું. તે બેઠા બેઠા એકલા એકલા હસ્યા કરતા હતા માટેજ તે નિત્યાનંદ.

નિમાઇએ અને સર્વ ભકતોએ તેમને પ્રણામ કર્યા અને સઘળા તેમની આગળ ઉભા રહ્યા. નિમાઇનું પરમ સુંદર સ્વરૂપ જોઇ નિત્યાનંદ સ્થિર નેત્રે રૂપ સુધાનું પાન કરવા લાગ્યા. આનંદથી જડવત્ સ્તબ્ધ થઇ ગયા. પછી તેમનાં નેત્રમાંથી આનંદની ધારા ટપકવા લાગી. તેમના મનમાં તો નિમાઇને દૃઢ આલિંગન દેવાની પ્રબળ ઇચ્છા થઇ પણ શરીર અવશ થવાથી ઉઠી શકાયું નહિ.

નિમાઇનું ભુવન મોહન રૂપ ભક્તિરસનો ઉદય કરાવે એવું ન હતું. ન હતું તેમના અંગ ઉપર કૌપીન અને ન હતાં હાથમાં દંડ કમંડલ; અને વળી નિતાઇ એક સંન્યાસી હતા. છતાં નિમાઇને જોઇ આવો ભાવ શાથી જાગ્યો હશે? ખરે નિતાઇને ભક્તિ નહિ પણ પ્રેમભાવનો ઉદય થયો હતો. ભક્તિ અને પ્રેમ એક વસ્તુ નથી. ભક્તિ પ્રેમ કરતાં ઉતરતી છે. વૈષ્ણવ ધર્મ અને બીજા ધર્મો વચ્ચે આ એક મ્હોટો ફરક છે. બીજા ધર્મોમાં એકલી ભક્તિ છે. વૈષ્ણવ ધર્મમાં ભક્તિ ઉપરાંત પ્રેમ છે તે બીજા ધર્મમાં નથી. વૈષ્ણવોના ઇષ્ટદેવના હાથમાં શસ્ત્ર નથી પણ મોહન મુરલી છે—ભયનું એક પણ ચિહ્ન નથી પણ સર્વ લક્ષણ સુંદર છે. તે ઇષ્ટદેવનું સ્થાન—પત્ર પુષ્પ, મયૂર, કોકિલ ઇત્યાદિથી પરિશોભિત વૃંદાવનમાં યમુનાનો રમણીય કિનારો છે અને તેમનું ભજન પણ પૂર્ણિમાને દિવસે ગીત નૃત્ય કરી માત્ર પ્રેમથીજ થાય છે.

મૌનપણે થોડીવાર એક બીજા સામું જોઇ રહ્યા પછી નિતાઇના

હૃદયનું દ્વાર ઉઘાડવા માટે નિમાઇએ શ્રીવાસને કહ્યું કે શ્રીકૃષ્ણના સૌંદર્યના વર્ણનનો એકાદ શ્લોક ગાઓ. શ્રીવાસ એક શ્લોક બોલ્યા. જે શ્લોક રત્નગર્ભને ઘેર નિમાઇએ સાંભળ્યો હતો અને સાંભળીને મૂર્છિત થઇ પડયા હતા તેજ શ્લોક અત્યારે શ્રીવાસે ગાયો.

જેમ છલોછલ ભરાયલા સરોવરની પાળ તૂટે અને જોરથી ભગભગ પાણી વહેવા માંડે અને તેના ઘસારાથી તળાવની આખી પાળ તૂટી જાય તેમ આ શ્લોક સાંભળતાંજ નિતાઇના હૃદયનાં દ્વાર ફડાક લઇને ઉઘડી ગયાં. નિતાઇના પ્રેમનો તરંગ અને વેગ જોઇ ભક્તજનો વિસ્મિત થયા. તેઓ કોટિ ઉપાયે નિતાઇને સ્થિર કરી શકયા નહિ ત્યારે નિમાઇએ તેમને સ્પર્શ કર્યો એટલે તે સ્થિર થયા. પછી નિમાઇ તેમને આલિંગીને બેઠા.

બેઉ પરસ્પર આલિંગન દઇને બેઠા. બેઉનાં નેત્રમાંથી આંસુના ઓઘ ઉભરાવા લાગ્યા. થોડી વાર થયા પછી બેઉ જરા શાંત થયા. ત્યારે નિમાઇએ કહ્યું, " મને આટલે દિવસે આજ સમજાયું કે શ્રીકૃષ્ણ મારો જરૂર ઉદ્ધાર કરશે કેમકે મારો આપ સરખા ભક્ત સાથે તેમણે મેળાપ કરાવ્યો છે. આજ મારો મંગળ દિવસ છે કેમકે આપના પવિત્ર ચરણનાં મને દર્શન થયાં. આપનામાં શ્રીકૃષ્ણની પૂર્ણ શક્તિ છે; આપ ઇચ્છા માત્રથી ચૌદ ભુવનને પવિત્ર કરી શકો તેવા છો. આપનો આશ્રય અમૂલ્ય છે. આપનો જે આશ્રય લેશે તેમનાપર કોઈ વાર વિપત્તિ પડશે નહિ. હું માત્ર આપની કૃપાનો અભિલાષી છું. આપ મારા પર કૃપા કરીને તે દયાસિંધુની મને ઓળખાણ કરાવો."

આ સ્તવન સાંભળી નિમાઇના ભકતો લજ્જિત થઇ ગયા. વળી નિમાઇના મુખથી આ સ્તુતિ સાંભળીને નિતાઇએ ફરમાઇ

એ હાથ વચ્ચે મ્હોં ઢાંકી દીધું. પછી ધીરે ધીરે તેમણે કહ્યું, “મેં શ્રીકૃષ્ણના તમામ સ્થાનનાં દર્શન કર્યાં. જોયું તો ત્યાં માત્ર સિંહાસન હતું પણ કૃષ્ણ ન હતા. પછી સંત લોકને મ્હોડેથી મેં સાંભળ્યું કે તે નવદ્વીપ ધામમાં ગયા છે. આ વાત સાંભળી હું આશા ભર્યો અહિં આવ્યો છું. વળી મેં સાંભળ્યું છે કે નવદ્વીપમાં હરિકીર્તનની રમઝટ જામી રહી છે. કોઇ કોઇએ તો એમ પણ કહ્યું કે શ્રીભગવાન પોતે સંકીર્તન મંડળીમાં પ્રવેશ કરી પોતાનું અપૂર્વ વિશ્વમોહન નૃત્ય સર્વને બતાવે છે. વળી નવદ્વીપ જેવું પતિતપાવન સ્થાન બીજું નથી એમ પણ સાંભળ્યું આથી હું આશા ભર્યો અહિં આવ્યો છું. હવે મારૂં નસીબ અજમાવું છું.

ત્યાર પછી બેઉ જણે કાંઇ ગુપ્ત રીતે વાતચીત કરી. ચૈતન્ય મંગલ તે વિષે કહે છે કે નિમાઇ ઉભા થયા અને બેઉનાં નેત્ર તદાકાર થયાં. બે જૂના મિત્રો બહુ દિવસે મળે ત્યારે તેઓને થાય તેવું નિમાઇ નિતાઇને થયું. બેઉની આંખ એક બીજાપર ઠરી ગઇ. ચાર નેત્રનું મિલન થયું. પછી નિતાઇ અનિમેષ નયને નિમાઇનું ચંદ્રવદન નિહાળવા લાગ્યા. તેઓનો આવો અપૂર્વ ભાવ જોઇ ભક્તજનો મોહિત થયા. તેઓએ ગુપ્ત રીતે શી વાત કરી તે પાસે ઉભેલા સમજ્યા નહિ. તેથી તેઓ છેક નજીક આવ્યા ત્યારે તેમણે બેઉની વાતચીત કાંઇક સાંભળી. નિતાઇએ જોયું કે નિમાઇનો દેહ કૃષ્ણના જેવો શ્યામ નથી; માથે મુકુટ નથી; અધર ઉપર મુરલી નથી; તોપણ નેત્ર કૃષ્ણના જેવાંજ છે. આથી તેમણે પૂછ્યું:–
(નિતાઈ જરા બોબડું બોલતા હતા.)

“ક–ક–કનૈયા! શું તું અહિં છે? તારો મુકુટ અને મુરલી ક્યાં મૂકી આવ્યો?”

નિમાઇ કહે, "ભાઈ, વ્રજમાં આપણે રમતા હતા, દોડતા ...તા પણ અહિં તો ધૂળમાં આળોટવાનું છે; વ્રજમાં મુરલી બજાવતા ...તા પણ અહિં તો હરિનામ ગાવાનું છે; વ્રજમાં સુંદર મુકુટ પહેરતા ...ણ અહિં તો કૌપીન પહેરી હાથમાં દંડ લેવાનો છે."

આ પ્રમાણે તેમણે કેટલીક છાની વાતચીત કરી. પછી તેમના ...ાવનું સંવરણ થયું. ત્યારે નિમાઇ કહે, "શ્રીપાદ! મારૂં મહા ...ાગ્ય કે આપે નવદ્વીપ પ્રતિ કૃપા કરી. હવે આપ ઉઠો." એટલે ...િતાઇએ તેમની પાછળ ચાલવા માંડયું. ખરી રીતે તે સમયથી ...ોતાના દેહ વિના નિતાઇ પાસે પોતાનું કશું રહ્યું ન હતું. પ્રાણ ...ેમણે નિમાઇને અર્પણ કર્યો હતો.

નિમાઇએ નિત્યાનંદને કહ્યું, "શ્રીપાદ! કાલે પૂર્ણિમા છે. ...્યાસપૂજનનો દિવસ છે. આપને વ્યાસપૂજા કયાં કરવા ઇચ્છા છે?" ...િત્યાનંદ નિમાઇનો મર્મ સમજીને શ્રીવાસ તરફ આંગળી કરી બો-...્યા, "મારે આ બ્રાહ્મણને ઘેર કરવાની ઇચ્છા છે." તે ઉપરથી ...િમાઇએ શ્રીવાસને કહ્યું, "પંડિત! વ્યાસપૂજા તમારે ઘેર થશે. ...મારા ઉપર ખર્ચનો બોજો તો પડશે." શ્રીવાસે જવાબ આપ્યો, ...તમારી કૃપાથી મને તેમાં મુશીબત પડશે નહિ. મારા ઘરમાં ઘી, ...વ વગેરે વસ્તુઓ પૂષ્કળ છે. માત્ર પૂજાની વિધિની પોથી નથી ... માગી આણીશ." એમ વાત કરતા કરતા સર્વ શ્રીવાસને ઘેર ...ાવી પહોંચ્યા તે વખતે સાંજ પડી હતી. શ્રીવાસે આંગણામાં ...વેશ કરી બારણાં બંધ કર્યાં. એટલે સર્વ આનંદમાં નિમગ્ન થઈ ગયા. ...કીર્તનનો આરંભ થયો. નિતાઇ અને નિમાઇ એક બીજાના હાથ પકડી ...ત્ય કરવા લાગ્યા. નૃત્ય કરતાં કરતાં ગૌરાંગને બળરામ ભાવ આવ્યો

એટલે નૃત્ય બંધ કરી તે એકદમ વિષ્ણુસિંહાસન પર જઇને બેઠા. "દારૂ લાવો" "દારૂ લાવો" એવી આજ્ઞા કરવા લાગ્યા. નિમાઇની આ આજ્ઞાનું કેવી રીતે પાલન કરવું તે વિષે સઘળા વિચારમાં પડી ગયા. પછી શ્રીવાસના મનમાં એકાએક તેનો ઉપાય સૂઝી આવ્યો. તેમણે એક વાસણમાં ગંગાજળ આપ્યું. નિમાઇ તેને મદ્ય કહી પી ગયા. તેજ ઘડીએ નિમાઇના દેહમાં ભગવાન ભાવ પ્રકટ થયો. તે બોલ્યા, "આજ મારો આનંદ પૂર્ણ થયો. આજ મારા નિત્યાનંદ આવ્યા. પણ નાડા ક્યાં છે ? નાડા મને છોડીને કેમ જતા રહ્યા છે ? તેણે પુકાર કરી કરીને મને અહિં બોલાવ્યો અને જ્યારે હું આવ્યો છું ત્યારે તે નિરાંતે દૂર બેસી રહે છે એ ઠીક કરતા નથી." બધા વિચારવા લાગ્યા કે નાડા કોણ હશે. શ્રીવાસે આખરે ધૈર્ય ધરી પૂછ્યું, "પ્રભુ ! આપ નાડા કોને કહો છો ? અમે તેમને ઓળખતા નથી." તેના જવાબમાં નિમાઇ કહે, "હું મારા અદ્વૈતને નાડા કહીને બોલાવું છું. તેને લીધેજ મેં આ વખતે અવતાર ધારણ કર્યો છે. ભગવદ્ભક્તિ જે બ્રહ્માને પણ દુર્લભ છે તે હું ક્ષુદ્ર અધમ મનુષ્યોને પણ પુષ્કળ આપીશ." ત્યાર બાદ થોડી વાર પછી શ્રીગૌરાંગને બાહ્યજ્ઞાન થયું. તેમણે શ્રીવાસને પૂછ્યું, "પંડિત ! શું હું કાંઇ બોલ્યો હતો ?" શ્રીવાસે કહ્યું, "નહિ, તમે તો જેવાને તેવાજ છો. કશુંય બોલ્યા નથી." નિમાઇ કહે. " હું મૂર્ખ છોકરો છું; હું કાંઈ અપરાધ કરૂં તો કૃપા કરી તમે મનમાં લાવશો નહિ."

નિમાઇના દર્શનથીજ નિતાઇ લગભગ શુદ્ધિ ગુમાવી બેઠા હતા. જે કાંઇ સ્હેજસાજ શુદ્ધિ રહી હતી તે સંકીર્તનથી અને

પ્રભુના ભગવાન આવેશથી સંપૂર્ણ અંશે ગઇ. રાત્રે મનમાં કાંઇક થઇ આવ્યું કે જેથી તેમણે પોતાનો દંડ ભાંગી નાંખ્યો અને કમંડળ ફોડી નાંખ્યું.

બાર વર્ષની ઉંમરે નિતાઇએ ઘર છોડયું અને વીશ વર્ષ સુધી દંડ કમંડળ ધારણ કરી શ્રીકૃષ્ણને શોધવા ઠેકાણે ઠેકાણે ફર્યા. વૃન્દાવનમાં ઘણી શોધ કરી પણ કૃષ્ણ મળ્યા નહિ. દંડ અને કમંડળ માત્ર સંન્યાસ ધર્મનાં ચિન્હ છે. પણ નવદ્વીપમાં આવ્યા એટલે ઇષ્ટ વસ્તુનાં દર્શન થયાં. હવે દંડ કમંડળનું શું પ્રયોજન રહ્યું ? માટેજ નિતાઇએ તેમને ભાંગી ફોડી ફેંકી દીધાં.

સવારમાં શ્રીવાસે જોયું તો નિતાઇને બાહ્યજ્ઞાન ન હતું. એટલે તેમણે દોડી આવી નિમાઇને સઘળી હકીકત જણાવી. દંડ કમંડળ ભાંગ્યાની વાત સાંભળી પ્રભુ તરતજ ત્યાં આવ્યા. આવીને જુએ છે તો નિત્યાનંદ એકલા એકલા બબડે છે અને હસે છે ભાન કશુંય નથી. નિમાઇ આવ્યા એટલે નિતાઇ તેમનું મુખ નિહાળવા લાગ્યા અને કાંઇક કહેવા લાગ્યા. પણ તે શું બોલ્યા તે કોઇથી સમજાયું નહિ. પછી નિતાઇને લઇને સઘળા ગંગાસ્નાન કરવા ગયા અને નિમાઇએ પોતાને હાથે નિતાઇનાં દંડ કમંડળ ગંગામાં ફેંકી દીધાં.

સ્નાન કરી આવ્યા પછી શ્રીવાસને ઘેર વ્યાસપૂજાનો આરંભ થયો. શ્રીવાસ જાતે પૂજન કરતા હતા અને ભક્તજનોમાંથી કોઇ ગાતા હતા અને કોઇ નૃત્ય કરતા હતા. પૂજન પૂરૂં થતાં શ્રીવાસે પુષ્પની માળા નિતાઇના હાથમાં આપી કહ્યું, "આ માળા લ્યો, મંત્ર ભણો અને વ્યાસ મહારાજને

ચ્હડાવો." નિતાઇ માળા લેતા નથી. ત્યારે શ્રીવાસે કહ્યું, "શાસ્ત્ર આજ્ઞા છે કે પોતાને હાથે પુષ્પમાળા ચ્હડાવવી જોઇએ; તેમ કર્યાથી વ્યાસ ભગવાન પ્રસન્ન થાય છે અને કૃષ્ણપ્રેમની પ્રાપ્તિ થાય છે. હું ચ્હડાવું તે ન ચાલે માટે માળા લ્યો." નિતાઇએ બેભાન અવસ્થામાં માળા લીધી. શ્રીવાસ કહે, "બોલો, નમો વ્યાસાય." નિતાઇ કહે, "હે'!" શ્રીવાસ કહે, "હે' શું? બોલો; નમો વ્યાસાય." નિતાઇ કહે, "હે'"! અને હાથમાં માળા લઇ ચારે દિશાએ જોવા લાગ્યા.

તેનું કારણ એ હતું કે નિમાઇ આંગણામાં બીજી બાજુએ નૃત્ય કરતા હતા. નિતાઇ નિમાઇને જોઇ શકતા ન હતા તેથી નિમાઇનું મુખ જોવા અત્યંત આતુરતાથી તે ચારે બાજુએ જોતા હતા. શ્રીવાસ કહે, "શ્રીપાદ! આમ તેમ શું જુઓછો ચિત્ત રાખીને મંત્ર ભણો." નિતાઇ કહે, "હે'!" બહુજ મુશીબતે તે કાંઇક બબડયા. શું બોલ્યા તે તો તે પોતેજ જાણે. કોઇથી સમજાયું નહિ. આખરે લાચાર થઇને શ્રીવાસે નિમાઇને મ્હોટે સ્વરે કહ્યું, "પ્રભુ! એક વાર જરા અહિં આવી જાઓ. શ્રીપાદ વ્યાસ પૂજા કરતા નથી. વાત કહીએ છીએ તે સાંભળતા નથી અને તે શું બોલે છે તે હું સમજી શકતો નથી." આ શબ્દ સાંભળી નિમાઇ તરતજ દોડતા આવ્યા. આવીને નિતાઇને કહે, "શ્રીપાદ! વ્યાસપૂજા કરો," વ્યાસપૂજા થાય છે કે શું થાય છે તેનું નિતાઇને ભાન ન હતું. જેઓ તેમની આગળ ઉભા હતા તેમની નિતાઇને પરવા ન હતી. તેમના મનમાં તો માત્ર નિમાઇજ વસી રહ્યા હતા. બીજો વિચારજ નહિ હતો. તેમણે જોયું કે જેના દર્શનનો એક ક્ષણ માત્ર વિયોગ થતાં હું ચારે બાજુએ મુગ્ધ થઇને શોધ-

તો હતો તે નિમાઈ અત્યારે મારી આગળ ઉભેલા છે. આમ હોવા-થી નિતાઇના હર્ષની સીમા ન રહી. વ્યાસપૂજા માટે જે માળા તેમના હાથમાં શ્રીવાસે આપી હતી તે તેમણે તરતજ નિમાઇની ડોકમાં અર્પી દીધી.

તે સમયે એક અદ્ભુત બનાવ બન્યો. નિમાઇ તેજ ક્ષણે ષડ્ભુજ થઇ ઉભા રહ્યા. નિમાઇની એ ષડ્ભુજ આકૃતિનાં દર્શન કેટલાંક વર્ષ પછી પંડિત વાસુદેવ સાર્વભૌમે કર્યાં હતાં. દર્શન કર્યા પછી તે મૂર્તિને વાસુદેવે શ્રીજગન્નાથપુરીના દેવાલયમાં અંકિત કરાવી હતી. તે અદ્યાપિ છે.*

નિતાઇ નિમાઇના મુખ સામું જોઇ રહ્યા છે. ષડ્ભુજ મૂર્તિ-નાં દર્શન કરી, ચકિત થઇ, બેશુદ્ધ બની પૃથ્વીપર પડી ગયા. ત્યારે નિમાઇ તેમની પાસે બેઠા અને તેમના દેહ ઉપર પોતાના શીતળ હાથ ફેરવવા લાગ્યા. એ દિવ્ય હસ્તના સ્પર્શથી નિતાઇ કાંઇક જાગૃત થયા પણ પડી રહ્યા. નિમાઇ હાથ ફેરવતાં ફેરવતાં કહે, "નિત્યાનંદ ! ઉઠો, સંકીર્તન કરો અને માણસોને પ્રેમદાન કરી તેમનો ઉદ્ધાર કરો. તમારી મરજીમાં આવે તેને પ્રેમ આપો. તમારી વાસના માત્ર પૂર્ણ થઇ છે, હવે તમારે શું જોઇએ ?"

---

*નિમાઇની ષડ્ભુજ મૂર્તિનું રહસ્ય એ છે કે રામ, કૃષ્ણ અને ચૈતન્ય-ની એકતાનું તે વડે સૂચન થાય છે. એ મૂર્તિના ઉપલા હાથમાં ધનુષ્ય બાણ છે જે રામનું ચિહ્ન છે; વચલા બે હાથમાં મુરલી છે જે શ્રીકૃષ્ણનું ચિહ્ન છે અને નીચેના હાથમાં ચૈતન્યની સંન્યસ્ત દશા સૂચવતાં ચિન્હો દંડ કમંડળ છે. આ દર્શન કરાવી શ્રીચૈતન્ય પ્રભુ એવું જગત્‌ને શીખવે છે કે રામ, કૃષ્ણ અને ચૈતન્ય એક છે.

પ્રિય વાંચનાર ! નિતાઇની વાસના શી હતી તે તમે સમજીજ ગયા હશો. તેમને ફક્ત મનુષ્ય માત્રનો ઉદ્ધાર કરવાનીજ પ્રબળ ઇચ્છા હતી. ત્યાર પછી કીર્તન અને આનંદ પૂર્વક પ્રસાદ ભક્ષણ કરી તે દિવસની લીલા પૂર્ણ થઇ.

બીજે દિવસે નિમાઇ નિત્યાનંદને ઘેર તેડી લાવ્યા. ઘરમાં પ્રવેશ કરી માને બોલાવ્યાં. નિમાઇ કહે, "મા ! આ તમારો પુત્ર અને મારો મોટો ભાઇ. એને તમે વિશ્વરૂપ માની એની સાથે તે ભાવથી વર્તજો." શચીએ નિતાઇનું મુખ જોયું. બરાબર જાણે વિશ્વરૂપજ. ખરી એ વાત હતી કે નિતાઇના દેહમાં વિશ્વરૂપે પ્રવેશ કર્યો હતો. શચી નિતાઇને જોઇ વિચાર કરે છે કે ખરે આ વિશ્વરૂપજ હશે? એજ મારૂં ખોવાયલું ધન ! આંસુભરી આંખે શચી કહે, "બાપુ ! નિમાઇ કહે છે કે તું મારો પુત્ર છે. એ સાચું કહે છે ?" નિતાઇ કહે, "હા મા! હુંજ તમારો વિશ્વરૂપ" તેજ વખતે નિતાઇ વિશ્વરૂપજ છે એવો શચીને દૃઢ વિશ્વાસ થતાં તેમણે નિતાઇને ખોળે લીધા. તેમને માથે હાથ ફેરવવા લાગ્યાં અને રડવા લાગ્યાં. તે કહે, "ઠીક થયું. આજ સુધી મારો ગાંડો નિમાઇ સહાય વગરનો હતો. તું હવે તારા ભાઇને સાચવજે. આજથી નિમાઇની ચિંતા મને દૂર થઇ."

# અધ્યાય ૧૫મો.

## નિમાઇનું ઐશ્વર્ય.

શ્રીવાસને ઘેર તે દિવસે પ્રકાશ થયા પછી નિમાઇમાં વારેવારે ભગવાન ભાવ આવવા લાગ્યો. ઉપર કહેલા બનાવથી એ ત્રણ

દિવસ પછી નિમાઇએ ભગવાનના આવેશમાં શ્રીવાસના છેક ન્હાના ભાઇ શ્રીરામને શાંતિપુર જવાની આજ્ઞા કરી. તેમણે કહ્યું, "શ્રીરામ ! તું શાંતિપુર જા. જઇને અદ્વૈત આચાર્યને કહે કે જેને માટે તમે કઠોર તપ, ઉપવાસ અને ક્રંદન કર્યાં હતાં, જેને પૃથ્વીપર ઉતારવા માટે તમે ભક્તિ પૂર્વક પૂજન કર્યું હતું, તે ભગવાન આજે તમારા આકર્ષણથી ખેંચાઇ પૃથ્વી પર અવતર્યા છે માટે તમે તમારાં પત્ની સાથે તેમની પાસે આવી તેમના આનંદમાં વૃદ્ધિ કરો."

રામાઇ (શ્રીરામ) આ આજ્ઞા પ્રમાણે તરતજ શાંતિપુર જવા નીકળ્યા. પોતે ભગવાનની આજ્ઞાથી તેના હુકમનો અમલ કરવા જાય છે એ વિચારથી આનંદને લીધે તેમને બાહ્યજ્ઞાન રહ્યુ ન હતું. અદ્વૈત પાસે જઇને પોતાના સુખની વાત તેમનાથી કહી શકાઇજ નહિ. અદ્વૈતના મ્હોં સામે જોઇ રહ્યા, હસ્યા, પણ મ્હોં ઉઘાડી બોલી શકયા નહિ. ભગવાન પ્રકટ થયા છે એ વિચારથી નિમાઇના સોબતીઓ આનંદમાં ગરકાવ થયા હતા અને રાત કે દિવસ જાણતા ન હતા. નવદ્વીપમાં શું શું થતું હતું તે અદ્વૈતે સાંભળ્યું હતું. નિમાઇને લઇને શ્રીવાસ વગેરે ભકતો પ્રેમ અને ભક્તિમાં ચકચૂર થઇ ગયા છે તે વાત અદ્વૈતને કાને આવી હતી. શ્રીરામના તે વખતે આવવાથી તથા તેના ભાવ ઉપરથી અદ્વૈતના સમજવામાં આવી ગયું કે તે મને તેડવા આવ્યા છે. એટલે અદ્વૈતે કહ્યું, "મને બોલાવવા આવ્યા હશો. હું કેમ આવું ? હું કોણ છું તે તમારા મોટા ભાઇ શ્રીવાસ બરાબર જાણે છે. તમે એક નાદાન બાળકને જોઇને ગાંડા ઘેલા થઇ ગયા છો; હું તમારા જેવો મૂર્ખ નથી કે હું પણ તેને પરમેશ્વર માનું. નદીઆમાં અવતાર ? કયા શાસ્ત્રમાં લખ્યું છે કે નદીઆમાં અવતાર થશે ?"

રામાઇનું અંતઃકરણ તો આનંદથી પરિપૂર્ણ થયું હતું. અદ્વૈત-ના પ્રહારને તેના અંતઃકરણમાં જગ્યા પણ મળી નહિ. ઉલટા તે તો ખડખડ હસવા લાગ્યા. પછી જવાબ આપ્યો, "શાસ્ત્ર તો તમે જાણો છો; અમે શું જાણીએ? પણ ભગવાને મને શું કહેવા મોકલ્યો છે તે કૃપા કરીને સાંભળો. તમે જેને માટે કષ્ટ વેઠયું છે, તે તમારા આકર્ષણના બળથી ખેંચાઇ, ગોલોકનો ત્યાગ કરી મનુષ્યની અધમ દશા જોઇ દયાર્દ્ર થઇ તેમનો ઉદ્ધાર કરવા આવી પહોંચ્યા છે." આટલું બોલતાં બોલતાં રામાઇનાં નેત્ર આંસુથી ભરાઇ ગયાં તેમની બેઉ આંખોમાંથી અઢળક આંસુ વહે છે અને રામાઇ ગદ્ગદ સ્વરે કહે છે, "તમારી સ્ત્રી સહિત તમે ત્યાં આવો. તમને બેઉને તેમણે બોલાવ્યાં છે."

અમને એમ સમજાય છે કે આ શબ્દોમાં અદ્ભુત શક્તિ સંચાર કરીને નિમાઇએ રામાઇને અદ્વૈત પાસે મોકલ્યા હતા. કેમકે આ શબ્દો સાંભળતાંજ અદ્વૈતનું હૃદય પીગળી ગયું અને તે પણ અશ્રુપાત કરતાં વિહ્વલ થઈ બોલવા લાગ્યા, "હાં! તે આવ્યા છે! આવ્યા છે! હેં! અમારી આગળ પ્રકટ થયા છે! આખરે આવ્યા છે!" એમ કહી આનંદથી તાળી પાડી નૃત્ય કરવા લાગ્યા. તેમનાં પત્ની સીતાએ પણ આ વાત જાણી. ભગવાનના પૂજન માટે મોટા પાયાપર તૈયારી થવા લાગી. પછી સર્વ સામગ્રી લઇ અદ્વૈત, સીતા અને રામાઇ નવદ્વીપ જવા નીકળ્યાં.

રસ્તે ચાલતાં ચાલતાં અદ્વૈતના મનમાં એક શંકા ઉત્પન્ન થઇ. રામાઇને કહે, "હું નંદન આચાર્યને ઘેર છુપાઇ રહીશ. તું આ વાત નિમાઇને કહીશ નહિ. જોઇએ વારૂં; તે શું કરે છે! મારા આચાર

જો તે પોતાનો પગ મૂકવાની હિંમત ચલાવશે તો હું માનીશ કે નિમાઇ કૃષ્ણ છે." શ્રીરામ કહે, "ભલે તેમ કરો. તમે એમ જાણો છો કે તે તમારા મનનો વિચાર જાણી શકતા નથી? એકવાર તેને આવીને જુઓ. પછી જાણશો કે તે કોણ છે?"

અદ્વૈત રસ્તે ચાલતા હતા તે વાત નિમાઇએ આંતર્ચક્ષુથી જાણી પોતે શ્રીવાસને ઘેર ગયા અને ભગવાન ભાવે વિષ્ણુસિંહાસનપર ચ્હડીને બેઠા. ભગવાનનો પ્રકાશ થએલો જોઇ ભક્તજનો એકદમ સેવામાં નિયુક્ત થઇ ગયા. નિત્યાનંદે છત્ર ધર્યું; ગદાધરે પાન આરોગાવવા માંડયું; નરહરિ ચમર હલાવવા લાગ્યા અને શ્રીવાસ, મુરારિ, મુકુંદ વગેરે હાથ જોડી સન્મુખ ઉભા રહ્યા. બધા ચુપાચુપ ઉભા હતા. બ્હીકને લીધે કોઇનામાં બોલવાની હિંમત ન હતી. ત્યારે પ્રભુ કહે, "અદ્વૈત આચાર્ય આવ્યા છે અને મારી પરીક્ષા લેવા નંદન આચાર્યના ઘરમાં ભરાઇ બેઠા છે. તેમને અબઘડી તેડી લાવો."

રામાઇ ઘેર આવ્યા ત્યાર પહેલાં તો નિમાઇની આજ્ઞા અદ્વૈતને પહોંચી ગઇ. અદ્વૈતને સમજાયું કે પોતે નંદન આચાર્યને ઘેર સંતાઇ રહ્યા તે વાત નિમાઇએ જાણી છે. તે વખતે નિમાઇપર તેમની શ્રદ્ધા બીજીવાર સજીવન થઇ. એટલે પૂજાની સામગ્રી લઇ પોતાનાં પત્ની સાથે પ્રભુનાં દર્શન કરવા તે ચાલ્યા. પણ ઘર બહાર આવતાંજ તે વિહ્વલ થયા. ખરે પ્રભુ મને બોલાવતાજ હશે? આ વાતનો અદ્વૈત જેમ જેમ વિચાર કરવા લાગ્યા તેમ તેમ તેમની છાતી ઉછળી ઉછળી ધડકવા લાગી. જેમ આગળ ચાલતા ગયા તેમ વિશ્વાસ દૃઢ થતો ગયો અને ધીમે ધીમે શુદ્ધિ જતી રહેવા લાગી. તે વિચારે

છે કે આજે મારૂં જીવન સફળ થયું, આજ મારૂં વ્રત સિદ્ધ થયું કેમકે હું ભગવાનનાં દર્શન કરવા જાઉં છું. દર્શનની આશાએ હાંફતા હાંફતા ચાલે છે અને પોતાની સ્ત્રીના અંગપર ઢળી ઢળી પડે છે. જઈને શું કરીશ, શું કહીશ તેનો મનમાં ઘાટ ઘડે છે પણ એક પણ વિચાર સ્થિર થતો નથી. આખરે તે શ્રીવાસના ઘર આગળ આવી પહોંચ્યા. ઘણી મુશીબતે ઘરનાં પગથીઆં ચડયા પણ તેમનાથી ઘરમાં પેસાયું નહિ. બધાએ મળી ઉંચકીને અદ્વૈતને ઘરમાં આણ્યા. પછી દંપતી પ્રણામ કરતાં કરતાં પ્રભુની પાસે આવ્યાં. નેત્રેનેત્ર મળે છે. અદ્વૈત જુએ છે કે પોતે શ્રીવાસના ઘરમાં નથી અને તેમની સન્મુખ બેઠેલી વ્યક્તિ નિમાઇ નથી પણ વિષ્ણુ. સિંહાસનપર આરૂઢ થયેલ—

> કંદર્પ કોટિ સમ સુંદર મૂર્તિ એક,
> દેદિપ્યમાન તનુ ગૌર સુહેમ વર્ણ;
> કોટિ શશાંક સમ સૌમ્ય પ્રસન્ન કાંતિ,
> અદ્વૈતના પ્રતિ સુકોમલ ભાવપૂર્ણ.
>
> ચૈતન્ય ભાગવત.

અદ્વૈત જુએ છે કે તેમનું સઘળું શરીર ઝળકતા હીરા માણેકથી પરિપૂર્ણ છે. વળી—

> પ્રભુ અને પ્રભુનાં જે, ભકતો, આભુષણો બધાં;
> સર્વ તેજસ્વી દીઠાંને, તેજ તેજ દીઠું બધે.

અર્થાત્ તેમણે સઘળું ઘર તેજોમય થયેલું દીઠું એટલુંજ નહિ પણ ઘરમાંની સઘળી ચીજો તેજોમય દીઠી.

વળી અદ્વૈત જુએ છે કે ચારે બાજુએ અનંત કોટિ સુન્દર જ્યોતિર્મય દેવતાઓ હાથ જોડી નિમાઇની સ્તુતિ કરી રહ્યા છે, અને

ઋષિગણો વેદ ભણી રહ્યા છે; જે બાજુએ નજર કરે છે તે બાજુએ ઋષિઓ, દેવતાઓ, દેવીઓ નિમાઇરૂપી ભગવાનની સેવા કરે છે.

પોતાની આગળ આ અપૂર્વ અલૌકિક ઘટના જોઇ અદ્વૈત અને તેમની સ્ત્રી બેઉ દિગ્મૂઢ બની ગયાં. પ્રથમ તેઓ પ્રણામ કરતાં હતાં પણ હવે તો તે થઇ શકયા નહિ. જુએ છે તો ભગવાન મહા પ્રકાંડ વસ્તુ છે. મનમાં વિચાર આવે છે કે અમારા પ્રણામપર તેમનું શી રીતે લક્ષ્ય જશે? જ્યાં અનંત કોટી દેવર્ષિઓ અને દેવતાઓ તેમની સ્તુતિ કરી રહ્યા છે ત્યાં અમારી સ્તુતિથી તેમને શું વધારે છે? અમે પ્રણામ કરીએ અથવા ન કરીએ તો પણ તેમને શું? ભગવાનનું ઐશ્વર્ય જોઇ મનુષ્યાત્મા આ પ્રમાણે તેમનાથી ભય પામી દૂર જતો રહે છે. અદ્વૈતને ભગવાને પોતાનું ઐશ્વર્ય બતાવ્યું કેમકે તેમને તે જોવાની ઇચ્છા હતી. તેમના મનમાં શક હતો કે બાળક નિમાઇ જેને મેં કાલે સવારે કેડે લીધો હતો તે ભગવાન કેમ હોઇ શકે? વળી મનમાં વિચાર આવ્યો કે જો તે ભગવાનજ હોય તો તેનામાં અગાધ સામર્થ્ય હોવું જોઇએ. ટુંકામાં જો હું તેનામાં અમાનુષિક સામર્થ્ય જોઇશ તોજ તેને હું ઇશ્વર તરીકે માનીશ. અદ્વૈતને ઐશ્વર્ય જોવાની ઇચ્છા હતી તેથી તેમણે તે દીઠું. પણ જોયા પછી ભગવાનને અત્યંત દુર્લભ વસ્તુ માનીને તેમને પ્રણામ કરવાનું પણ છોડી દીધું; ઉલટા નિરાશ થઇ ભયથી ધ્રુજવા લાગ્યા.

પણ ભગવાન "અદ્વૈતના પ્રતિ સુકોમળ ભાવ પૂર્ણ" હતા. તેથી તેમણે અદ્વૈતના મનની સ્થિતિ જોઇ પોતાનું ઐશ્વર્ય સમાવી

દીધું. માત્ર તેજસ્વી પરમ સુંદર તરૂણ રૂપે તેમને દર્શન આપ્યું અને મધુર હાસ્ય કરી તેમને પાસે બોલાવ્યા. આથી હિંમત કરી તે જરા આગળ આવ્યા. ત્યારે ભગવાને કહ્યું, "હે અદ્વૈત આચાર્ય! તમે માણસોની અધમ અવસ્થા જોઇ સંતપ્ત થઇ તેમનાં કલ્યાણ માટે કઠોર તપશ્ચર્યા કરી મને બોલાવ્યો છે. તમારા આકર્ષણથી ખેંચાઇ હું આવ્યો છું. માટે હવે તમે બેધડક મનુષ્યોને પ્રેમ અને ભક્તિનું દાન કરી તેમને સુખી કરો."

આ વાત સાંભળી અદ્વૈતને આશ્વાસન મળ્યું અને તેમની આંખમાં સુખને લીધે આંસુ આવી ગયાં. વળી હાથ જોડી રડતા રડતા કહે, "હે પ્રભુ! મેં તમને અહિં બોલાવ્યા છે એ વાત કહેશો તો કોણ માનશે? તમે ઇચ્છામય છો; તમારી આવવાની ઇચ્છા ન હોય તો તમને કોણ બોલાવી શકે એમ છે? મનુષ્ય માત્ર તમારાં બાળક છે; તેમનાં દુઃખ જોઇ જેટલું તમને લાગે તેટલું બીજા કોને લાગે? તમે તેમનું દુઃખ જોઇ, દયા લાવી જાતે પધાર્યા છો! હું પામર કીટ, તમને કેવી રીતે જાણું? જગતના કલ્યાણ માટે તમને બોલાવવાનું કાર્ય મારા જેવા ક્ષુદ્ર જીવાત્મા માટે કદિ પણ સંભવિત નથી તોપણ તેમ થયું તો તેથી તમારાં દર્શનનો લાભ થયો. હવે જો અનુમતિ આપો તો તમારાં ચરણનું પૂજન કરી કૃતાર્થ થાઉં." એમ કહી તે પોતાની સ્ત્રીની સાથે ભગવાનના પગ આગળ બેઠા. પછી ગંગાજળ વડે પ્રભુના પગ ધોયા; ત્યાર પછી ચંદન, પુષ્પ વડે પૂજન કર્યું. ચરણનું પૂજન કરી "**नमो ब्रह्मण्य देवाय**" વાળો શ્લોક ભણી પ્રણામ કર્યા. પછી બેઉ જણ ઉભાં થયાં અને ભગવાનની આરતી ઉતારી. પછી વસ્ત્ર, અલંકાર ઇત્યાદિ ષોડશોપચાર યુક્ત પૂજન કર્યું. તેમ કર્યા પછી

સ્ત્રીને ડાબી બાજુએ રાખી ભગવાનના ચરણ આગળ બેસી સ્તુતિ કરવા લાગ્યા અને બેઉ પ્રેમથી ગદગદ બની જઇ પ્રણામ કરવા લાગ્યાં.

થોડીવાર પછી ભગવાને બેઉ સ્ત્રી પુરુષના માથા ઉપર ચરણનો સ્પર્શ કર્યો એટલે અદ્વૈતની વાંછના પૂર્ણ થઇ.

પછી ભગવાન જરા સ્મિત કરી કહે, "નાડા, એકવાર નૃત્ય કરો, હું જોઉં." આ આજ્ઞાનું પાલન કરવાનું કાર્ય અદ્વૈતને કઠણ ન હતું કારણ કે તે અત્યારે આનંદથી ઉન્મત્ત જેવા બની ગયા હતા. તે નૃત્ય કરવા લાગ્યા અને બીજા ભકતો કીર્તન કરવા લાગ્યા. જે અદ્વૈત મહાજ્ઞાની, ઘોર તપસ્વી, યોગી અને ધ્યાનપરાયણ હતા તેને નિમાઇરૂપી "પારસમણિ" આ પ્રમાણે "નચાવી ગવડાવી" "સુવર્ણ" બનાવે છે. અદ્વૈતે તે દિવસથી યોગાભ્યાસ અને તપશ્ચર્યાનો ત્યાગ કર્યો અને નૃત્ય ગીત રૂપી ભજનનો માર્ગ ગ્રહણ કર્યો.

પછી ભગવાન અદ્વૈતને કહે, "તમારી મરજીમાં આવે તે વર માગો." અદ્વૈત મોટી મૂંઝવણમાં આવી પડયા. ભગવાન સામે ઉભા રહી કહે કે વરદાન માગો ત્યારે સર્વને મોટી મૂંઝવણ ઉત્પન્ન થાય છે. ભગવાન પાસે શું માગવું ને શું ન માગવું તે નક્કી કરવું બહુ અઘરું છે. કારણ કે જેટલી જાતનાં વરદાન માગીએ તે સર્વમાં કાંઇને કાંઇ દોષ રહેલો હોય છે. વિશુદ્ધ વસ્તુ શી છે તે નક્કી કરવાનું કામ સ્હેલું નથી. જે યોગ્ય વરદાન માગી શકે છે તેને ભગવાન કોણ છે અને મનુષ્ય જીવનનું અંતિમ લક્ષ્ય શું છે તે એકાએક સમજાઇ જાય છે. અદ્વૈતે કહ્યું, "તમે મારી આગળ ઉભા છો. હવે મારે શી ન્યૂનતા છે કે હું વરદાન માગું?" ભગવાન કહે, "મારું વચન વ્યર્થ ન જવું જોઇએ;

માટે કાંઇક પણ માગો." ત્યારે અદ્વૈત બોલ્યા, "પ્રભુ ! એવું મને વરદાન આપો કે તમે જે પ્રેમભક્તિ વહેંચો તે નીચ ઉંચનો ભેદ રાખ્યા વગર સર્વને બહોળે હાથે વહેંચો." આ અપૂર્વ વર પ્રાર્થના સાંભળી સઘળા ભકતોએ હરિધ્વનિ અને જયધ્વનિ કર્યો ભગવાન પણ પ્રસન્ન થઇ બોલ્યા, "તમે ભક્ત છો તેથી બીજી વિફલ અને તમને ઘટે નહિ એવી ક્ષુદ્ર વસ્તુઓ તમે માગોજ નહિ."

## અધ્યાય ૧૬ મો.

### કૃષ્ણ દર્શન.

અદ્વૈત શાંતિપુર પાછા આવ્યા. પ્રથમ કહેવામાં આવ્યું છે કે તેમનું જીવન માત્ર બુદ્ધિ વડે સમજાય તેવું નથી. શાંતિપુર પાછા આવ્યા પછી તેમના મનમાં નિમાઇ માટે વળી અવિશ્વાસ ઉત્પન્ન થયો. પછી મનમાં એક સંકલ્પ કરી તે ફરીથી નવદ્વીપ આવ્યા. આશા એવી રાખી હતી કે આ વખતે મનનો સંદેહ જરૂર દૂર થશે. એવો નિશ્ચય કરી સવારમાં શાંતિપુર છોડી ન૧ દશ વાગતાં નવદ્વીપમાં શ્રીવાસને ઘેર આવ્યા. જુએ છે તો ભકતોની સાથે પ્રભુ કૃષ્ણ કથા કરતા બેઠા છે. અદ્વૈતને આવતા જોઇ સર્વ પ્રસન્ન થયા અને ઉભા થયા. પ્રભુ પણ ઉઠી ઉભા થયા. તેમણે ગૌરાંગને પ્રણામ કર્યા અને ગૌરાંગે તેમને પ્રણામ કર્યા પછી સર્વ બેઠા.

બધા બેઠા પછી પ્રભુ કહે, "હવે સીતાપતિ આવ્યા છે; હવે આપણે ભય શાનો ?" અદ્વૈતનાં પત્નીનું નામ સીતા હતું તેથી તેમની સાથે રામચંદ્રજીની તુલના કરી પ્રભુએ જરા ટોળ કરી હતી

અદ્વૈત કહે, "અરે! અહિં રઘુનાથ ક્યાં છે? અહિં તો
નાથ બેઠા છે." પ્રભુએ આ વાક્યનો કશો ઉત્તર ન આપ્યો
કહ્યું, "આપ અમને તજીને શાંતિપુર જતા રહ્યા તેથી અમને
દુઃખ થયું છે." આનો ઉત્તર અદ્વૈત આપે ત્યાર પહેલાંજ શ્રી
કહ્યું, "અદ્વૈત પ્રભુ શાંતિપુરમાં હતા ખરા પણ હમણાં ત
આવિર્ભાવથી નવદ્વીપ તરફ ખેંચાયા છે. તેથી આ નવદ્વીપમાં
નિત્યાનંદનો પણ વાસ થયો છે."

આ વાતનું તાત્પર્ય એ હતું કે અદ્વૈત પ્રભુ પ્રથમ શાંતર
ઉપભોગ કરતા હતા પણ હવે દ્વીપતુલ્ય નવધા ભક્તિ રૂપી નવ
તરફ આકર્ષાયા છે અને તેથી તે નિત્ય આનંદનો ઉપભોગ કરે

અદ્વૈત કહે, "એટલા માટે તો શ્રીવાસ અહિં છે; તેથી
કની સર્વ ઇચ્છા પૂર્ણ થાય છે." શ્રીનો અર્થ લક્ષ્મી. તેથી અ
કહેવું એવું છે કે જ્યાં લક્ષ્મીનો વાસ છે ત્યાંના લોકને અ
શાનો?

શ્રીગૌરાંગ પ્રભુનાં પ્રથમ પત્નીનું નામ લક્ષ્મી હતું તે
નારને યાદ હશે. તેમને ઉપલક્ષીને શ્રીવાસ કહે, "લક્ષ્મી તો
હમણાં અહિં કેવાં? લક્ષ્મી તો અંતર્ધાન થયાં છે."

આ ઉપરથી શ્રીગૌરાંગ કહે, "શ્રી શબ્દનો અર્થ ભક્તિ.
સઘળા અત્રે છો તેથી અંતર્ધાન થયાં કહેવાય નહિ."

અદ્વૈત કહે, "અલબત્ત નવદ્વીપમાં શ્રી છેજ. હમણાં વિષ્ણુ
થયાં છે." એનો એક અર્થ એ હતો કે ભક્તિ વિષ્ણુની પ્રિયા
છે. બીજો અર્થ એ કે પ્રભુનાં પત્ની વિષ્ણુપ્રિયા તે ભક્તિ મૂ

આ બીજો અર્થ જાણે સમજ્યા જ ન હોય તેવો ડોળ

પહેલો અર્થ ગ્રહણ કરી શ્રીગૌરાંગ કહે, "બરાબર છે. ભક્તિ વિષ્ણુની પ્રિયા છેજ."

અદ્વૈત કહે, "માટેજ તમે વિષ્ણુપ્રિયાને પોતાનાં કરી રાખ્યાં છે."

આ પ્રમાણે શ્લેષાત્મક રહસ્ય વાર્તા ચાલતી હતી એવામાં એક માણુસ આવીને કહે, "શચી દેવીએ મને મોકલ્યો છે આજ તે અદ્વૈત પ્રભુને જમવા નોતરે છે. તેમણે કહાવ્યું છે કે સદ્ભાગ્યે આચાર્ય આવ્યા છે તો આજે મારે ઘેર વિશ્રામ લે તો સારૂં"

અદ્વૈત કહે, "જગજ્જનની મને નિમંત્રણ મોકલે છે એ મારૂં અહો ભાગ્ય છે હું આજે ભગવાનની સાથે આનંદથી ભોજન કરીશ."

શ્રીવાસ કહે, "મને એ સુખ વિલાસ નહિ જોવા દેશો? ભગવાન જરૂર મને રજા આપશે અને નહિ આપે તો માતા પાસે જરૂર માગી લઇશ."

હવે અદ્વૈતની સાથે આજ સુધી શ્રીવાસ વગેરેને ભોજન વ્યવહાર હતો નહિ તેથી તેમનું મન જોવા શ્રીવાસને પ્રભુએ કહ્યું, "તમે મારે ત્યાં જમી જશો તેનું મને દુઃખ નથી પણ તેમ કરશો તો બે જણને માટે આચાર્યને રસોઇ કરવાની તકલીફ ઉઠાવવી પડશે."

અદ્વૈત કહે, "માને ઘેર આવું અને મારે રસોઈ કરવી પડે એ તો બહુજ મ્હોટું કમનશીબ કહેવાય. માને જો તસ્દી પડે એમ હોય તો મને રસોઇ બનાવવાને હરકત નથી."

આ ઉપરથી ચેતી જઇને પેલો માણુસ પ્રભુને ઘેર ગયો અને શચી માતાને રસોઇનો આરંભ કરવા કહ્યું. અહિંતો પ્રથમની

માફક હાસ્ય કૌતુક ચાલી રહ્યું એવામાં અદ્વૈતે શ્રીવાસના કાનમાં કાંઇક કહ્યું. પ્રભુ હસીને બોલ્યા, "તમે છાનામાના શી વાત કરો છો? મને નહિ સંભળાવો?"

શ્રીવાસ કહે, "આચાર્યનું કહેવું એવું છે કે તમે નિત્યાનંદજીને જે સ્વરૂપ બતાવ્યું તે રૂપ મારા જોવામાં ન આવ્યું તેથી મને ઘણો ખેદ થાય છે. તમે એમને તે સ્વરૂપ બતાવવાનું વચન આપ્યું છે. આટલી વાત કર્યા પછી તમે એમને દર્શન કરાવતા નથી તેથી તેમના મનને ચેન પડતું નથી એ વાત એમણે મારા કાનમાં કહી."

આનો શ્રીગૌરાંગે ઉત્તર આપ્યો, "મારૂં જે સ્વરૂપ એ જુએ છે તેજ મારૂં ખરૂં સ્વરૂપ છે. અને એ રૂપ એમને પ્રિય છે."

આ વાત સાંભળી અદ્વૈતને સૂડી વચ્ચે સોપારી જેવું થયું. જો ગૌર રૂપ મને પ્રિય છે એવું કબૂલ કરે તો અન્ય રૂપનાં દર્શન કરવાનું મળે નહિ; અને જો બીજું રૂપ જોવાની ઇચ્છા છે એમ કહે તો ગૌર રૂપ તરફ અનાદર પણ થયો કહેવાય. આ બેઉ પ્રકારના સંકટ હોવાને લીધે શો ઉત્તર આપવો તે વિષે અદ્વૈત વિચાર કરતા હતા એવામાં શ્રીવાસે કહ્યું, "પ્રભુ! તમે કહો છો ને તો ઠીક છે. ગૌર રૂપના જેટલું બીજું કોઈ તમારૂં રૂપ અમને પ્રિય નથી. તોપણ તમે શ્રીમુખથી વચન આપ્યું છે તેનું પાલન નહિ કરો તો અદ્વૈતનું દિલ બહુ દુખાશે."

એના ઉત્તરમાં શ્રીગૌરાંગ બોલ્યા, "પંડિત! ક્યારે કેવી સ્થિતિમાં મેં અદ્વૈત આચાર્યને વચન આપ્યું છે તે અત્યારે મને યાદ નથી. વળી જુઓ, ઉન્માદ અવસ્થામાં કોઇનાથી પ્રલાપ થઇ

જાય તો તે વાતનું તેને ચેતન અવસ્થામાં પાલન કરવાનું કહેવું એ વાજબી નથી."

શ્રીવાસ કહે, "હા. કોઇ કોઇ માણસને વાયુ કે ફીતૂર આવે છે પણ તે દેખાવ જોઇને આપણને સર્વને સૂગ આવે છે અને બેચેની ઉપજે છે પણ તમારી ઉન્માદ દશા જોઇને સર્વને આનંદ થાય છે. સમસ્ત ભય અને વ્યાધિ દૂર થાય છે. માટે ઉન્માદ અવસ્થામાં તમે જે કાંઇ કહો છો તે તમારા હૃદયના ઉંડાણની વાત અમે સમજીએ છીએ અને તમે હાલ જેને સહજ અવસ્થા કહો છો તે અવસ્થામાં તમારૂં બોલેલું સઘળું ઉપર ઉપરનું."

શ્રીગૌરાંગ કહે, " પંડિત ! હું તમને સત્ય કહું છું કે કોઇ સ્વરૂપ કે કોઇ ઐશ્વર્ય બતાવવાનું કામ મારી ઇચ્છાને અધીન નથી. કેવી રીતે શું થાય છે તે હું જાણતો નથી. તેથી હું શ્યામસુંદર સ્વરૂપ કેવી રીતે બતાવું ? જો આચાર્યને એ સ્વરૂપનાં દર્શન કરવાની બહુ પ્રબળ ઇચ્છા હોય તો નેત્ર મીંચી, ધ્યાનસ્થ થઇને બેસે. કદાચ શ્રીકૃષ્ણ પોતાનું સ્વરૂપ બતાવે તો બતાવે. "

આ વાત સાંભળી અદ્વૈત કાંઇક કુતૂહલથી, કાંઇક આતુરતાથી નેત્ર બંધ કરી ધ્યાન ધરીને બેઠા; ભક્તજનો પણ નિઃશબ્દપણે આતુરતાથી જોઇ રહ્યા છે. જો કે શ્રીગૌરાંગ તો મશ્કરી કરતા હોય એવી ઢબથીજ બોલતા હતા તોપણ ભક્તો સમજી ગયા હતા કે કાંઇક એમાં રહસ્ય હશે. આટલા માટે બધા અદ્વૈતના મ્હોં સામુ જોઇ રહ્યા હતા.

તેઓએ જોયું તો અદ્વૈત પ્રભુ થોડા વખતમાં અચેત થવા લાગ્યા. એટલે સુધી કે તેમનો શ્વાસોચ્છ્વાસ પણ બંધ થઇ ગયો.

જીવતા મનુષ્યનું એક પણ ચિહ્ન જોવામાં ન આવ્યું. આથી ભક્તો-ને ભય લાગ્યો; પણ થોડીવારમાં તેમનું તમામ અંગ પુલકિત થઇ ગયું. આથી તેમને સમજાયું કે તે સજીવ છે. પછી શ્રીવાસે એકાએક પ્રભુને પૂછયું, "પ્રભુ! આચાર્યની આ દશા કેમ થઈ?"

પ્રભુ કહે, "એતો કાંઇ નહિ. એમને હૃદયકમળમાં શ્રીકૃષ્ણ નાં દર્શન થતાં હોય એમ લાગે છે અને તેથી ઉત્પન્ન થતા આનં-દને લીધે તે બેભાન થઇ ગયા છે."

શ્રીવાસ કહે, "પ્રભુ! અમને કમનશીબ જાણી તમે અદ્વૈત ને એકલાને તમારૂં શ્યામ સુંદર સ્વરૂપ બતાવ્યું. પણ તે ન જોયું તેથી અમને કશું દુઃખ નથી. ગૌર રૂપજ અમને તો પરમ પ્રિય છે. હવે આચાર્યને સચેત કરો તો ઠીક."

પ્રભુ કહે, "હું કેવી રીતે જાગૃત કરી શકું? જુઓ, એ તો એમની મેળે હુશીઆર થઇ જશે." એટલું બોલ્યા તેટલામાં તો આચાર્ય શુદ્ધિમાં આવ્યા. ઉંઘમાથી જાગ્યા હોય તેમ ઘેરાયલી નજરે આમ તેમ જોવા લાગ્યા. જાણે કાંઇ ખોળતા હોય અને જડતું ન હોય! પછી પોતેજ બોલી ઉઠયા, "અરે! તે શ્યામવર્ણ, અતિ સુંદર તેજસ્વી મૂર્તિ મેં હમણાં જોઇ હતી ને ક્યાં જતી રહી? તેને કંઠે લાંબી માળા હતી! અરે ક્યાં છે તે મારા નેત્રનો આનંદ?" આ પ્રમાણે અદ્વૈત ગાંડાની માફક કૃષ્ણરૂપવર્ણન કરવા લાગ્યા.

તે જ્યારે કૃષ્ણનું સ્વરૂપ ગદગદ સ્વરે વખાણતા હતા ત્યારે તેમના મુખમાંથી અમૃતધારા ટપકતી હતી. તેમનાં તે વખતે જાણે સો મુખ થયાં હોય અને સો મુખમાંથી અમૃતનું વર્ષણ થતું હોય! સઘળા શ્રીકૃષ્ણનું રૂપવર્ણન મુગ્ધ ચિત્તે સાંભળતા હતા. એટ-

લામાં શ્રીવાસ કહે, "તમે કોને જોયા, શું શું જોયું તે અમને સ્પષ્ટ કરીને કહો તો ખરા?"

આ શબ્દ કાને જતાં અદ્વૈતને બાહ્યજ્ઞાન થયું. એટલે તે બોલ્યા, "બીજા કોને દેખું? આ સામે બેઠા છે તેમનુંજ એ કામ મેં ફક્ત આંખો બંધ કરી એટલે (શ્રી ગૌરાંગ તરફ આંગળી કરી) તે મારા હૃદયમાં પેસી ગયા. પછી ત્યાં શ્યામરૂપ ધારણ કરીને મને પૂર્ણ આનંદનો ઉપભોગ કરાવ્યો. પછી પોતાનું રૂપ ધારણ કરીને બહાર આવ્યા એટલે મને શુદ્ધિ આવી."

શ્રીગૌરાંગ કહે, "તમે બેઠા બેઠા ઉંઘી ગયા હશો તેથી તમે સ્વપ્ન દીઠું હશે તેમાં શા માટે મને દોષિત કરો છો!"

અદ્વૈત કહે, "મેં સ્વપ્ન જોયું એમ? મેં સ્પષ્ટ જોયું કે તમે મારા હૃદયમાં પેઠા અને બહાર આવ્યા. શું મને ભૂલ ખવડાવો છો? પ્રભુ! મને આમ ક્યાં સુધી છેતરશો? હું જેને સેવું છું તે—**તમેજ.**"

આ પ્રમાણે અદ્વૈતાચાર્યે પોતાના પ્રાણનાથને ઓળખ્યા. પણ એ ઓળખાણ બહુ દિવસ ટક્યું નહિ. થોડા વખતમાંજ તેમના મનમાં પાછી શંકા ઉત્પન્ન થઈ. એ શંકા તે જીવાત્માની ઉત્પત્તિથીજ તેની સાથે તેનામાં રહેલો પુરાતન અવિશ્વાસ—નિમાઇ શું ખરેખર શ્રીકૃષ્ણ હશેજ! લોકો શ્રદ્ધા માગે છે પણ ઘણીવાર નથી મળતી. નજરે જોઇએ છીએ તો પણ વિશ્વાસ નથી બેસતો. વિશ્વાસને માટે મનની ચોક્કસ સ્થિતિની જરૂર છે. કેટલાકની એ અવસ્થા જલદી આવે છે, કેટલાકને વિલંબ થાય છે. બ્રહ્માનો પણ શ્રીકૃષ્ણમાં એકવાર વિશ્વાસ ન હતો; ઇન્દ્રને પણ ન હતો; તો અદ્વૈતને નિમાઇ ઉપર અશ્રદ્ધા થાય એમાં આશ્ચર્ય શું? વળી એ અવિશ્વાસ નિમાઇની લીલાનું એક અંગ છે એ પણ માનવા જેવું છે.

# અધ્યાય ૧૭મો.

## પુંડરીક વિદ્યાનિધી.

એક દિવસ નિમાઇ ભગવાનભાવમાં "પુંડરીક" "પુંડરીક" કહી આક્રંદ કરવા લાગ્યા. પછી તો તેમણે ઉંચે સ્વરે રૂદન કરવા માંડયું. જેમ સ્ત્રીઓ રાગ કહાડી રડે છે તેમ નિમાઇ, "પુંડરીક વિદ્યાનિધિ ! બાપુ ! હું તારો વિયોગ ખમી શકતો નથી તેં નિર્દય થઇને મને છોડી દીધો છે. તારૂં દર્શન કરીને હું કયારે નેત્ર અને હૃદય શીતળ કરીશ ?" એવાં એવાં નાના પ્રકારનાં વચનો બોલી પ્રભુ કરૂણ સ્વરે વિલાપ કરવા લાગ્યા.

શ્રીગૌરાંગ પુંડરીકને માટે સ્ત્રીની પેઠે રૂદન કરે છે તેમાં એક રહસ્ય રહેલું હતું. શ્રીગૌરાંગના દેહમાં ઘણી વાર શ્રીમતી રાધા રાણી-નો આવેશ આવતો અને પુંડરીકના દેહમાં રાધાજીના પિતા વૃષ-ભાનુનો આવિર્ભાવ થતો. માટે શ્રીગૌરાંગ રાધાભાવે સ્ત્રીની પેઠે "પુંડરીક પિતા" કહી રડતા હતા. જ્યારે પુંડરીક માટે પ્રભુ વિલા-પ કરતા હતા ત્યારે આબેહૂબ એમજ લાગતું કે કોઇ સ્ત્રી તેના પિતાના શોકથી વિહ્વલ થઇને રડે છે. આ સઘળા ભાવનું તાત્પર્ય વાંચનાર યોગ્ય સમયે સમજી જશે.

નિમાઇનું કરુણ રૂદન સાંભળી પાષાણથી પણ કઠિણ હૃદય પીગળી જાય. ભકતો તો એકદમ સાંભળતામાંજ રોવા લાગ્યા. પણ પુંડરીક કોણ ? શ્રીકૃષ્ણનું એક નામ પુંડરીક છે ખરૂં પણ પ્રભુ તો "પુંડરીક વિદ્યાનિધિ" કહે છે. પછી સઘળા મસલત કરી પૂછ-વા લાગ્યા, "પ્રભુ ! આપ જેને માટે રૂદન કરોછો તે ભાગ્યવાન

વ્યક્તિ કોણ છે ?" ત્યારે નિમાઇ કાંઇક શુદ્ધિમાં આવી કહે, "તમારે તે ભાગ્યવાન પુરુષની વાત જાણવી છે ? તેનું ઘર ચટ્ટ ગામમાં છે; અહિં પણ એક ઘર છે. ઘણો શ્રીમંત છે. રીતભાત અને ઠાઠ ધનવાન લોકના જેવો રાખે છે એથી કરીને સાધારણ માણસો તેનું મહત્વ જાણી શકતા નથી. પણ એના જેવો ભક્ત જગતમાં દુર્લભ છે. તેનાં દર્શન ન થવાથી મને ચેન પડતું નથી. તમે સઘળા તેને આકર્ષણ કરીને અહિં તેડી લાવો." એમ કહી બાહ્યજ્ઞાન રહિત થઇ નિમાઇ, 'પુંડરીક બાપ" કહી રડવા લાગ્યા.

આ વાત બન્યા પછી થોડેક દિવસે પુંડરીક ચટ્ટ ગામથી નીકળી નવદ્વીપમાં આવ્યા. તેમનો દેખાવ પૂર્ણ રીતે વિલાસમય, સંસારબદ્ધ ધનવાન લોકનો જેવો હતો. મુકુંદ દત્તનું વતન પણ ચટ્ટ ગામમાં હતું; બેઉ એક ગામના વતની હોવાથી પુંડરીકના આવવાની મુકુંદને ખબર હતી. વળી તેમની વચ્ચે ઘણા વખતથી પરિચય પણ હતો. જે દિવસે પ્રભુએ પુંડરીક માટે રુદન કર્યું હતું તે દિવસે મુકુંદ ત્યાં હતા નહિ. તે નવદ્વીપમાં આવી પહોંચ્યા એટલે પ્રભુ પાસે લઇ જઇ તેમની સાથે પુંડરીકનો પરિચય કરાવવાને મુકુંદ બહુ ઉત્સુક હતા. એમ મનમાં ધારણા કરી તે પુંડરીકને મળવા ગયા. ગદાધર અને મુકુંદ વચ્ચે ગાઢ પ્રીતિ હતી તેથી તેમણે ગદાધરને કહ્યું, "ભાઇ, મારા ગામના એક મહા ભક્ત અહિં આવ્યા છે. મળવા આવવું છે ? ગદાધર કહે, "એ તો મ્હોટું સદ્ભાગ્ય. ચાલો જઇએ."

એ પ્રમાણે બેઉ જણ પુંડરીક વિદ્યાનિધિ પાસે આવી પહોંચ્યા. જુએ છે તો તેનો ઠાઠમાઠ મ્હોટા માણસના જેવો છે. સુંદર

પલંગપર દૂધ જેવી ધોળી ચાદર પાથરેલી છે. ચારે બાજુએ તકી-આ મૂકેલા છે અને તેની વચમાં પુંડરીક બેઠેલા છે. શરીર પરમ સુંદર, તેમાં ભક્તિનો સ્વાદ ચાખ્યાથી ઓર પ્રકારની મોહકતા આવી છે. જ્યેષ્ઠ માસની સખ્ત ગરમી પડતી હતી. બે પાસે બે નોકર મો-રપિચ્છના પંખા વડે પવન નાખતા હતા. મુકુન્દ અને ગદાધરને પુંડરીકે સત્કાર કરીને બેસાડયા. તેમણે ગદાધર તરફ જોઇ મુકુંદને પૂછયુ, “આ મહાશય કોણ છે?” મુકુન્દ કહે, “એ માધવ મિશ્રના પુત્ર છે. હાલ ન્યાય શાસ્ત્ર શીખે છે, પણ એમની મહત્તા તેના ઉપર નથી. બાળપણથીજ એ પરમ ભક્ત છે અને જીવનપર્યંત બ્રહ્મચર્યવ્રત પાળવાનો તેમનો નિશ્ચય છે.”

ગદાધરને આ સમયે બાવીશ વર્ષ થયાં હતાં. સ્વરૂપ લગભગ નિમાઇના જેવુંજ હતું. વદન સરલ અને સ્નિગ્ધ હતું. જોતાંજ ચિત્ત-ને આકર્ષતું હતું. વળી હાલમાં નવપ્રેમના સ્પર્શથી ગદાધરના સમસ્ત દેહમાંથી અમાનુષિક તેજ ઝરતું હતું. વિદ્યાનિધિ અનિમેષ નેત્રે ગદાધરને જોઇ રહ્યા અને જેમ જોતા ગયા તેમ તેના તરફ વધારે વધારે આકર્ષાવા લાગ્યા.

ગદાધર ત્રાંસી નજરે એક એક વાર વિદ્યાનિધિને જોતા પણ જેમ જોતા ગયા તેમ તેમને તેના ઉપર તિરસ્કાર આવવા લાગ્યો. ગદા-ધરને પહેલેથીજ વિષયસુખ ઉપર ધિક્કાર હતો. તેથી વિદ્યાનિધિના વિલાસી વ્યવહાર જોઇ તેમને ઘૃણા ઉત્પન્ન થઇ. વિદ્યાનિધિએ માથે સુંગધી તેલ લગાવ્યું હતું અને વાળ સારી રીતે સેંથી પાડી ઓળ્યા હતા. એક મોટા દાબડામાં પાકાં પાન પડયાં હતાં. વિદ્યાનિધિ ઘડીએ ઘડીએ બીડી બનાવી બનાવી ખાતા હતા. ગદાધરના મનમાં વિચાર

આવ્યો કે "વાહ! બહુ ઉત્તમ ભક્તનાં મને આજે દર્શન થયાં. અહિં-થી છૂટાય તો સારૂ."

ગદાધરનો ભાવ મુકુંદ સમજી ગયા તેથી તે મનમાં ને મનમાં હસવા લાગ્યા. પછી વિદ્યાનિધિનું ગૌરવ બતાવવાના હેતુથી શ્રીમદ્ ભાગવતમાંથી શ્રીકૃષ્ણના ગુણાનુવાદનો એક શ્લોક મધુર સ્વરથી તેમણે ગાયો. તે શ્લોક નીચે પ્રમાણે હતો:—

+ अहो बकी यं स्तनकालकूटम्
जिघांसया पाययदप्य साध्वी ।
लेभे गतिं धात्र्यचितां ततोऽन्यं
कं वा दयालुं शरणं व्रजेमः ॥

पूतना लोकबालघ्नीं राक्षसी रुधिराशना ।
जिघांसयापि हरये स्तनं दत्वाप सद्गतिम् ॥

આ શ્લોક સાંભળતાંજ વિદ્યાનિધિ મૂર્છિત થઇને પલંગપરથી નીચે પડી ગયા એટલે ગદાધર, મુકુંદ તથા બીજા લોક તેમને સંભાળવા લાગ્યા. વિદ્યાનિધિ થોડે કાળે શુદ્ધિમાં આવી દાસ્યભાવે અત્યંત કરુણ સ્વરથી રૂદન કરવા લાગ્યા અને પૃથ્વીપર તરફડવા લાગ્યા.

વિદ્યાનિધિ કહે, "હે કૃષ્ણ! હે પિતા! હે મારા કુલ દેવ!

---

× દુષ્ટ પૂતના રાક્ષસી જે શ્રીકૃષ્ણને મારી નાંખવાની ઈચ્છાથી સ્તનપર ઝેર ચોપડીને ધવડાવવા આવી હતી તેને પણ ભગવાને પોતાની ધાત્રી ગણીને સદ્ગતિ આપી એવા દયામય પ્રભુને મૂકીને હું બીજા કોનું શરણ લઉં ?

મારા જેવા દીન પામરનો ક્યારે ઉદ્ધાર કરીશ ? હે કંગાલના બેલી ! મારા કઠિણ હૃદયમાં લેશ માત્ર પણ ભક્તિ નથી. મારું ચિત્ત તમારામાં ચોંટયું નથી તેમ જાણી તમે મારો ત્યાગ કરશો મા." આમ બોલતા જાય અને રડતા જાય અને લાગણીના વેગથી પૃથ્વીપર આળોટે. હવે ગદાધરે જોયું કે તેનાં ઉત્તમ સૂક્ષ્મ વસ્ત્ર છિન્નભિન્ન થઇ ગયાં છે. સુગંધી તેલ યુક્ત કેશ ધૂળથી ખરડાઇ ગયા છે. તે સુંદર યુવાન પુરુષ વિદ્યાનિધિ ધૂળથી ધુસરિત થઇ ગયો છે. ત્યારે ગદાધરને સમજાયું કે કૌપીન પહેર્યાથીજ ભક્ત થવાતું નથી અને માથામાં સુવાસિત તેલ નાંખ્યાથીજ વિષયી થવાતું નથી. હવે તો ગદાધર ઘણા ભયભીત થયા. મનમાં પશ્ચાત્તાપ કરવા લાગ્યા કે આ મેં કેટલો ઘોર અપરાધ કર્યો ? હું ભક્તદ્રોહી થયો ! હવે આ પાપનું કેવી રીતે નિવારણ મારે કરવું ? પછી મુકુંદને ગળે વળગી તે રડતા રડતા કહે, "તેં મને ભક્તનાં દર્શન કરાવી મારી આંખોને કૃતાર્થ કરી પણ હવે મારે શું કરવું ? મેં એમનો બહારનો ભોગ વિલાસ જોઇ મનમાંને મનમાં એમની ઘણી અવજ્ઞા કરી. મુકુન્દ, મેં હમણાંને હમણાંજ એક પકો ઠરાવ કર્યો છે કે મારે વિદ્યાનિધિ મહાશયની પાસેથી મંત્ર દીક્ષા લેવી. તેમ કર્યાથી મેં એમની અવજ્ઞા કરીને જે પાપ કર્યું છે તેની મને તેમના તરફથી ક્ષમા મળશે." આ વાત સાંભળી મુકુંદ કહે, "બહુ ઉત્તમ વિચાર છે."

ઘણી વાર પછી વિદ્યાનિધિ પૂર્ણ શુદ્ધિમાં આવ્યા. જુએ છે તો ગદાધરના નેત્રમાંથી અઢળક આંસુ વહી જાય છે. આ જોઇ એકદમ મુગ્ધ થઇ ગદાધરને બે હાથે પોતાની પાસે ખેંચી આલિંગન દઇ તેનાં આંસુ લૂંછવા લાગ્યા. આથી તો તેનાં આંસુનો વેગ અમ-

ધો વધી ગયો. ત્યારે મુકુન્દે વીતેલી વાત કહી સંભળાવી. વિદ્યાનિધી આ વાત સાંભળીને પ્રસન્ન થયા. તે કહે, "બહુ સારૂં. મારી પાસેથી મંત્ર લેવાની તેમને ઇચ્છા છે? આવા શિષ્ય બહુ પૂણ્ય હોય તોજ મળે છે. થોડા દિવસ પછી શુકલ દ્વાદશીને દિવસે ઇચ્છા પૂર્ણ થશે." ત્યાર પછી ગદાધર અને મુકુંદ વિદ્યાનિધિને પ્રણામ કરી પોતપોતાને ઘેર ગયા. સાંજે પ્રભુને ઘેર જઇ વિદ્યાનિધિની વાત કહી.

રાત્રે વિદ્યાનિધિ નોકર ચાકર વગર જૂનું વસ્ત્ર પહેરી નિમાઇનાં દર્શન કરવા આવ્યા. તેમણે નવદ્વીપમાં થએલા અવતાર વિષે લોકવાયકા સાંભળી હતી પણ નિમાઇને પૂર્વે કદિ જોયા ન હતા. જોયા ન હતા અને પરિચય ન હતો તોપણ આ અવતારના સંબંધમાં વિદ્યાનિધિને લેશ માત્ર પણ સંદેહ હતો નહિ. નિમાઇજ પૂર્ણ બ્રહ્મ છે, શ્રીકૃષ્ણ છે એમ જાણીનેજ વિદ્યાનિધિ તેમનાં દર્શને ગયા હતા. તેથી ભાવથી ચકચૂર થઇને ચાલતા હતા. મનમાં અનુતાપ અગ્નિ સળગી રહ્યો હતો. કૃષ્ણની કૃપાના પાત્ર થવા મેં કાંઇ કર્યું નથી એવો વિચાર કરી અત્યંત દીનતા પૂર્વક "પ્રભુ! મને ક્ષમા કરો!" એવું કહેતા કહેતા તે પ્રભુની સન્મુખ આવી પહોંચ્યા. પુંડરીકના મનની આવી વિલક્ષણ અવસ્થા વિષે આપણે વિચાર કરીએ. તે ભગવાનનાં દર્શન કરવા માટે જાય છે તેથી તેમને બીલકુલ સુખ મળતું નથી. તેમના મનમાં એ હતું કે શું મ્હોડું લઇને હું તેમની પાસે જાઉં છું? જે મારૂં સર્વસ્વ તેમને હું ભૂલી ગયો છું. તે પાસે આવ્યા છે એમ જાણીને દર્શન કરવા દોડી આવ્યો છું. પણ તે દયામય છે. મને તો તે કઠંશ નહિ પણ મધુર વચનથી બોલાવશે. પણ હુ કેવો નિર્લજ છું?

નીચે મ્હોડે વિદ્યાનિધી પ્રભુની આગળ ઉભા રહ્યા. મ્હોં ઉંચું

કરી પ્રભુને જોવાનું પણ ભૂલી ગયા–હિંમત ચાલી નહિ. તેમની પાસે જઇ પ્રણામ કરવા ગયા પણ તેમ ન થઇ શકતાં પડી જવાયું. પછી હાથ જોડીને સ્તુતિ કરવા લાગ્યા.

વિદ્યાનિધિનો આ પ્રકારનો આર્તનાદ સાંભળી સઘળા ભકતો ની આંખમાં આંસુ આવી ગયાં. પણ આ નવીન આવનાર કોણ હશે, તેનું નામ શું તે કોઇ જાણતું ન હતું. તેની મર્મભેદક આર્ત પ્રાર્થના સાંભળી સર્વનાં હૃદય ચીરાઇ ગયાં.

આ બાજુએ ભક્તવત્સલ શ્રીગૌરાંગ વિદ્યાનિધિને પૃથ્વીપર પડી જતા જોઇ ઉતાવળા ઉતાવળા ઉભા થયા, અને તેમણે આજ સુધીમાં વિદ્યાનિધિને કદિ જોયા ન હતા તોપણ જાણે લાંબા સમયથી પરિચિત વ્યક્તિને બોલાવતા હોય તેમ પ્રભુ કહે, "બાપ આવ્યા." પછી તેમણે વિદ્યાનિધિને છાતી સાથે પ્રેમથી દાબ્યા અને કહ્યું, "આજ મારા બાપ પુંડરીકને મેં જોયા. આજ મારાં નેત્ર શીતળ થયાં. આજ મારા બાપે હૃદયને સ્પર્શીને મારા તપ્ત હૃદયને શીતળ કર્યું," એમ બોલતાં બોલતાં બેઉ મૂર્છિત થઇને ઢળી પડયા.

ભક્તજનો જુએ છે કે જે ભગવાન પુડરીકના હૃદયમાં હતા તે આજે બહાર આવીને જાણે ઋણ શોધન કરવાને તેનેજ પોતાના હૃદયમાં સમાવી ન દેતા હોય !

બેઉ નિશ્ચેષ્ઠ અવસ્થામાં કેટલીકવાર સુધી પડી રહ્યા. પછી બેઉને બાહ્યજ્ઞાન થયું. શ્રીગૌરાંગ કહે, "આજ મારી વાસના તૃપ્ત થઇ. આજે મારા બાપને મેં જોયા." પુંડરીક શુદ્ધિમાં આવ્યા એટલે શ્રી ગૌરાંગને પ્રણામ કરી સ્તુતિ કરવા લાગ્યા. નિમાઇએ તેમને ઉઠાડયા, આશ્વાસિત કર્યા, અને બધા ભકતો સાથે તેમનું ઓળખાણ કરાવ્યું. ગદાધરે પછી સર્વના દેખતાં કહ્યું કે મેં મનમાં વિદ્યાનિધિનો તિરસ્કા-

ર કર્યો હતો. પછી પ્રભુને કહ્યું, "આપની રજા હોય તો હું એમને હાથે દીક્ષા લઉં." પ્રભુ કહે, "અબઘડી લ્યો." વિદ્યાનિધિનો મહિમા આથી વધારે શી રીતે વખાણાય! તે પુરૂષોત્તમ આચાર્યના સખા અને ગદાધરના ગુરૂ! પુરૂષોત્તમ આચાર્ય કોણ તે હવે પછી કહેવામાં આવશે.

નિમાઇના ભગવાનભાવમાં અને ભક્તભાવમાં ઘણો ફરક હતો.

# અધ્યાય ૧૮મો.

## મહાપ્રકાશ.

તે ભક્તભાવમાં અત્યંત દીન અને દાસ્યભક્તિથી અભિભૂત રહેતા. ગંગાસ્નાન કરવા જતા ત્યારે પ્રથમ ગંગાને ભક્તિપૂર્વક પ્રણામ કરતા. રોજ તુલસીની પ્રદક્ષિણા કરતા. ભક્ત જોતા તો તેને નમસ્કાર કરતા. પણ જ્યારે ભગવાનભાવ આવતો ત્યારે ભક્તો ગંગાજળથી તેમના ચરણ ધોઇ ઉપર ચંદન તુળસી ચડાવતા તો પણ તે કશું બોલતા નહિ. ભક્તભાવમાં હોય ત્યારે એક એક ભક્તને ગળે હાથ નાંખીને અને અદ્વૈતને પગે હાથ નાંખી ઉત્કંઠાથી નિવેદન કરતા કે "મારો શી રીતે ઉદ્ધાર થાય તે તમે મને બતાવો. શ્રીકૃષ્ણમાં મારૂં ચિત્ત શો રીતે ચોંટે તે મને કહો." ભક્તભાવમાં નિમાઇ ધૂંટણીએ પડી ભકતોની પાસે દાસ્યભક્તિ માટે પ્રાર્થના કરતા. પણ તેજ નિમાઇ ભગવાનભાવમાં શ્રીકૃષ્ણની મૂર્તિને ખસેડી પોતે વિષ્ણુસિંહાસન ઉપર બેસતા, અને પોતાના પગનું ગંગાજળ, ચંદન અને તુળસીથી ભકતો પૂજન કરતા ત્યારે જરા પણ વાંધો લેતા ન હતા પણ ઉલટો સંતોષ જણાવતા; પોતેજ શ્રીકૃષ્ણ છે એવું સ્પષ્ટ કહેતા અને અદ્વૈત જેવા સીત્તેર વર્ષના સર્વમાન્ય ભક્તના માથાપર પોતાનો પગ લગાડતા.

પ્રશ્ન ઉદ્‌ભવે છે કે નિમાઇ ભગવાન છે એમ ભકતો જાણતા છતાં તેમની સાથે મનુષ્યની માફક શી રીતે વર્તી શકતા? તેથી હવે પ્રકાશ સમયની નિમાઇની ખરી સ્થિતિ વિષે કહેવામાં આવે છે. જ્યારે નિમાઇ ભગવાન રૂપ ધારણ કરતા ત્યારે સર્વ ભકતો જોઇ શકતા કે તેમનો દેહ જ્યોતિર્મય બની જતો. કોઇવાર એ જ્યોતિ જ્વલંત તેજ જેવી દેખાતી અથવા કોઇવાર મૃદુ આલ્હાદક તેજનો માત્ર ચમકાર તેમના દેહમાંથી નીકળતો; તે એટલે સુધી કે દેહ દેખાતો પણ નહિ. તે વખતે તેમની આકૃતિ, પ્રકૃતિ, કાન્તિ એટલી તો ભક્તિ ઉદ્દીપક થતી કે તે ભગવાન છે એવો સર્વના મનમાં વિશ્વાસ થઇ જતો. વળી તે જ્યારે સામાન્ય આસન ઉપર ગદાધર કે નર-હરિને અઢેલી બેસતા અથવા ભકતોના મંડળમાં બેસતા ત્યારે તેમના દેહમાંથી એવું મૃદુ તેજ નીકળતું કે તે ષડ્‌ભુજ કે ચતુ-ર્ભુજ નહિ છતાં તેમના રૂપની કોઇક સૂક્ષ્મ પ્રકારની શક્તિના પ્ર-ભાવથી જેટલા તેમની પાસે આવતા તે સર્વ તેમને અખિલ બ્રહ્માં-ડના અધિપતિ તરીકે પૂર્ણ વિશ્વાસ પૂર્વક માનતા.

કેટલાક સમય પછી નિમાઇએ પોતાનો ભગવાનભાવ સંકેલી લીધો. તે વખતે તે ભગવાન ન હતા પણ એક પરમ ભક્ત તરીકે વર્તન કરતા હતા. હમેશાં 'કૃષ્ણ, કૃષ્ણ' કહી એવા તો કરૂણ સ્વરથી રૂદન કરતા કે તે સાંભળીને સઘળા કહેતા કે આવું આર્ત રૂદન સાંભળી પથ્થરનું હૃદય પણ પીગળી જાય. પુત્રશોકથી તરતની વીંધાઇ ગયેલી શોકાતુર માતાની પેઠે તે કૃષ્ણ વિરહથી પીડાતા હતા. મૂર્છા ઉપર મૂર્છા આવતી અને બોલતાં બોલતાં દાંત બીડાઇ જતા. કોઇ કોઇ વાર શ્વાસ પણ રૂંધાઇ જતો. શ્રીકૃષ્ણની પ્રાપ્તિ કરવા માટે તે જે ઉત્કંઠા બતાવતા તે જોઇને એમ સમજાતું કે કૃષ્ણ નહિ મળશે તો તેમનું હૃદય હમણાંને હમણાંજ ચીરાઈ જશે. તે વખતે

ભક્તજનોને આલિંગન દઇ તે ગદ્દગદ્દ સ્વરે કહેતા, "કૃષ્ણને બોલાવી મારો પ્રાણ બચાવો. હું મરૂં છું. મને લાગે છે કે તમે આજે મારો પ્રાણ નહિ બચાવો." પ્રભુના પ્રાણત્યાગની વાત સાંભળી ભક્તો અત્યંત સંતપ્ત થતા. જેઓ દરરોજ આ બનાવ જોતા તેઓને પણ રોજ લાગતું કે આજે પ્રભુનો જીવ બચવો મુશ્કેલ છે. જો કોઈ ભક્ત નિમાઇની અપ્રકાશ અવસ્થામાં એટલે ભક્તભાવમાં તેમનું પૂજન કરતો તો તેમને એટલો ક્લેશ થતો કે ત્યારથી તેમના પ્રતિ એવી શ્રદ્ધા અને ભક્તિ બતાવવાની કોઇની હિંમત ચાલતી નહિ.

અપ્રકાશ અવસ્થામાં નિમાઇ એવું વર્તન કરતા કે જાણે પ્રકાશ અવસ્થામાં કરેલા પોતાના આચરણનું તેમને લેશ પણ સ્મરણજ ન હોય. માત્ર સ્વપ્નના સંસ્કારની પેઠે તેમને કંઇક ઝાંખું સ્મરણ રહેતું. કારણકે પ્રકાશ અવસ્થાની આખરે તે હંમેશ ભક્તોને પૂછતા, "મારા મિત્રો! બેશુદ્ધ અવસ્થામાં મેં કાંઇ અણઘટતાં વચન કહ્યાં હતાં? જો હું એવી અવસ્થામાં તમારો કાંઇ અપરાધ કરૂં તો મને ક્ષમા કરજો. આ દેહ તમારો છે. હું શ્રીકૃષ્ણનો કોઇ પ્રકારનો અપરાધ કરવા જાઉં તો તમે મને અટકાવજો કે મારી કુપ્રવૃત્તિ થતી અટકે. હું સ્વવશ નથી." આ ઉપરથી માલુમ પડે છે કે તેમને કંઇક યાદ રહેતું હતું ખરૂં. 'કુપ્રવૃત્તિ ન થાય' એનો એ અર્થ છે કે 'હું કૃષ્ણ છું' એવું અભિમાન મને કદી થાય નહિ.

ભક્તજનો બનેલું સઘળું વૃત્તાંત છુપાવીને તેમને કહેતા કે તમે કશુંએ અણઘટતું કર્યું નથી કે કહ્યું નથી. તેઓ નિમાઇની તે સમયની ઉત્કંઠા જોઇને મનમાં વિચારતા કે જો આપણે તેમને સઘળી વાત કહીશું કે તમે વિષ્ણુસિંહાસન ઉપર બેસીને સર્વનું પૂજન સ્વીકારતા હતા તો જરૂર મોટો અનર્થ થશે. કદાચ

એ સાંભળીને નિમાઇ ગંગામાં ડૂબકી મારીને પ્રાણત્યાગ કરશે. આવો વિચાર કરીને તેઓ તેમની અપ્રકાશ અવસ્થામાં યથેચ્છ ભક્તિ કરતા પણ તેમને ભગવાન તરીકે પૂજતા નહિ. કેટલાક લોકો તો તેમને પ્રકાશ અવસ્થામાં ભગવાન માનતા પણ અપ્રકાશ અવસ્થા વખતે તે સઘળી વાત ભૂલી જતા. તેઓ તો માત્ર તેમને પૂર્ણ ભક્ત તરીકે ઓળખતા. આ ઠેકાણે શ્રીકૃષ્ણલીલાની એક વાતનું સ્મરણ થઇ આવે છે.

નંદના ખોળામાં કૃષ્ણ સૂતા છે. નંદને નિદ્રા આવતી નથી. તે પોતાના પુત્રનાં અત્યાર સુધીનાં સર્વ પરાક્રમોનો વિચાર કરે છે. તેમને એમજ સમજાય છે કે કૃષ્ણ બાળક નથી, મારો પુત્ર નથી, પણ ભગવાન છે. મનમાં આ વિચાર આવતાંજ તે ભય પામે છે અને ઉભા થઇને કૃષ્ણની સ્તુતિ કરવા જાય છે. અંતર્યામિ શ્રીકૃષ્ણ આ વાત જાણી જાય છે તેથી નદને છેતરવાને એક યુક્તિ કરે છે. પાસેના ઓરડામાં એક બિલાડી બોલતી હતી તે સાંભળી જાણે ભય પામતા હોય તેમ કૃષ્ણ કહે, "બાપા, આ કોણ બોલે છે? મને બ્હીક લાગે છે." એમ કહી તે નંદને વળગી પડયા. નંદ તેજ ઘડીએ પેલી વાત ભૂલી ગયા અને કૃષ્ણને ખોળામાં લઇ કહે "બ્હીશ નહિ. હું અહીં છુ ને." વૈષ્ણવ ધર્મ એ પ્રેમ ધર્મ છે પ્રેમ એજ તેની ઉપાસનાનું અંગ છે. જ્યારે જીવ પરમાત્માનુ ઐશ્વર્ય જુએ છે અથવા માત્ર મનમાં વિચારે છે એટલે પોતે અને ભગવાન વચ્ચેનું મહત્ અંતર જોઇ તેની પ્રેમ ઝરણી સૂકાઇ જાય છે અને પ્રેમ સૂકાતાં વૈષ્ણવ ધર્મનું સઘળું સત્વ ઉડી જાય છે. જેવી અવસ્થા નંદની થઇ એવીજ વિશ્વરૂપ દર્શન કરીને અર્જુનની થઇ હતી. એ વિરાટ સ્વરૂપ જોઇ ચક્કર ખાતો અર્જુન કહે, " હે

પ્રભો ! આપ પુનઃ મનુષ્ય રૂપ ધારણ કરો. " પ્રેમભક્તિને માટે પ્રભુનું ઐશ્વર્ય દૂર કરી તેના ભૂવન મોહન સ્વરૂપનીજ ઉપાસના કરાય છે. એટલા માટેજ ચાર હાથવાળા શંખચક્રગદાપદ્મ ધારણ કરનાર નારાયણ સુંદર બાળક બની મૂરલી બજાવતા થયા છે. કૃષ્ણ પ્રતિ નંદની વાત્સલ્ય ભક્તિ હતી. કૃષ્ણ પોતાના બાળક છે એ ભાવના જો ભૂસાઇ જાય તો તેની સાથે ભક્તિ પણ જાય. તેમ ન થાય તેટલા માટેજ શ્રીકૃષ્ણે પિતાને ભ્રાંતિમાં નાખ્યા હતા અને તેજ હેતુથી શ્રીગૌરાંગે ભક્તોને માતાને, પત્નિને સર્વને પરમ મધુર કલ્યાણકારી ભ્રાંતિમાં ભમાવ્યાં હતાં.

એ પ્રમાણે ભક્તો પ્રકાશ અવસ્થામાં નિમાઇનું પૂજન કરતા પણ અપ્રકાશ અવસ્થામાં એ સઘળી વાત ભૂલી જતા. કોઇ થોડે અંશે તો કોઇ ઘણે અંશે ભૂલતા. કેટલાક તો તદ્દન ભૂલી જતા. શચી માતાએ નિમાઇને ગર્ભમાં ધારણ કર્યા, બાળપણથી ઉછેર્યા; તે પણ નિમાઇનું ઐશ્વર્ય જોઇ સઘળી વાત ભૂલી જતાં અને નિમાઇ પોતાનો પુત્ર નથી પણ જગતનો પિતા છે એવો ભાવ તેમના મનમાં ઉદય થતો. તોપણ થોડી વાર પછી તેમનો વાત્સલ્ય ભાવ પુનઃ ઉછળી આવતો. પ્રકાશની બીના જેઓ સ્હેજસાજ ભૂલી ગયા હતા તેઓ મનમાં વિચાર કરતા કે ખરેખર નિમાઇ ભગવાન હશેજ કે આપણે સ્વપ્ન જોયું હશે ? જેઓ અધિક અંશે ભૂલી ગયા હતા તેઓ મનમાં સમજતા કે નિમાઇમાં અદ્ભુત શક્તિ છે, જાણે જાતેજ પરમેશ્વર. અદ્વૈતના મનમાં આ ભાવ ઘણા વખત સુધી રહ્યો હતો. જ્યારે તે નિમાઇની સન્મુખ આવતા ત્યારે તેમને ભગવાન માનતા અને તદનુરૂપ પૂજન કરતા પણ જ્યારે દૂર જતા ત્યારે તેમના મનમાં અનેક પ્રકારના તર્ક વિતર્ક ચાલતા કે આજ કાલનો નિમાઇ

જગન્નાથનો દિકરો તે ભગવાન શી રીતે હોઇ શકે ? મુકુન્દની સ્થિતિ પણ એવીજ હતી.

પણ પ્રકાશ વખતે એવી શંકા કોઇ કરી શકતું નહિ. એટલે સુધી કે તેઓ અનાયાસે ગંગાજળ લઇને નિમાઇના પગ ધોતા અને તે ઉપર ચંદન તુળસી લગાવી પૂજન કરતા. તેઓને તે વખતે પૂર્ણ વિશ્વાસ થતો કે નિમાઇ ભગવાનજ છે.

વળી બીજી એક વાત વિચારવાની છે. શું નિમાઇ કપટી હતા ? તેમ ન હોય તો "હું તેજ છું" એમ કહી થોડીવારમાંજ ભકતોની પાસે દીનતાપૂર્વક "મને કૃષ્ણનાં દર્શન થતાં નથી" એમ કહી શા માટે રડે ? પણ તે કપટી ન હતા. કપટી હોત તો એ ઠગાઇ લાંબો વખત ટકત નહિ. જ્યારે તે કહેતા કે "હું તેજ છું" ત્યારે ભકતો જોઇ શકતા કે નિમાઇ જે બોલે છે તે સરળ ભાવે બોલે છે. જ્યારે "મને કૃષ્ણ સાથે મેળાપ કરાવીને મારો જીવ બચાવો" એવું તે કહેતા ત્યારે પણ તેમનું સરળ દોષરહિત મુખ જોઇ જોનારને ખાત્રી થતી કે એ વચન પૂર્ણ ઉત્કંઠાપૂર્વક નીકળતાં હતાં. આ વાતનુ તાત્પર્ય એ છે કે જ્યારે નિમાઇ ભગવાન ભાવને સંકેલી લેતા ત્યારે તેની સાથે તેમનું ઐશ્વર્ય પણ લુપ્ત થતું અને તેથી નિમાઇ ભક્ત-ભાવે દીન કંગાલ બની કૃષ્ણ વિરહથી રૂદન કરતા.

એક દિવસ સવારમાં સ્નાન વિગેરે ક્રિયામાથી પરવારી નિમાઇ શ્રીવાસને ઘેર આવ્યા. ભકતો પણ એક પછી એક આવવા લાગ્યા. બધા બેઠા છે એવામાં એકાએક નિમાઇના દેહમાં ભગવાનનો આવિર્ભાવ થયેલો જણાયો. થોડીવારમાં પ્રભુએ કીર્ત્તન કરવાની આજ્ઞા કરી. સઘળાએ કીર્તન કરવા માંડયું. તે દિવસે એક

અલૌકિક બનાવ બન્યો. તે એ કે હંમેશાં તો નિમાઈ પ્રથમ બેશુદ્ધ થતા અને તેવી અવસ્થામાંજ વિષ્ણુસિંહાસનપર વિરાજતા. પણ આજે તો એમને એમ વાતો કરતા કરતાજ એકદમ ઉઠીને આસન પર બેશી ગયા.

તે દિવસે ભગવાનનો પ્રકાશ સાત પ્રહર પર્યંત રહ્યો. અત્યાર સુધી માત્ર એ ભાવ અલ્પકાળ સુધી ટકતો. પણ તે દિવસે તે સવારના નવ વાગ્યાથી તે બીજા દિવસની લગભગ સવાર સુધી પ્રકાશ અવસ્થા કાયમ રહી. એને સાત પ્રહરનો ભાવ અથવા મહા-પ્રકાશ કહે છે.

તે વખતે ઘણા માણસો પ્રભુના ભકત થઇ ચૂકયા હતા. તેઓ સઘળ ધંધોધારી છોડી આખો દિવસ પ્રભુની સમીપ ગાળતા. સિંહાસનપ બેઠા પછી પ્રભુએ ભકતોને આજ્ઞા કરી કે મને સ્નાન કરાવો એકદમ સઘળા ઘાટપર દોડયા. સંખ્યાબંધ ઘડા શ્રીવાસના આંગ ણામાં ગોઠવાઇ ગયા. સ્ત્રીઓ વા પુરૂષો સઘળાં જળ લાવતાં હતાં સ્નાન મંડપમાં પ્રભુને ઉત્તમ પાટલા ઉપર બેસાડયા અને મુરારિ, ગદાધર તથા સેવાના અધિકારથી ગર્વિત થયેલી સ્ત્રીઓ પ્રભુને શરીરે તેલ ચોળવા લાગ્યાં. પાછળ ઉભા રહી નિત્યાનંદ પ્રભુન મસ્તક ઉપર છત્ર ધરતા હતા. શ્રીવાસની દાસી જેનું નામ દુઃખી હતું તે દોડતી દોડતી પાણી લાવતી હતી. મહેનતથી તે હાંરી ગઇ હતી. પ્રભુનું મુખ જોતી હતી અને નેત્ર આંસુથી ઉભરાઈ જત હતાં. પ્રભુએ તેના ઉપર કૃપા કરી તેને વિષે ભકતોને કહ્યું, "આ જથી હું એનું નામ 'દુઃખી' ને બદલે 'સુખી' રાખું છું." સઘળ હર્ષ પામ્યા અને દુઃખીના ભાગ્યની પ્રશંસા કરવા લાગ્યા. સુખી શરમાઇ જઇ વિહ્વલ થઇ જળ ભરવા દોડી ગઇ. પછી વાદ્યન

કોલાહલ, અભિષેકના મંત્રોચ્ચાર અને સ્ત્રીઓના મધુર ગીતધ્વનિ સાથે નિમાઇના મસ્તક ઉપર ભક્તજનો અભિષેક કરવા લાગ્યા.

નિમાઇના પ્રથમ પ્રકાશને માત્ર બેજ માસ થયા હતા. પણ તેટલી મુદ્દતમાં દેશના મુખ્ય મુખ્ય માણસો તેમના ભક્ત બન્યા હતા. તેમનાં નામ ગણાવી શકાય એમ નથી. નિતાઇ, અદ્વૈત, ગદાધર, શ્રીવાસ, મુકુન્દ, મુરારિ, નરહરિ, ગંગાદાસ, પ્રભુના માસા ચંદ્રશેખર, પ્રભુના નિત્યસંગી પુરૂષોત્તમ આચાર્ય (પાછળથી સ્વરૂપ દામોદર), વક્રેશ્વર, દામોદર, જગદાનંદ, ગોવિંદ, વાસુદેવ ઘોષ ઇત્યાદિ. એજ અરસામાં હરિદાસ પણ પ્રભુના શરણાંગત થયા. એ હરિદાસની કથા ટુંકામાં અત્ર કહીએ છીએ.

તેમનું ઘર બુઢન નામના ગામમાં હતું. બ્રાહ્મણના પુત્ર છતા માબાપ વગરના હોવાથી એક મુસલમાને તેમને ઉછેર્યા હતા. તેથી કરીને હરિદાસ મુસલમાન થયા હતા. પણ મોટા થતાં તે પરમ સાધુ નિવડયા. તેમનું ભજન માત્ર નામરટણુજ હતું. લગભગ આખો દિવસને રાત મોટેથી હરિદાસ હરિનામ જપ કરતા તેમની હરિનામ પર એટલી દૃઢ શ્રદ્ધા હતી અને તેમના મનને એવો પૂર્ણ વિશ્વાસ હતો કે ગમે તેવો અધમ જીવ પણ હરિનામ નૌકાવડે તરી જાય છે. નામ જપની વાત તો કોરે રહી પણ માત્ર નામ સાંભળ્યાથીજ જીવજંતુ સર્વનો ઉદ્ધાર થાય છે એવો તેમનો અડગ વિશ્વાસ હતો. તેટલા માટે તે ઉચ્ચ સ્વરથી નામ જપ કરતા. તે વેનોપાલના જંગલમાં (હાલમાં વનગ્રામના રેલ્વે સ્ટેશન પાસે) એક પર્ણકુટી બાંધીને ત્યાં ભજન કરતા. તેમનું કઠોર ભજન જોઇને તેમની પરીક્ષા કરવાનું ત્યાંના દુષ્ટ જમીનદારને મન થયું. તેટલા માટે તેણે એક વેશ્યા સ્ત્રીને તેમની પાસે મોકલી. તે સ્ત્રી ત્યાં આવી પણ

હરિદાસને જોઇ તેનું મન નિર્મળ થઇ ગયું અને તે તેમને ચરણે નમી પડી. હરિદાસે પોતાની ઝુંપડી તેને રહેવા આપી, તેને હરિનામનો ઉપદેશ આપ્યો અને તે દુષ્ટ જમીનદારની હદ બહાર બીજા સ્થાનમાં જઇ રહ્યા.

આ બાજુએ મુસલમાન કાજીને કાને વાત ગઈ કે હરિદાસે મુસલમાન ધર્મનો ત્યાગ કરી હિંદુ ધર્મ સ્વીકાર્યો છે. આ વાત સાંભળીને કાજીએ હરિદાસને પકડાવી મંગાવ્યા. તેમને જોઇ સુબેદારનું મન તો પીગળી ગયું પણ કાજીનું મન વજ્ર જેવું કઠણ હતું તેને જરા પણ અસર થઇ નહિ. તેણે સુબેદારને કહ્યું કે તમે હરિદાસને સજા નહિ કરો તો મુસલમાન ધર્મને મોટું અપમાન પહોચશે. આથી સુબેદારે લાચાર થઇને હરિદાસને સજા કરવાની આજ્ઞા કરી. સજા પ્રાણવધ કરવાની હતી. પણ સાધારણ રીતે વધ કરવાને બદલે બાવીશ બજારમાં ફેરવીને દરેક બજારમાં બાંધીને, માર મારીને હરિદાસનો પ્રાણ લેવાનો હતો. આ માર એવો સખત રીતે મારવાનો હતો કે બે ત્રણ બજારમાં મારતાંજ અપરાધીનો જીવ ગયા વગર રહેજ નહિ.

હરિદાસને કાજીએ કહ્યું કે જો તું કલમો પઢીશ અને હરિનામ છોડી દઇશ તો તને સજા ન કરતાં સન્માનપૂર્વક રાખવામાં આવશે. તેનો હરિદાસે ઉત્તર આપ્યોઃ—

ખંડ ખંડ થાય દેહ પ્રાણ યદિ જાય;<br>
હરિનામ મુખ થકી કદિ ના છોડાય.

પછી હરિદાસને બજારમાં મારતા મારતા લાવ્યા અને હરિદાસ હરિનામનો ઉચ્ચાર કરવા લાગ્યા. જેમ માર પડતો જાય તેમ હરિદાસ કૃષ્ણનામ જપતા જાય. વાંચીને વાંચનાર હર્ષ પામશે કે

હરિદાસની પીઠ ઉપર ચાબૂકનો માર પડતો છતાં પણ તેમને લેશ પણ દુઃખ થયું નહોતું. હરિનામ તેમને અત્યંત પ્રિય હતું. આ અવતારમાં ભગવાને પોતાના એક એક ભક્તદ્વારા ભજન અને ઉપાસનાના પ્રત્યેક અંગનું માહાત્મ્ય બતાવેલું છે. નામ માહાત્મ્ય હરિદાસના જીવન વડે જગતને શીખવ્યું છે. આ હરિનામની ખાતર પોતે ચાબૂકનો માર ખાય છે તેથી તેમનો હર્ષ માતો નથી. માટેજ ચાબૂકનો સખત માર પણ તેમને પીડા કરી શકતો નથી સ્ત્રી અને પુત્રનું રક્ષણ કરતાં જો ખમવું પડે છે તો તેની પીડા ખમનારને થતી નથી. દેશના રક્ષણને માટે પ્રાણ અર્પણ કરનાર ખુશીથી પોતાનું આત્મ બળિદાન આપે છે. હરિદાસને તો સ્ત્રી, પુત્ર અને દેશના કરતાં પણ હરિનામ વધારે પ્રિય હતું. હરિદાસની સ્થિતિ એવી હતી અને તે સ્થિતિમાં જો તેને કષ્ટ થાય તો પછી ભગવાનનું ભજન કોણ કરશે? ઘણા લોકોએ ભગવાનની ખાતર પ્રાણ અર્પણ કર્યાં છે પણ ખરૂં જોતાં ભગવાન કરતાં તેમણે પોતાના મમત્વની ખાતર પ્રાણ ખોયા છે. ભગવાનને માટે પ્રાણ ખોવો પડતોજ નથી કારણકે તેમ કરવા જતાંજ ભગવાન રક્ષણ કરે છે. તે ઉપરથી માલુમ પડે છે કે જેમણે ભગવાનને માટે પ્રાણ અર્પણ કર્યાં છે તેમણે પોતાના અહંકારની પ્રેરણાથીજ તે કાર્ય કરેલું હોવું જોઇએ.

હરિદાસ વિચારે છે કે આ લોકો મહા પાપી છે. મેં એમનો કશો અપરાધ કર્યો નથી તો પણ મને શા માટે નિર્દયપણે મારતા હશે? એમની શી વલે થશે? "એમની શી વલે થશે" આ વિચારથી દયાની મૂર્તિ જેવા હરિદાસનું ચિત્ત દ્રવિ ગયું. હવે તેમનાથી ચૂપ રહેવાયું નહિ. તે પોતાને મારનાર મહાપાપીઓની મંગળ કામના કરી મોટેથી ભગવાનને પ્રાર્થના કરવા લાગ્યા કે હે

પ્રભો! મને મારીને આ લોકો મહા પાપકર્મ કરે છે. તેથી તેમની જરૂર દુર્ગતિ થશે. પ્રભો! એમની દુર્ગતિ થવાનું કારણ હું જ? પ્રભુ! તમારૂં ભજન કરવાનું આજ ફળ? તમે દયા લાવી આ નમારા અજ્ઞાન બાળકનું રક્ષણ કરો.

આ અદ્‌ભુત પ્રાર્થના સાંભળીને જેઓ ત્યાં હાજર હતા અને જેઓ તેમને માર મારતા હતા તેઓ પણ સ્તબ્ધ થઇ ગયા. ભગવાને હરિદાસ પ્રતિ દયા લાવી તેમને ધ્યાનાનંદમાં મગ્ન કરી નાખ્યા. તેથી હરિદાસનું બાહ્યજ્ઞાન લુપ્ત થયું. મુસલમાન લોકો તે મરી ગયા એમ સમજી તેમના દેહને ગંગામાં ફેંકી જતા રહ્યા. ગંગાએ પણ શ્રીકૃષ્ણના પ્રિય બાળકને ન ડુબાડતાં પોતાના વક્ષઃસ્થળ ઉપર ધારણ કરી રાખ્યા. ચેતન આવતાં હરિદાસ કાંઠે આવ્યા. ત્યાર પછી તેમને અદ્વૈતનો સમાગમ થયો અને તેમના શિષ્ય મંડળમાં દાખલ થયા. ત્યાર પછી નિમાઇની વાત તેમના સાંભળ-વામાં આવી એટલે દર્શન માટે નવદ્વીપ આવ્યા. હરિદાસ સુપ્રસિદ્ધ ભક્ત હતા તેથી સઘળા ભક્તો તેમને નામથી ઓળખતા હતા. તેઓ તેમને નિમાઇની પાસે લઈ ગયા. પ્રભુએ તેમને જોઇ બહુ સન્માન પૂર્વક સત્કાર કરી બેસવાને આસન આપ્યું. જો કે તે સમયે હરિદાસે નિમાઇને આત્મસમર્પણ કર્યું ન હતું તો પણ તે આસન ઉપર બેઠાજ નહિ. તેમણે તે આસન પોતાના માથા ઉપર મૂક્યું. પછી પ્રભુએ તેમને પ્રીતિપૂર્વક જમાડયા અને પોતા-નેજ હાથે ચંદન લગાડયું અને ગળામાં માળા પહેરાવી. જો કે હરિ-દાસની સેવા પ્રભુએ કરી તોપણ તેજ ઘડીએ હરિદાસે પોતાનો આત્મા નિમાઇના ચરણમાં મૂકયો.

આ પ્રમાણે જ્યાં જે ભક્તો હતા તે સઘળા, નાના મોટા

બધા, આવી આવીને ત્રેવીશ વર્ષના યુવાન બ્રાહ્મણને આત્મસમર્પણ કરવા લાગ્યા. આ હરિદાસના ચરિત્રનું સ્મરણ કરવાથી જીવ પવિત્ર થઇ શકે છે. જેમ નાની નદી મોટી નદીમાં પ્રવેશ કરે છે અને મોટી નદી એવી અનેક નાની નદીઓને લઇને સમુદ્રમાં પ્રવેશ કરે છે તેમ તે વખતના વૈષ્ણવોના સેનાપતિ અદ્વૈત પોતાના સર્વ ભકતોને લઇને શચીકુમાર ગૌરાંગને ચરણે પડયા.

જે દિવસે મહાપ્રકાશ થયો તે દિવસે અદ્વૈત અને હરિદાસ ત્યાં હાજર હતા.

પ્રભુનું સ્નાન પૂરૂં થયું એટલે એક શ્વેત બારીક વસ્ત્રથી શરીરને લૂંછી નાખ્યું. પછી તેમને ઉત્તમ પ્રકારનાં વસ્ત્ર પહેરાવ્યા અને ઓરડામાં લઇ ગયા. ત્યાં આગળથીજ વિષ્ણુસિંહાસન તૈયાર કરી રાખ્યું હતું અને તેના ઉપર નરમ ગાદી પાથરી દૂધ જેવી ધોળી ચાદર બિછાવી હતી. નિમાઇએ તે આસન ગ્રહણ કર્યું. ઓરડાનાં બારણાં બંધ કર્યાં છતાં નિમાઇના દેહમાંથી નીકળતા તેજની ઝળકથી સઘળા ઓરડામાં પ્રકાશ થઇ રહ્યો હતો. સૂર્યના તેજ કરતાં પણ વધારે તેજસ્વી છતાં કરોડો ચંદ્રના કિરણુથી વધારે સુશીતલ હતું. જ્યારે સઘળા ભકતો પ્રભુને સ્નાન કરાવવામાં ગુથાયા હતા ત્યારે ગદાધર તેમને માટે ફૂલની માળા અને ગજરા ગૂંથતા હતા. નિમાઇ સિંહાસન પર બેઠા એટલે ગદાધરે તેમના લલાટ ઉપર સુંદર તિલક કર્યું; પછી મસ્તક ઉપર ફૂલનો મુકુટ પહેરાવ્યો, ગળામાં પુષ્પની માળા અને હાથમાં ગજરા પહેરાવ્યા. નિત્યાનંદે છત્ર ધર્યું અને નરહરિ ચામર હલાવવા લાગ્યા.

મનમાં વિચાર કરો કે જો ઐશ્વર્યસંપન્ન રાજાધિરાજ એકાએક કોઇ દરિદ્ર માણસને ઘેર જઇ ચડે તો તે બિચારો રાજાની

શી રીતે સેવા કરવી તેના વિચારમાં ગૂંચવાઇ જાય. તે ગભરાટમાં ભાગલો તૂટલો ખાટલો પાથરે, ફાટેલો એકાદ પંખો આપે અને ઘરમાં જે કાંઇ સૂકું પાકું ખાવાનું પડયું હોય તે લાવીને તેની આગળ ધરે. હવે જો રાજા કદરદાન હોય તો શું એમ કહેશે કે હું આવા ખાટલાપર નહિ બેસું અથવા આવો હલકો ખોરાક નહિ ખાઉં ? તે એમ ન કહેતાં બહુજ પ્રસન્નતાથી તુટેલા ખાટલાનો અને સૂકા રોટલાનો અંગીકાર કરશે અને તેથી પોતાને પરમસંતોષ થયો છે એવો વિશ્વાસ પેલા ગરીબ માણસના હૃદયમાં ઉપજાવશે. જ્યારે મનુષ્ય આવું વર્તન કરે ત્યારે દયાનિધિ ભક્તવત્સલ ભગવાન પોતાના રાંક ભક્તોની સાચા દિલની પણ સાધન વગરની સેવા ન સ્વીકારે ? અમે સાધુઓને મોઢે એમ સાંભળ્યું છે કે ભગવાન મનુષ્યને સર્વ પ્રકારની સેવા કરવા દે છે અને તે થકી પ્રસન્ન થાય છે. વળી કોઇ દરિદ્ર માણસ કોઇ ધનવાન પુરૂષને નિમંત્રણ કરે તો તે ગૃહસ્થ જો નિરભિમાની હશે તો જરૂર તે નિમંત્રણ સ્વીકારશે તે એમ કદિ મનમાં નહિ લાવે કે મારે ત્યાં ઉત્તમ ભોજનની શી ખોટ છે કે વળી તેને ત્યાં જાઉં. પોતાને ઘેર સુસ્વાદ ભોજન કરતો છતાં ગરીબનું સાદું ખાણું જોઇ મોં નહિ બગાડે. તે સાદું ભોજન સ્વીકારીને પોતાનો સંતોષ જાહેર કરશે. તેજ પ્રમાણે મનુષ્ય પોતાનાથી બને તેટલી સેવા પ્રભુની કરે તો ભગવાન કદિ પણ મનમાં એમ નહિ લાવે કે તેં વળી મને શું આપ્યું ? એ તો બધું મારૂંજ આપેલું છે. કેમકે ભગવાન તો સૌથી ઉદાર, સૌથી મધુર અને પરમ સ્નેહ પૂર્ણ છે.

સિંહાસન ઉપર નિમાઇ બેઠા છે. તેમના મુખચંદ્રમાંથી હાસ્ય વર્ષી રહ્યું છે. ભક્તોને માત્ર અભયદાન આપે છે એટલુંજ નહિ

પણ તેમના આત્માના સર્વસ્વનું હરણ કરી લે છે.

નિમાઈ જેના તરફ જુએ છે તેનું ચિત્ત હોકાયંત્રની માછલીની પેઠે પરાધીન બની નિમાઇ તરફ ખેંચાઇ જાય છે, અને તે માણુસ હૃદયમાં ઉતરી જુએ તો તેને માલૂમ પડે છે કે જે વ્યક્તિ સિંહાસન ઉપર છે તેજ બહાર છે અને હૃદયની અંદર પણ વિરાજમાન છે.

ભક્તજનો પરમાનંદ પૂરમાં તણુાઈ જાય છે. ભગવાન સામે બેઠેલા છે. સઘળાની પૂજા કરવાની ઇચ્છા થઇ છે. પુષ્પ, તુળસી, ચંદન, વસ્ત્ર, અલંકાર, જેને જે મળ્યું તે વડે તે પૂજન કરે છે. એ પ્રમાણે હજારો માણુસો પ્રભુના ચરણુ ઉપર પુષ્પ વૃષ્ટિ કરી રહ્યા છે, ગળામાં માળાના ઢગલા બનતા જાય છે. હજારો માણુસો મંત્ર ભણે છે, સ્તવન કરે છે પણ લેશ માત્ર પણ કોલાહલ થતો નથી. અદ્ભુત વાત એ હતી કે કોઈ કોઇની પરવા કરતું નહિ. સઘળા પૂર્ણ રીતે અચેતન અવસ્થામાં આવી ગયા હતા. પોતાની પાસે બીજા ભકતો હતા છતાં પણ કોઇ કોઇનાપર લક્ષ આપતું નથી. સઘળાને એમજ થાય છે કે આખા જગતમાં હું અને પ્રભુ સિવાય બીજું કોઇ નથી. એટલુંજ નહિ પણ તે ભગવાનના તરફ જાણે મંત્રમુગ્ધ હોય તેમ જોઇ રહે છે અને ભગવાન પણ તેમના તરફ સ્નેહ પૂર્ણ નજરથી જુએ છે. આટલા બધા લોકો કોલાહલ કરી રહ્યા છે છતાં તે અવાજ કોઇને કાને પડતો નથી. સેંકડો માણુસો ભગવાન સાથે વાર્તાલાપ કરી રહ્યા છે અને ભગવાન પણ દરેકને એકી વખતે ઉત્તર આપે છે.

કોઈ ફૂલની માળા લાવીને પ્રભુને આપે છે. જેના મનમાં જે આવે તે પ્રમાણે સંબોધન કરી પ્રભુને બોલાવે છે. કોઇ કહે,

"હે નાથ," કોઇ કહે, "હે પ્રભો," કોઈ કહે, "મહારાજ, " આ ફૂલની માળાનો અંગીકાર કરો. ત્યારે પ્રભુ પોતાના ગળામાં પહેરેલ માળા ઉતારીને પોતાના હાથે તે ભક્તને પહેરાવે છે અને પો ડોક નમાવીને ભક્તની માળા ગળામાં પહેરે છે. કોઇ એકદમ બજારમ દોડી જઇ પ્રભુને માટે સુંદર ધોતિયું લાવે છે અને કહે છે "પ્રભો ! આ વસ્ત્ર સ્વીકારો" નિમાઇ તે વસ્ત્ર પહેરે અને પોતાનું પહેરેલું વસ્ત્ર ભક્તને આપે છે. આ પ્રસા મળ્યાથી તે ભક્ત હર્ષ ઘેલો થઇ નાચે છે. એ પ્રમાણે જે પ્રકારન ભેટ ભક્તો કરે છે તેવો તેને બદલો મળે છે. પોતાની પાસે કાંઇ હોય છે તેમાંથી તે સર્વને આપે છે. ભગવાન કોઇના ઋણ રહેતા નથી.

ઘણા લોકો ખાવાની વસ્તુઓ લાવ્યા છે, અને તેઓ આગ્ર કરી કરીને ભગવાનને જમાડે છે. તેમની એવી ઇચ્છા છે કે મારા દેખતાંજ ભગવાન જમે. નિમાઇ હાથ લાંબા કરી સર્વ વસ્તુ લે છે અને ભક્તગણો પ્રસન્ન થાય છે. ભગવાનની સેવા શી રી કરવી તેનો જ્યારે કોઇપણ પ્રકારનો નિર્ણય કરી શકાતો નથી ત્ય આખરે ભક્તો તેમને જમાડે છે. પ્રભુ સર્વનું આપેલું ખાય છે સાંભળીને સેંકડો માણસો ગામમાં દોડી ગયા. જેને જે સારી ચી મળી તે પ્રભુને માટે તરત ખરીદી લાવે છે. જ્યેષ્ઠ માસ હ એટલે ફળની ખોટ નહોતી. નદીયામાં સંદેશ (એક જાતની પેંડ મળતી બંગાળી મીઠાઇ) નો અભાવ હોતો નથી. દૂધ, દહિં, મલ પુષ્કળ મળે છે. જોકે લીલાં નાળિયેરની તંગી હતી તોપણ ઉના હોવાથી નાળિયેરના પાણીમાં સાકર નાખી પ્રભુને પાવાની ઘ ભક્તોને ઇચ્છા થઇ. તેથી સેંકડો નાળિયેર આવી લાગ્યાં. ઉ

પાકાં ફ્રુટસ, કેળાં, કેરી વગેરે ફળના ઢગલા થવા લાગ્યા. તે સર્વના સમુદાયથી શ્રીવાસનું ઘર ભરાઇ ગયું. જે લોકો કંઇપણ લાવતા તેમની એવી ઇચ્છા હતી કે પ્રભુ સઘળું આરોગે. પ્રભુથી ના કહેવાય નહિ. ના કહે તો ભક્તોનાં દિલ દુઃખાય. એક જણ કેરી લાવી પ્રભુના હાથમાં આપે છે અને કહે, "આ ખાઓ." પ્રભુ તે ખાય છે. બીજો વળી દુધ લાવે છે અને પ્રભુને પાય છે. એક જણ પથ્થરના વાડકામાં નાળિયેરના પાણીનું સરબત બનાવી પ્રભુને પાય છે અને પ્રભુ તે પી જાય છે. અત્રે વિચાર કરવાની જરૂર છે કે ભગવાનનો ખાલી વેશ ધારણ કરવાનું કામ સહેલું નથી. નિમાઇ તે વખતે ભગવાન અવસ્થામાં હતા તેથી કોઇને ના કહી શકતા નહિ. ભગવાન અને તેમની આસપાસ સેંકડો ભક્તો બેઠા છે એવી કલ્પના કરો. હવે એક માણસનો ઉપહાર સ્વીકારે અને બીજાનો ન સ્વીકારે તો તે ચાલે નહિ. કારણકે તે જગન્નાથ છે. સર્વના પિતા છે માટે નિમાઇથી કોઇને ના કહેવાતી નહિ. એક જણનો સંદેશ ખાઇ રહે એટલે બીજો કેરી આપે છે. માણસથી શું અપરિમિત આહાર કરી શકાય છે? આપણા જેવા હોય તો એમ કહે કે, "હવે હું ધરાઇ ગયો છું. હવે મારાથી ખાઇ શકાય નહિ આટલી મીઠાઇ ખાધી હવે કેરી કેમ ખવાય. મને કેટલુંક ખવડાવશો. મારા પેટમાં જગ્યા નથી. માફ કરો." પણ ભગવાન જે વિશ્વંભર છે તેનાથી "મારાથી ખવાશે નહિ" એમ કેમ કહેવાય. ભક્ત હાથમાં વસ્તુ આપે તેને કેમ તરછોડાય? અને તેમ કરે તો તેને ભક્તવત્સલ કેમ કહેવાય? માટે ભક્તજનો નિમાઇને જેટલું ખવડાવતા તેટલું ખાઇ જતા. કેટલાક ભક્તો ત્યાં હાજર હતા નહિ. તેમને ભગવાને બોલાવી મંગાવ્યા. કોઇવાર આનંદથી

પરિપૂર્ણ થઇ શાંત બેસી રહેતા, કશું બોલતા નહિ, કોઇના તરફ દૃષ્ટિપાત કરતા નહિ અને કોઇનું બોલ્યું સાંભળતા પણ નહિ તે વખતે ભક્તો સૌ સૌની મરજીમાં આવે તેમ કરતા. આનંદથી પૂર્ણ એટલે શું? જેનું મુખ જોતાંજ ભક્તોને સમજાતું કે જે મૂર્તિ સિંહાસન ઉપર બેઠેલી છે તેને લગાર પણ દુઃખ નથી. આનંદ આનંદ છે. વળી તે આનંદનો ક્ષય નથી અને અંત નથી. માટે તેનું નામ 'અખંડ સચ્ચિદાનંદ'. વળી ભક્તો જુએ છે કે જેમ સમુદ્રમાં તરગ ઉપર તરંગ ઉઠે છે તેમ પ્રભુના મુખ ઉપર આનંદના તરંગ આવે છે, અને તે પોતે આનંદથી ચકચૂર થઇ જાય છે. કોઇ વાર તેઓ મુરલીનો શબ્દ સાંભળે છે અને ભક્તોના નેત્રમાંથી પ્રેમાનંદની ધારા ટપકે છે. જ્યારે ભગવાન કાંઇ બોલે છે ત્યારે સઘળા નિઃશબ્દ થઇ એક ચિત્તે સાંભળે છે. તેમની વાત મધુર સંગીત કરતાં પણ મધુર છે.

મહાપ્રકાશને દિવસે ભગવાને જે આનંદનું સ્વરૂપ બતાવ્યું તેનું વર્ણન કવિ કર્ણપુર પોતાના નાટકમાં કરે છે. ઘણા લોકો એવો પ્રશ્ન કરે છે કે ભગવાન બેઠા બેઠા શું કરતા હશે. તેમને નિદ્રા તો છે નહિ, કોઇ કાર્ય પણ નથી ત્યારે તેમનો વખત શી રીતે જતો હશે? કેટલાકો એમ પણ પૂછે છે કે જીવાત્મા પરલોકમાં કેવી રીતે વખત ગાળતો હશે. ભગવાનનો વખત કેવી રીતે પસાર થાય છે તેનો કિંચિત્ આભાસ ભક્તજનોને મહાપ્રકાશને દિવસે થયો. તેમણે જોયું કે ગૌરાંગ શ્રીભગવાનરૂપ છે અને આનંદના તરંગમાં તણાઇ જાય છે. તરંગ ઉપર તરંગ ઉઠે છે ને તેના બળથી શ્રીભગવાન આનંદમાં જાણે ડૂબકાં ખાય છે.

આજે ભક્તજનોને તેમના અનંતકાળના પરમ મિત્રની પ્રાપ્તિ થઇ. એટલુજ નહિ પણ જે મિત્રને, સ્વજનને તેમણે આજ સુધી ગુમાવ્યો હતો તેનો પુનઃ મેળાપ થયો. ભકતો જુએ છે કે અમારી સન્મુખ જે વસ્તુ છે તે અત્યંત મનમોહક છે, નેત્રને તૃપ્ત કરે છે, સર્વાંગે સુમધુર અને સુલલિત છે, લાવણ્ય અને રસથી ભરપુર છે, પ્રત્યેક અંગ પરમ સુંદર મનોહર છે. આથી કરીને પ્રભુના જે અંગપર તેમની દૃષ્ટિ પડતી ત્યાં ઠરી જતી. બીજે ઠેકાણે જતીજ નહિ. તેઓ વિચારે છે કે કયા કારીગરે આ મૂર્તિ ઘડી હશે. પ્રભુના અંગમાંથી એવી તો સુગંધ નીકળતી હતી કે તેથી નાસિકા ઉન્મત્ત બની જતી હતી. વળી ભકતો વિચારે છે કે આટલે દિવસે આજે આપણી સર્વ ઇંદ્રિયોનું સાફલ્ય થયું. અતિશય બુદ્ધિમાન લોક વિચાર કરે છે કે ભગવાને જીવાત્માને પંચ ઈંદ્રિય આપી છે તેનું કારણ શું હશે? હવે તેમના સમજવામાં આવ્યું કે જીવાત્મા પ્રભુનો આસ્વાદ લે તેટલા માટે તેને ઇંદ્રિયો આપેલી છે. સામાન્ય વસ્તુના આસ્વાદન માટે નહિ. તેના વડે તો માત્ર ઇંદ્રિયોનો સળવળાટ થાય છે પણ તૃપ્તિ થતી નથી. એટલામાં પ્રભુ વાત કરવા લાગ્યા. તેમની વાતમાં એટલી બધી મોહકશક્તિ હતી કે સઘળાનું ચિત્ત મુગ્ધ થયું એટલે પ્રભુના પ્રત્યેક અંગના રૂપ અને વિવિધ ગુણથી સર્વના ચિત્તને આકર્ષણ થયું અને તેમના હૃદયને છિન્નભિન્ન કરી નાંખ્યું. ભક્તજનો નાના પ્રકારની સેવા કરે છે પણ મનને તૃપ્તિ થતી નથી. કોઇ વારંવાર પ્રણામ કરે છે. કોઇ પવન નાંખે છે. કોઇ ચરણ સ્પર્શ કરી વિવિધ સુખનો અનુભવ કરે છે. કોઇ તેમને ફૂલની માળા પહેરાવી અથવા તેમના શિર ઉપર પુષ્પવૃષ્ટિ કરી પોતાના હૃદયનો અગ્નિ સમાવવા પ્રયત્ન કરે છે. કોઇ મધુર કંઠથી સ્તવન કરે છે. કોઇ મનમાં વિચાર-

રે છે કે પ્રાણનાથને કેવી રીતે આલિંગન દઇને હૃદયને શીતળ કરૂ ? કોઇ વિચારે છે કે તેમને ગળે વળગી એક મધુર ચુંબન દઉં ? કેટલાકનો આનંદ ઉછળી ઉછળી હૃદયની બહાર નીકળી જાય છે તેથી નાના પ્રકારની લલિત અંગભંગી કરી પ્રભુની આગળ ઉન્મત્તની માફક નૃત્ય કરે છે.

પ્રભુ શ્રીવાસને બોલાવે છે અને કહે છે, "શ્રીવાસ ! તમે દેવાનંદને ઘેર ભાગવત સાંભળવા ગયા હતા તે યાદ છે ? તમારો પ્રેમ અને આનંદાશ્રુ જોઇ દેવાનંદના કઠોર હૃદયના શિષ્યોએ તમારી મશ્કરી કરી તમને અપમાન સાથે ઘર બહાર કહાડી મૂકયા હતા તે યાદ છે ?" એમ કહી જે વાત શ્રીવાસ સિવાય અન્ય કોઇ જાણતું ન હતું તે સઘળી વાત કહી દીધી પછી કહ્યું, "શ્રીવાસ ! મેં તમને જે ક્ષણે પ્રાણદાન કર્યું તેજ ક્ષણે નારદ મુનિએ તમારા શરીરમાં પ્રવેશ કર્યો. તમે નારદ છો એ તમે ભુલી ગયા કે શું ?" શ્રીવાસ તો માત્ર મહા આનંદથી સ્તવન કરવા લાગ્યા.

અદ્વૈતને કહે, "કેમ તમને યાદ છે ? તમને એક દિવસ ગીતાના એક શ્લોકના અર્થમાં સમજ ન પડવાથી તમે ઉપવાસ કર્યો હતો અને મેં સ્વપ્નમાં તમને કહ્યું હતું કે તમે ચિંતા ન કરો; હું આજે તમને એ શ્લોકનો સાચો પાઠ કહું છું. તેનો સાચો પાઠ "**सर्वतः पाणि पादान्तः**" આ પ્રમાણે છે."

આમ કરતાં કરતાં સંધ્યાકાળ થઇ ગઇ. ભક્તજનો એકદમ આનંદમાં ઉન્મત્ત થઇ ગયા હતા. જો કે ઘરમાં ઘણા દીવા સળગતા હતા તોપણ ભગવાનના અંગમાંથી નીકળતા તેજ વડે દીવા ઝાંખા થઇ ગયા હતા. જે અંગના શીતળ તેજને લીધે સૂર્યનું તેજ પણ જરા જરા દેખાઇ શકતું હતું તે તેજ હવે રાત્રિને લીધે

અત્યંત પ્રસ્ફુટિત થઈ ગયું. જમણી બાજુએ નિત્યાનંદ છત્ર ધરીને ઉભા હતા; તેમના તથા બીજા ભકતોના શરીર ઉપર તે તેજ પડતું હતું—કોઇના ઉપર મૃદુ, કોઇના ઉપર તેથી વધારે મૃદુ અને કેટલાકપર અત્યંત તેજસ્કરપણે પ્રકાશતું હતું. એજ પ્રમાણે ઘરની અંદર પડેલી જુદી જુદી વસ્તુઓમાંથી પણ તેજનાં કિરણ ફૂટતાં હતાં. પછી સઘળા ભકતોએ આરતિ કરવાની તૈયારી કરવા માંડી. ધૂપદીપ સળગાવી આરતિ કરવા જતા હતા. એવામાં શ્રીવાસના મનમાં એક વિચાર આવ્યો. તેમને મનમાં થયું કે શચીમાતા આવીને આરતિ ઉતારે તો વધારે સારૂં. તેથી તેમણે અદ્વૈતને કહ્યું, "ગોસ્વામી ! શચીમાતા અમારા ઉપર બહુ ગુસ્સે થએલાં છે. તેમના મનમાં એવું ઠસી ગયું છે કે તેમનો દીકરો બહુ ટરેલ અને ભોળો છે. માત્ર અમે સઘળાએ એકઠા થઇ તેમને નચાવી કુદાવી ગાંડા બનાવ્યા છે. માટે તેમને અહીં બોલાવો એટલે પોતાનો દીકરો કેવો ટરેલ અને ભોળો છે તે પોતે નજરે જુએ. તે પોતાના પુત્રને જોશે એટલે શચીદેવીનો તેમના ઉપર પુત્રભાવ રહેશે નહિ અને અમારા ઉપરનો ગુસ્સો પણ ઉતરી જશે." અદ્વૈત કહે, "બહુ ઉત્તમ વિચાર છે. હમણા બોલાવી લાવું છું." તેજ વખતે શચી માતાને તેડીને જે ઓરડામાં તેમના પુત્ર બેઠા હતા ત્યાં લાવવામાં આવ્યાં. શ્રીવાસ કહે, "જુઓ, આ તમારો પુત્ર."

શચી જુએ છે કે તે નિમાઇ તો છે પણ મારો પુત્ર નિમાઇ નથી. સ્વયં ભગવાન છે. આવું જ્ઞાન થવાથી શચી સુખી ન થતાં અત્યંત કલેશ પામ્યાં. તેનાં અનેક કારણો છે. જ્યારે તેમણે જાણ્યું કે નિમાઇ મારો પુત્ર નથી ત્યારે તેમને ચારે દિશાઓ શૂન્ય દેખાવા લાગી. આટલા દિવસ જે પુત્રનું લાલનપાલન કર્યું, જેના વિના જગતમાં

બીજું કોઇ સંબંધી નથી, જે પુત્ર રૂપગુણમાં અતુલ્ય હોવાથી જેનામાં પ્રાણ મન સર્વ અર્પણ કરી ચૂક્યાં હતાં તે પુત્ર પોતાનો નહિ પણ આખા જગતનો ઠરે તે જાણી શું શચી જેવાં પ્રેમાળ માતાના હૃદયને આઘાત ન થાય ? હવે તે પોતાનો પુત્ર નથી પણ સર્વનો તેનાપર અધિકાર છે. હવે નિમાઇ તેની એકલાનીજ નહિ પણ આખા જગતની સંભાળ રાખે છે એ જાણી શચી માતાને પોતાનુ સર્વસ્વ ધન ગયું હોય તેટલો ખેદ થયો. એક તો અત્યાર સુધી પ્રિય ગણેલો, પ્રાણથી પણ અધિક પ્રિય પુત્ર હાથમાંથી જતો રહે છે તેથી અને શ્રીભગવાનને પુત્ર ધારી નાના પ્રકારની સજા પણ કરેલી તે સંભારી વિવિધ ભાવથી શચી માતાનું હૃદય વલોવાઇ ગયું અને તે જડવત્ થઇ ગયા.

ત્યારે શ્રીવાસ કહે, " હે પ્રભો ! આ જગજ્જનની તમારી સમક્ષ ઉભાં છે. તે તમારૂં દર્શન કરી અનેક પ્રકારના ભાવથી વિહ્વલ થઇ ગયાં છે. પણ તમે કૃપા કરી તેમને પેટે જન્મ ધારણ કર્યો છે તો હવે તેમની સાથે કાંઇક વાત કરો." ત્યારે નિમાઇના મુખ ઉપર લગીર હાસ્યમય રીસની રેખા દેખાઇ. માતાને વિષે તે બોલ્યા, " તે મારો પ્રસાદ પામવા યોગ્ય નથી. કારણકે તમે સઘળાએ મળી મને ગાંડો બનાવ્યો છે એવા વિચાર રાત દિવસ સેવીને તે મારા પ્રિય ભકતોનું મનથી અપમાન કરે છે. જે મારા ભકતોનું અપમાન કરે છે અને જે તેમના ઉપર અશ્રદ્ધા રાખે છે તેને પેટે જન્મ ધારણ કર્યો હોય તોપણ હું તેના ઉપર કૃપા કરી શકતો નથી."

આ ઉપરથી અદ્વૈત કહે, " પ્રભુ ! આ શું બોલોછો ? માતા તમારા પ્રતિ વાત્સલ્ય પ્રેમથી મુગ્ધ થઇ એમ વર્તે છે શ્રીવાસે શચીના

કાનમાં કહ્યું, "જાઓ ભગવાનને પ્રણામ કરો. આ સમયે તેમની કૃપા મેળવો." શચી ગાભરાં ગાભરાં આમ તેમ જોવા લાગ્યાં ત્યારે શ્રીવાસ કહે "વાર કેમ લગાડો છો? એ તમારો પુત્ર નથી. પણ સર્વનો પિતા છે. જાઓ, જલદી પગે લાગો." એ સાંભળીને તે વૃદ્ધ પૂજ્ય શચીદેવી, જેને પોતે આજસુધી પોતાનો પુત્ર માનતાં હતાં તે નિમાઇના ચરણ આગળ દીનતાથી નમી પડયાં.

નિમાઇએ તરતજ પોતાની કઠોરતાનો ત્યાગ કરી પ્રસન્ન વદને શચીના મસ્તક ઉપર પોતાનો પગ મૂકી કહ્યુ, "તમારો વૈષ્ણવાપરાધ આજથી માફ થયો છે ભગવાનનું આ આશ્વાસન વાક્ય સાંભળી તે ઉઠી ઉભાં થયાં અને તરત પ્રસવેલા શ્રીકૃષ્ણની જે શ્લોક ભણીને દેવકીએ સ્તુતિ કરી હતી તે શ્લોકવારંવાર બોલવા લાગ્યાં:–

तथा परमहंसानाम् मुनीनाममलात्मनाम् ।
भक्तियोगविधानार्थम् कथं पश्यम स्त्रियः ॥

શચી બિલકુલ ભણ્યા ગણ્યાં ન હતાં, તોપણ ઉપર ટાંકેલો શ્લોક બોલી તે આનંદથી નૃત્ય કરવા લાગ્યાં. પછી ભગવાને ઈસારો કર્યો અને તે સમજી જઇ ભકતોએ બહુ મુશીબતે તેમને નૃત્ય કરતાં અટકાવ્યાં અને શાંત કર્યાં. જ્યારે યુવાન સ્ત્રીઓને મસ્તકે ચરણ મુકી પ્રભુએ કહ્યું, "તમારૂં ચિત્ત મારામાં રહેજો" ત્યારે તે પોતે તથા સાંભળનારમાંનું કોઇ પણ શરમાયું નહિ. જ્યારે નિમાઇએ સડસેટ વર્ષની વૃદ્ધ માતાને મસ્તકે પગ મૂકી વૈષ્ણવાપરાધ માફ કર્યો ત્યારે પણ તેવીજ રીતે ભકતો શરમાયા ન હતા. કારણ કે યુવાન સ્ત્રીઓને વરદાન આપનાર નિમાઈ સાધારણ યુવાન પુરૂષ ન હતા. પણ તે શ્રીભગવાન સર્વ જગતના પિતા હતા. તેમજ જ્યારે તેમણે

શચીને માથે પગ મૂકયો ત્યારે તે શચીના પુત્ર ન હતા પણ જગતના તેમજ ખુદ શચીના પણ પિતા હતા.

ભકતજનોએ શચીદેવીને કહ્યું કે તમારા પુત્રની આરતિ કરો. શચીએ તેમ કર્યું, અને શ્રીચરણનો સ્પર્શ કરી પ્રેમધન મેળવ્યું; નિર્ભય અને આનંદોન્મત્ત થયાં શચીએ જ્યારે આરતિ કરવા માંડી ત્યારે ત્યાં આગળ શ્રીવાસની અને બીજા ભકતોની સ્ત્રીઓ આવી પહોંચી. કેટલાક ભકતો આરતિ ગાવા લાગ્યા. કેટલાક મૃદંગ, શંખ, કરતાલ વગેરે વાદ્ય વગાડવા લાગ્યા અને સ્ત્રીઓ મધુર સ્વરે ગીત ગાવા લાગી. આ મહાપ્રકાશ સાત પ્રહર પર્યંત રહ્યો. સઘળા ભકતોએ તેનું દર્શન કર્યું હતું. પ્રસિદ્ધ કવિ વાસુદેવ ઘોષ તથા તેમના બન્ને ભાઇઓ જેઓ મહાપ્રકાશ વખતે હાજર હતા, તેમણે જે નજરે જોયુ તે અથઇતિ મહાપ્રકાશ નામે કાવ્યમાં લખી ગયા છે

આરતિ પૂર્ણ થયા પછી નિમાઇની આજ્ઞાથી ભકતો શચીદેવીને ઘેર લઇ ગયા. પછી ભગવાને કહ્યું, "શ્રીધરને બોલાવો." ભકતોએ કહ્યું, "શ્રીધર કોણ?" પ્રભુ કહે, "જે શ્રીધર મને ન્હાનપણુમાં કેળનાં પત્રાળાં આપતા હતા તે." આ સાંભળીને કેટલાક ભકતો દોડયા. જે તોફાની બ્રાહ્મણકુમાર તેની સાથે કેળનાં પત્રાળાં માટે ખેંચાખેંચ કરતો તેને હવે શ્રીધરે ઘણા વખતથી જોયો ન હતો. તેને કાને વાત આવી હતી કે તે તો પરમ ભક્ત થયો છે. વળી એમ પણ સાંભળ્યું હતું કે તે પોતેજ શ્રીકૃષ્ણ છે પણ શ્રીધર અત્યંત ગરીબ અને અપ્રસિદ્ધ હોવાથી દર્શને આવવાની હિંમત કરતા નહિ. એવામાં પેલા ભકતોએ આવી તેમને કહ્યું, "ભાઇ, શચીદેવી-ને પેટે શ્રીકૃષ્ણે જન્મધારણ કર્યો છે. આજે તે પ્રકટ થયા છે અને તમને બોલાવી લાવવા અમને મોકલ્યા છે." દરિદ્ર શ્રીધર જે

કેળનાં પત્રાળાં વેચી પેટ ભરતા, જેને નવદ્વીપના કુલાભિમાની બ્રાહ્મણ પંડિતો અધમ ગણતા તેને શ્રીકૃષ્ણ બોલાવે છે એ સાંભળી એટલો આનંદ થયો કે તે હર્ષથી મૂર્છિત થઇ ગયા. એટલે ભક્તો તેમને એકદમ ઉંચકીને પ્રભુની પાસે લઇ ચાલ્યા નદિયાના લોકો આ જોઇને મશ્કરી કરવા લાગ્યા, પણ તેની શ્રીધરને અગર તેમને ઉંચકનાર ભકતોને શી દરકાર હતી ? પરમાનંદને લીધે તેમને તલમાત્ર પણ બાહ્યજ્ઞાન નહોતું. આ પ્રમાણે શ્રીધરને ઉંચકીને ભકતો પ્રભુની પાસે આવ્યા.

પ્રભુ કહે, "શ્રીધર ઉઠો. તમારા ઉપર મને ઘણો સ્નેહ છે તેમ ન હોત તો હું તમારાં પત્રાળાં શા માટે કાઢી લેત ? આંખો ઉઘાડો અને મારાં દર્શન કરો." આ મધુર વચન સાંભળીને શ્રીધરને ચેતન આવ્યું. નેત્ર ખોલીને જુએ છે તો બરાબર તેજ તોફાની છોકરો પોતાની સામે બેઠો હતો. જોત જોતામાંજ નિમાઇ શ્રીધરની આગળ શ્યામસુંદર રસિકશિરોમણિ બની ગયા તે જુએ છે તો કોટિ કોટિ દેવગણો અને ઋષિમુનિઓ તેમની સ્તુતિ કરી રહ્યા છે. આ અદ્‌ભુત દર્શનથી શ્રીધર પુનઃ મૂર્છિત થવાની તૈયારીમાં હતા. પણ તેમની વિહ્વલ દશા જોઇ પ્રભુએ તેમને કહ્યુ, "શ્રીધર, મેં તમને ઘણા કાળ સુધી દુઃખ દીધું છે. હવે તેમ નહિ થાય." શ્રીધર હાથ જોડીને કહે, "પ્રભો, એમાં તમારો દોષ નથી. હુંજ મૂર્ખ હતો કે મારી મૂર્ખાઇ વડે ભૂલાવામાં પડયો હતો. તમે તો મને વારંવાર પરિચય આપતા હતા. તમે તો મને કહેતા પણ હતા કે તું જે ગંગાનું પૂજન કરે છે તેનો હું પિતા છું. તોપણ હું મૂઢમતિ તમને ઓળખી શકયો નહિ". નિમાઈ કહે, "તમે મને નહોતા ઓળખતા પણ હું તમને બરાબર ઓળખતો હતો."

શ્રીધર કહે, "આજે મારાં પત્રાળાં વેચ્યા સફળ થયાં. કુબ્જા તુળસી ચંદન વડે તમારા ચરણકમળને પામી. હુ કેળનાં પત્રાળાંવડે આજ તમને પામ્યો છું." શ્રીભગવાને આ સાંભળી કહ્યું, "શ્રીધર! તમે શું બોલો છો? તમે મને કેળાં અને પત્રાળાં કયારે આપ્યા છે? મેં તો છીનવી લીધાં હતાં. પણ કરૂં શું? તેમ કર્યા વગર તમે કોઇ પણ રીતે આપો એમ ન હતા. તોપણ તમે નક્કી સમજજો કે હું મારા ભક્તોની વસ્તુઓ હમેશ લેતો આવ્યો છું. મને સંપૂર્ણ વિશ્વાસ છે કે મારા ભક્તની વસ્તુઓ તે મારીજ છે વારૂ, શ્રીધર! તમે બહુ દિવસથી ગરીબાઇ વેઠો છે આજે હુ તમને અષ્ટ-સિદ્ધિ આપી તમારાં દુ:ખ અને દારિદ્રનો નાશ કરીશ."

શ્રીધર કહે, "માબાપ, હું અષ્ટસિદ્ધિને શુ કરૂં! હુ હવે તમને પામ્યો છું તો ધનને શું કરૂં?" પ્રભુ કહે, "ભાઇ, તમે જન્મથી દારિદ્ર વેઠતા આવ્યા છો તમે જો અષ્ટસિદ્ધિને ન ચહાતા હો તો હું એકાદ રાજ્ય આપું તે લીધાથી તમે પરમ સુખમાં રહેશો."

શ્રીધર કહે, "મહારાજ, મારે રાજ્ય ન જોઇએ. હુ બીજા ઉપર સત્તા ચલાવવા ચહાતો નથી. હું તમારી પાસે કાંઇ માગતો નથી." પ્રભુ કહે, "એમ કેમ? તમે મારાં દર્શન કર્યાં તે ફોકટ જાય? તમારે વરદાન તો માગવુંજ પડશે." ત્યારે શ્રીધર કહે, "હું તો ઘણુંએ ખોળું છું કે શું માગું પણ કાંઇ સૂઝતું નથી. તોપણ જો તમારી આજ્ઞા છે તો હું માગું છું કે—

જે બ્રાહ્મણ લૂંટી લેતા મારાં ફળ પત્ર,
તે બ્રાહ્મણ થાઓ મારા નાથ જન્મ જન્મ.

કીધો જે બ્રાહ્મણે મારી સાથે નિત્ય રોષ,
ચરણ કમળ તેના પૂજું નિત્ય નિત્ય.
ચૈતન્ય ભાગવત.

ભક્તો શ્રીધરની પ્રાર્થના સાંભળી અત્યંત વિસ્મિત થઇ ગયા. પ્રભુ કહે, "શ્રીધર, તું અત્યંત કંગાલ, દરિદ્ર માણસ, જનસમાજમાં અત્યંત અવનત સ્થિતિમાં રહેનાર તેની આગળ હું પ્રત્યક્ષ ઉભેલો છું. હું તને અષ્ટસિદ્ધિ આપું છું તોપણ તું લેતો નથી. તને રાજ્ય આપું છું તેની પણ પરવા કરતો નથી. શાબાશ, શ્રીધર! તું પરમ ભક્ત છે એટલે તું આવી તુચ્છ વસ્તુઓ કેમ લે! તું નથી લેવાનો તે હું જાણતો હતો. હું કાંઇ તારી પરીક્ષા કરતો ન હતો પણ મારા ભક્તનું માહાત્મ્ય જગતને બતાવવાને માટેજ મેં તારી આટલી કસોટી કરી હતી. હવે હુંજ તને વણમાગ્યે વરદાન આપું છું કે મારા ઉપર તારો પ્રેમ થાઓ."

આ વાત સાંભળતાંજ શ્રીધર મૂર્છિત થઇ ભૂમિપર ઢળી પડયા.

પછી ભગવાને મુરારિને બોલાવ્યા. તે બીકને લીધે દૂર ઉભા હતા તે હવે આગળ આવ્યા. મુરારિ દીનતાના આદર્શ હતા. એટલુંજ નહિ પણ મહા ભક્ત અને અત્યંત પરોપકારી હતા. પણ તેમનામાં એટલોજ દોષ હતો કે તેમનું જ્ઞાનચર્ચા તરફ લગાર વલણ હતું. પ્રભુ કહે, "મુરારિ, તમે અધ્યાત્મચર્ચા છોડી દો." ત્યારે મુરારિ નીચું જોઇને કહે, "મેં અધ્યાત્મ ચર્ચા કેવી રીતે કરી? કોની આગળ કરી?" નિમાઇ અદ્વૈત તરફ આંખ ફેરવી કહે, "કેમ! આ કમલાક્ષ સાથે તમે હંમેશ ચર્ચા કરો છો. કમલાક્ષ અદ્વૈતનું બીજું નામ હતું. પોતાના ઉપર કટાક્ષ થયેલો જોઈ અદ્વૈત કહે, "પ્રભુ, જ્ઞાનચર્ચા

સારી નથી ?" ભગવાન કહે, "જ્ઞાનચર્ચા સારી કે નઠારી તે હું કહેતો નથી. પણ એવી ચર્ચાથી કોઇ મને પામ્યું નથી. ઇશ્વરપ્રાપ્તિ એ જ્ઞાનચર્ચાનું ફળ નથી." આ વાતનો સારાંશ એ છે કે જેઓ જ્યોતિઃસ્વરૂપ વગેરેનું ધ્યાન કરે છે તેઓ સચ્ચિદાનંદ વિગ્રહ રૂપ મધુમય ભગવાનને પામી શકતા નથી. કારણકે ભગવાનને જે રૂપે ભજાય તે રૂપે ભગવાન દર્શન આપે છે આ વાત સાંભળી અદ્વૈત શરમાઇને ચુપ થઇ ગયા.

પછી મુરારિને પ્રભુએ કહ્યુ, "તમે જ્ઞાનચર્ચા કરો છો એ બહુ નવાઇની વાત છે કારણ કે તમે સાક્ષાત્ હનુમાનના અવતાર છો. મુરારિ! હવે ઉચું મ્હોડું કરી મારાં દર્શન કરો" મુરારિ પ્રભુ તરફ જુએ છે. તેમની ઉપાસના સીતારામની હતી. તેથી તેમણે સિંહાસન તરફ જોયું તો નિમાઇને ઠેકાણે શ્રીરામચંદ્ર બિરાજેલા છે, ડાબી બાજુએ સીતાજી બેઠેલાં છે, નિત્યાનંદને ઠેકાણે લક્ષ્મણ છત્ર ધરીને ઉભા છે. ભરત, શત્રુઘ્ન ચામર હલાવે છે. મુરારિ આ અદ્ભુત દર્શનથી અચેત થઇ પડી ગયા આ વાતનો સારાંશ એ છે કે જે ભક્ત પરમાત્માના જે સ્વરૂપનું પૂજન કરી રહ્યો હતો તેની આગળ નિમાઇએ તે સ્વરૂપે દર્શન આપ્યું હતું. શ્રીધરે શ્રીકૃષ્ણને જોયા અને મુરારિએ શ્રીરામને જોયા. કેટલાક સમય પછી શંકરનો એક ઉપાસક સંન્યાસી નિમાઇનાં દર્શને આવ્યો હતો તેણે નિમાઇને બદલે તેજ સ્થાને શંકરનાં દર્શન કર્યાં હતાં.

હવે પ્રભુએ 'હરિદાસ, હરિદાસ' કરી બૂમ પાડી. હરિદાસ તે વખતે ઓટલા ઉપર ગુપચુપ બેસી રહ્યા હતા. તેમના જેવો દીન પુરૂષ જગતમાં બીજો ન હતો. જો કે તે

અતિ ઉચ્ચ શ્રેણીના ભક્ત હતા તોપણ તે પોતાને અત્યંત નીચ સમજતા હતા. પ્રભુ કહે, "હરિદાસ, આવ. મારું દર્શન કર." હરિદાસે બહાર બેઠાં બેઠા કહ્યું, "પ્રભો, મને ક્ષમા કરો. આટલી બધી કૃપા મારાપર શા માટે કરો છો? હું તેને પાત્ર નથી. તમે મારા ઉપર આટલી બધી કૃપા કરોછો તેથી હું કેટલો અધમ છું તે જાણી શકું છું." જેઓ સારા છે છતાં પણ પોતાને અધમ સમજે છે એવા દીન પુરૂષો ભગવાનને ઘણા વ્હાલા છે પછી ભગવાનજ કહે, "હરિદાસ, તારી દીનતા જોઇ મને ઘણો કલેશ થાય છે તુ આવ અને મારાં દર્શન કર." પ્રભુએ એમ કહ્યું એટલે સઘળા ભક્તોએ હરિદાસને ખેંચીને તેમની સન્મુખ આણ્યા.

હરિદાસે આવીને પ્રભુના ચરણ આગળ લાંબા થઇ પ્રણામ કર્યાં. પ્રભુ કહે, "હરિદાસ વર માગો." હરિદાસ કહે, "પ્રભો, તમેજ મારી ગતિ છો તમે પરમ દયાળ છો કે મારા સરખા પતિત ઉપર કૃપા કરો છો. તમે ભક્તવત્સલ છો પણ હુ ભક્ત નથી. તમે દીનદયાળ છો પણ હું દીન નથી. અભિમાનથી મારૂં અંતઃકરણ ભરપૂર છે. તોપણ જ્યારે આપ અકારણ દયા કરો છો ત્યારે કહું છું કે હું જે વિષય કૂપમા પડયો છું તેમાંથી મારો ઉદ્ધાર કરો." પ્રભુ કહે, "તારી દીનતાને લીધે હું તારો હંમેશનો ઋણી છું. હવે તું વરદાન માગ કે હુ તારાં દુઃખ માત્રનો નાશ કરૂં." હરિદાસ કહે, "પ્રભો! મારાપર આપ સવિષેષ કૃપા કરોછો તો ભલે. આપની ઇચ્છા પૂર્ણ થાઓ. મને બોલતાં ડર લાગે છે. મારા અંતઃકરણમાં અભિમાનને સ્થાન ન મળે એટલું હું માગું છું. મને દીનતા આપજો. દીન થઇશ તો તમારી કૃપાને પાત્ર થઇશ.

પ્રભો જો તમે મને વરદાન આપો તો એવું આપો કે મને હંમેશાં તમારા ભક્તોનો સમાગમ અને તેમને પ્રસાદ મળતો રહે."

હરિદાસની પ્રાર્થના સાંભળી ભક્તોએ કહ્યું, "જય હરિદાસ, જય શચીનંદન!" આ જય ધ્વનિનો હેતુ સમજવા જેવો છે. વિચાર કરો કે ભગવાન ભક્તોની સન્મુખ છે. તે વરદાન માગવા આગ્રહ કરે છે પણ ભક્તો કાંઇ માગતા નથી. જેઓ આટલી બધી નિઃસ્પૃહના બતાવી શકે છે તેઓ આપણા જેવા મનુષ્ય તો નજ હોય. શ્રીગૌરાંગના ભક્તો એવું અસાધારણ કાર્ય કરી શકયા છે. શ્રીગૌરાંગ ઉપર આપણી શ્રદ્ધા કદાચ બહુ અલ્પ હશે પણ તેમના ભક્તોનો વિશ્વાસ તો અચળ હતો. તેઓને પક્કી ખાતરી હતી કે અમે જે માગીશું તે મળશે તોપણ હરિદાસે કાંઇ પણ માગ્યું નહિ. આવું કરનાર માત્ર હરિદાસ હતા એટલુંજ નહિ પણ ભક્ત માત્ર તેવા હતા. મિથ્યા પદાર્થની ઇચ્છા અને તુચ્છ જેવા ઐશ્વર્યની કામના એ તેમને માટે અસંભવિત હતી.

પ્રભુ કહે, "હરિદાસ તમે જે વરદાન માગ્યું છે તે તમારે માટે યોગ્યજ છે મારૂં ઇશ્વરપણું તમારા જેવા ભક્તને માટેજ છે. હરિદાસ, જ્યારે તમને મુસલમાનોએ નિર્દયપણે માર માર્યો તે વખતે હું તમારો જરૂર બચાવ કરી શકત પણ મેં તેમ કર્યું નહિ. મેં ગુપ્ત રહીને તમને મારા હૃદય ઉપર રાખ્યા હતા તેથીજ તમે પરમાનંદમાં રહી દુઃખ પામ્યા ન હતા. તોપણ મેં તે દુષ્ટોનો વધ કરીને તમારૂં રક્ષણ ન કર્યું તેનું કારણ તમે સમજો છો? તે દુષ્ટો તમને જેટલા પ્રહાર કરતા હતા તેટલીવાર તેમના કલ્યાણ માટે તમે મારી પ્રાર્થના કરતા હતા. જો મેં તેમને મારી નાખ્યા હોત તો તેમનું કલ્યાણ

શી રીતે થાત? આ વાત જગતમાં અનેક વર્ષ પર્યંત રહેશે. આ ઉપરથી લોકો મારા ભકતોનો મહિમા જાણશે અને તેથી કોટિ કોટિ જીવોનું કલ્યાણ થશે."

આ વાત સાંભળી હરિદાસ પ્રેમભર થઇ મૂર્છિત થઇને પડી ગયા અને ભકતો આનંદથી વિહ્વલ થઇ ગયા.

પછીથી ભગવાને કહ્યું, "તમારે સર્વને જે ઇચ્છા હોય તે માગી લ્યો." ભગવાન તેમની સન્મુખ હતા. તેઓની સર્વ ઇચ્છાઓ પૂર્ણ થઇ ગઇ હતી. તેમને કશાનો અભાવ હતો નહિ અને અભાવ છે એવું જાણતા પણ નહિ. તોપણ કેટલાક લોકો પોતાના પ્રિય જનોના કલ્યાણને માટે પ્રાર્થના કરવા લાગ્યા. કોઇ કહે, "પ્રભો! મારો પિતા બહુજ નિષ્ઠુર હૃદયનો છે તેના હૃદયને કોમળ કરો" પ્રભુ કહે, "તથાસ્તુ." કોઇ કહે, "મારી સ્ત્રી બહુ કજીઆખોર છે અને કીર્તનથી વિરૂદ્ધ છે તેના ચિત્તને શાંતિ આપો." પ્રભુ કહે, "તથાસ્તુ."

આ પ્રમાણે ઘણાં માણુસો આનંદ સાગરમાં તરવા લાગ્યાં. પણ આ ઉજમાળા ચોઘડીઆમાં માત્ર એક માણુસ ઓટલે બેસીને અશ્રુપાત કરતો હતો. તે મુકુન્દ હતા. નિમાઇના અત્યંત પ્રિય મુકુન્દ હતા. ગદાધરથી પણ મુકુન્દ વધારે પ્રિય હતા. મુકુન્દનો મધુર કંઠ—નિમાઇ તેમને શ્રીકૃષ્ણના ગવૈયા કહેતા. એ મુકુન્દ આંગણામાં કેમ રડતા હશે? અંદર જવાતું નથી. કારણ કે પ્રભુ બહારથી એકએક માણુસને અંદર બોલાવે છે. તેમની અનુમતિ વિના કોઇનાથી અંદર જવાતું નથી. પ્રભુ મુકુન્દને બોલાવતા નથી માટે તેમનાથી અંદર જવાતું નથી. તેથી તે રડે છે. સઘળા સમજી ગયા કે પ્રભુ ઇરાદાપૂર્વક મુકુન્દની અવગણુના કરે છે. પણ બોલવાની કોઇની હિંમત ચાલતી

નથી. આખરે શ્રીવાસે ધૈર્ય રાખી કહ્યું, "પ્રભુ, તમારો મુકુન્દ બહાર બેઠો બેઠો રૂએ છે. તમે તેને બોલાવો અને કૃપાદાન કરો. ભગવાન કહે, "મારો મુકુન્દ ? મુકુન્દ મારો એ તમને કોણે કહ્યું ?"

શ્રીવાસ કહે, "પ્રભો, તમે જ્યારે એમ કરશો ત્યારે એનો કોણ બેલી થશે ? મુકુન્દ તમારો નહિ ત્યારે કોનો ? મુકુન્દના જેવા ભજન બીજું કોણ ગાઇ શકે છે ? પ્રભુ કહે, " તમે જાણતા નથી માટેજ એમ કહો છો. મુકુન્દ બહુ સારો છે. પણ જ્યારે પંડિતોની સમાજમાં જાય છે ત્યારે તે પરમજ્ઞાની થાય છે અને ભક્તિ માર્ગનો ઉપહાસ કરે છે. અર્થાત્ એનુ ચિત્ત બહુ ચંચળ છે. જેની ઘંટીએ બેસે છે તેનાં ગીત ગાય છે. એવો માણસ મારૂં દર્શન કરવા યોગ્ય નથી. તમે એની મારી આગળ ભલામણ નહિ કરો." મુકુન્દ સારૂં ગાઇ શકતા હતા તેથી સર્વને પ્રિય હતા. પ્રભુની આવી કઠોર આજ્ઞા સાંભળી સર્વને ઘણો ખેદ થયો પણ વધારે બોલવાની કોઇની હિંમત ચાલી નહિ. મુકુન્દ ઓટલે બેઠા બેઠ સઘળું સાંભળતા હતા. પોતાને પ્રભુએ શી સજા કરી તે તેમણે સાંભળ્યું હતું. શા અપરાધ બદલ એ સજા થઇ હતી તે પણ જાણ્યું હતું. પછી મુકુન્દે બહાર રહ્યાં રહ્યાં શ્રીવાસને કહ્યું " પંડિતજી, આપ મારે માટે પ્રભુને વિનંતિ ન કરશો. મારા અપ રાધના મહત્વના પ્રમાણમાં મને બહુજ અલ્પ સજા થઇ છે.' એમ કહી મુકુન્દ વિચાર કરે છે, " સજા થઇ એ ઠીક થયું. પ્રભુ પોતાના પ્રિયપાત્ર સિવાય બીજાને સજા નથી કરતા. પણ મારે હવે આ દેહને ધારણ કરવો ન જોઇએ. તે અપવિત્ર છે. એ દેહમાં રહી મેં ભક્તિમાર્ગની નિંદા કરી છે તેથી તે દૂષિત થયો છે. પણ દેહ

ત્યાગ કરતા પહેલાં મારે એક વાત જાણી લેવી જોઇએ. એવો વિચાર કરી શ્રીવાસને કહ્યું, "પંડિતજી, તમે મારે માટે વકીલાત ન કરશો. માત્ર બધા મળી પ્રભુને નમ્ર ભાવે એટલું પૂછી જુઓ કે મને કોઇ કાળે તેમનાં દર્શન થશે કે નહિ?" વિષ્ણુસિંહાસન પર બેઠા બેઠા પ્રભુ આ સઘળી વાત સાંભળે છે. મુકુન્દના શબ્દો સાંભળી તેમનાં નેત્રકમળ આંસુથી ભરાઇ ગયાં. પણ મનનો ભાવ ગુપ્ત રાખી તેમણે કહ્યું, "મુકુન્દ, તને અવશ્ય મારાં દર્શન થશે પણ એક કરોડ જન્મ પછી."

પ્રભુના શ્રીમુખનું આ વાક્ય સાંભળી મુકુન્દ મનમાં બોલવા લાગ્યા, "ઠીક, દર્શન તો થશે. ભલે, કોટી જન્મ પછી દર્શન થશે! બસ, હવે બાકી શું છે? દર્શન થશે! પ્રભુનાં દર્શન થશે! થોડા વખત પછી થશે! કોટિ જન્મ એતો થોડા દિવસ બરોબર છે. પ્રભુ નિશ્ચય મળશે એવું મને નિશ્ચયાત્મક જ્ઞાન થયા પછી કરોડ જન્મ તો એક પળ બરોબર છે." એટલું કહે-તામાંજ મુકુન્દનાં આંસું સૂકાઇ ગયાં અને પ્રેમ અને આનંદથી વિહ્વલ થઇ "મને નક્કી મળશે, મને નક્કી મળશે" એમ કહી નૃત્ય કરવા લાગ્યા.

તે વખતે અંદરના ઓરડમાં બેઠેલા ભગવાનનાં નેત્રમાંથી અશ્રુધારા વહેવા લાગી. અશ્રુની ધારને ખાળી રાખી ભગ્ન સ્વરથી ભગવાને મુકુન્દને બોલાવ્યા, "મુકુન્દ, અંદર આવ." પણ આ વાત સાંભળેછેજ કોણુ? "મળ્યા છે. મળ્યા છે." એમ કહી અતુલ આનંદથી ચકચૂર થઇ નાચતા મુકુન્દ પ્રભુનો સાદ સાંભળી શકયા નહિ. તેથી કેટલાક ભક્તોએ બહાર આવી તેમને પકડી કહ્યું,

"મુકુન્દ, સાંભળે છે કે નહિ? પ્રભુ તને બોલાવે છે. અંદર ચાલ." મુકુન્દની તે વખતે અર્ધ અચેતન અવસ્થા હતી. તેમણે કહ્યું "તમે સાંભળો છો કે નહિ? મારી સર્વ મનકામના પૂર્ણ થઇ છે. મને કરોડ જન્મ પછી પ્રભુ મળવાના છે."

અંદર રહ્યા રહ્યા ભગવાન મુકુન્દને કહે છે, "મુકુન્દ, ઘરમાં આવ." ત્યારે ભક્તો તેમને હાથ પકડી ઘરમાં ખેંચી લાવ્યા. મુકુન્દ અર્ધા ગાંડાની પેઠે હાથ જોડી પ્રભુ સન્મુખ ઉભા રહ્યા ત્યારે પ્રભુ ગદ ગદ સ્વરે કહે, "મુકુન્દ, મારો શબ્દ કદિ ખોટો પડતો નથી એ તું જાણે છે. તેથી કરોડ જન્મ પછી તને મારાં દર્શન થશે એ સાંભળીને તારી સર્વ મનકામના પૂર્ણ થઇ એમ તને લાગે છે. તેથી તારા કરતાં મારો વધારે પ્રિય ભક્ત જગતમાં બીજો નથી. હું તો માત્ર તારી મશ્કરી કરતો હતો. માત્ર મશ્કરી નહિ પણ તારૂં હૃદય કેવા પ્રકારનું છે તે હું જગતને બતાવતો હતો. મુકુન્દ! તું અપરાધ કરે તો પણ શું હું તને સજા કરૂં? તું જેવો મારો છું તેવો હું તારો છું. તું મારી પાસે આવ. અને મારો આનંદ જે સ્હેજ અપૂર્ણ છે તે પૂર્ણ કર."

જ્યારે પ્રભુએ મુકુન્દ ઉપર કૃપા કરી ત્યારે તેમણે પોતાના સર્વ ઐશ્વર્યનો લય કરી એકદમ મધુર સ્વરૂપ ધારણ કર્યું હતું. જ્યાં સુધી તેમણે ઐશ્વર્ય બતાવ્યું ત્યાં સુધી સઘળા ભક્તો બ્હીકથી દૂરના દૂર રહેતા હતા. પણ જ્યારે તેમણે મધુર સ્વરૂપ ધારણ કર્યું ત્યારે પ્રેમાળ માતાની આસપાસ બાળકો વિંટાય તેમ ભક્તો પ્રભુની આસપાસ ચોમેર વિંટળાઇ વળયા. કેટલાક લોકો મધુર નૃત્ય કરવા લાગ્યા, કેટલાક ગાવા લાગ્યા, કેટલાક નાચવા લાગ્યા, જાણે

ભગવાનની સાથે રાસમંડળ રચી વિહાર કરતા હોય તેવો દેખાવ થઈ રહ્યો. પછી ભગવાને તેમને પોતાના મ્હોંમાં ચાવેલું પાન આપ્યુ. તેની સુગંધથી તેઓ ઉન્મત્ત થઇ ગયા. પછી કોઇ ભગવાનના હસ્તને સ્પર્શીને સ્પર્શ સુખ, વદન નિહાળીને દર્શન સુખ અને કેટલાક ચરણને ચુંબન કરીને આસ્વાદ સુખ અનુભવવા લાગ્યા ભગવાન પણ કોઇને ચુંબન કરે, કોઇને આલિંગન દે અને કોઇના હાથ પકડી નૃત્ય વિગેરે વિવિધ વિહાર કરવા લાગ્યા. *

એ પ્રમાણે મધુર ભજનમાં સઘળાઓએ રાત્રિ પસાર કરી પણ જેમ વખત જતો ગયો તેમ ભકતો શ્રમિત થતા ગયા. માણુસ લાંબા કાળ સુધી ભગવાનનો સમાગમ સહન કરી શકતો નથી. જો ભગવાન પોતાનું ઐશ્વર્ય પ્રકટ કરે ત્યારે તો તેનાથી એક પળ પણ સહન થઇ શકે નહિ. જો ભગવાન ઐશ્વર્યને માધુર્ય સાથે મેળવીને ભકતો આગળ પ્રકટ થાય ત્યારે મનુષ્ય અલ્પ કાળ સુધી ભગવાનનો સમાગમ સેવી શકે છે. જો પ્રભુ માત્ર પોતાના માધુર્યનુંજ દર્શન કરાવે તો તેથી પણ વિશેષ કાળ સુધી પ્રભુની પાસે બેસી શકે છે. પણ માણુસની શક્તિ મર્યાદિત તો છેજ. સાધન ભજનનું ફળ એ છે કે તેનાથી મનુષ્યને ભગવાનનો સમાગમ સહન કરવાની શક્તિ મળે છે. ઘણા કલાક સુધી પ્રભુની સાથે વિહાર કરીને ભકતોની સહનશીલતા ખપી ગઇ હતી આખો દિવસ અને રાત તેમણે આહાર નિદ્રા કાંઇ કર્યું નહોતું. જેઓના નેત્રમાં ઉંઘ આવતી તેઓથી પણ ઉંઘાતું નહિ. જેઓ થાકથી સૂવાની ઇચ્છા કરતા તેઓથી પણ સૂવાતું નહિ. ભગવાન પાસે બેઠા હોય

* વાંચનાર! રાસલીલાનું સ્વરૂપ હવે સમજ્યા?

અને શું માણુસની સૂવાની ઇચ્છા થાય? પછી સધળાઓએ વિચાર કર્યો કે હવે તો નિમાઇ ભગવાનભાવને સમેટી લઇ પુન. નિમાઈ બને તો ઠીક. જોકે તે વખતે ભગવાને પોતાનુ મધુર સ્વરૂપ બતાવ્યું હતું તો પણ તે આખરે ભગવાનજ હતા. ભગવાનના સ્પર્શથી તેમને જે જ્ઞાન થયું હતું તેનું વિસ્મરણ થતુ ન હતું. પછી અદ્વૈત સાથે મસલત કરીને બધાએ ભગવાનની સ્તુતિ કરીને કહ્યુ, "પ્રભો, અમે ક્ષુદ્ર જીવો છીએ. તમારૂં તેજ અમે સહન કરી શકતા નથી. માટે તમે પુન નરરૂપ ધારણ કરો"

શ્રીભગવાન બોલ્યા, "વારૂ, ત્યારે હું જાઉં છું." એમ કહી ગર્જના કરી નિમાઇ પૃથ્વી ઉપર બેશુદ્ધ થઇને પડી ગયા. એટલે ભકતો તેમની બરદાસ લેવા લાગ્યા પણ નિમાઇના દેહમા ચેતન ન હતું, જીવનનું એક પણ ચિહ્ન ન હતું. બોલાવતાં ઉત્તર મળતો નહિ. વળી તેમનો શ્વાસોચ્છ્વાસ પણ તદ્દન બંધ હતો. નાકે રૂ ધરી જોતાં માલુમ પડતું કે શ્વાસથી રૂ જરા પણ હાલતું નથી હાથપગ જ્યાં પડતા ત્યાંજ રહી જતા. ટુંકામાં નિમાઇની અવસ્થા મૃત મનુષ્યના જેવી હતી.

બે ચાર ઘડી રાત્રિ રહી ત્યારથી નિમાઇ આ પ્રમાણે શબવત્ થઇને પડયા હતા. ભકતોએ અનેક પ્રયત્ન કર્યા તો પણ તેમને ચેતન આવ્યું નહિ. નિમાઇને આવી ઘોર મૂર્છા કદી પણ આવી ન હતી.

અદ્વૈતે મુખ ઉપર જળ છાંટયું. તેમને નામ દઇને બોલાવ્યા. ભારે ગર્જના કરી પણ નિમાઇ તો તેમને તેમજ પડી રહ્યા. સવાર થયું તો પણ તેમને ચેતન આવ્યું નહિ. દિવસ ચ્હડતો ગયો. તોપણ તેમની હાલત તેવીને તેવીજ; શ્વાસક્રિયા પણ ચાલતી ન હતી. ભકતોએ આશા રાખી હતી કે આટલો પરિશ્રમ અને જાગ્રણ કર્યા

પછી કંઇક આરામ લઇશું. પણ તેમ થઇ શકયું નહિ. સઘળા ખિન્ન વદને નિમાઇને વીંટીને બેસી રહ્યા કેટલાક રડતા હતા. જ્યારે ઘણી વાર થઇ છતાં નિમાઇને ચેતન ન આવ્યું ત્યારે તેઓને ભય લાગવા માંડયો કે નિમાઇ આપણુને મૂકીને ખરેખર ચાલ્યા ગયા. હવે તે આવશે નહિં. તેજ ક્ષણે તેઓએ નિશ્ચય કર્યો કે જો નિમાઇ ખરેખર ચાલ્યાજ ગયા હોય તો આપણે પણ તેમની પાછળ જવું. શચીદેવીને આ વાતની ખબર કરવી યોગ્ય ન હતી. ગયા દિવસનાં બંધ થયેલાં બારણાં અત્યાર સુધી બંધજ હતાં.

આવી સ્થિતિમાં બપોર થવા આવ્યા ત્યારે તો ભકતોને ખાત્રીજ થઇ કે નિમાઇ આપણુને મૂકીને ચાલ્યાજ ગયા છે, હવે તે આવશે નહિ. જ્યેષ્ઠ માસ, બપોર થઇ ગયા છે તોપણ કોઇને નહિ ભૂખ કે નહિ તરસ. આપણે આપઘાત કરીશું એવો દૃઢ નિશ્ચય કરી સઘળા બોલ્યા ચાલ્યા વિના બેઠા હતા. નિમાઇનો શ્વાસોચ્છ્વાસ ચાલતો નહોતો તોપણ તેમના ચહેરાનું સ્વાભાવિક સૌંદર્ય એક રતિ માત્ર પણ ઓછું થયું નહતું; જો કે તે અઢી પ્રહરથી મૃત અવસ્થામાં પડી રહ્યા હતા. પછી એક જણ ધીમેથી બોલ્યો, "આપણા કીર્ત્તનવિલાસી પ્રભુને આપણે અનેકવાર કીર્ત્તન કરી જાગૃત કર્યા છે ચાલો, આજે આપણે તેમ કરી જોઇએ. જુઓ, શું થાય છે!" આ વાત ઘણાકને પસંદ આવી. પ્રભુની આસપાસ બેસીને કેટલાક ભકતો મૃદુસ્વરે કુંજભંગનું ગીત ગાવા લાગ્યાં. *

ગીત ગાતાં ગાતાં તેઓને પોતાને પણ રસ પડયો. આ વખતે

* શ્રીરાધિકાની કુંજ આગળ આવી સખીઓ તેને કહે છે કે હવે કયાં સુધી સૂઇ રહીશ? સવાર પડી. તે ગીતને કુંજભંગ કહે છે.

ત્રણ વાગ્યાનો સુમાર થયો હતો. સઘળા ભકતો એકાએક જોઇ શકયા- કે ગીતના શ્રવણથી નિમાઇના દેહ ઉપર પુલક થવા લાગ્યા. એ સત્ય છે કે દૃષ્ટિનો ભ્રમ છે તે નક્કી કરવાને સઘળા એકાગ્ર ચિત્ત થી પરીક્ષા કરવા લાગ્યા. પણ તે રોમાંચ એવાં તો સ્પષ્ટ હતાં કે તે વિષે સંદેહને માટે અવકાશ ન હતો. આ જોઇને સર્વને હિંમત આવી અને તેમણે જયધ્વનિ કર્યો ગગનભેદી જયજયકાર ચારે દિશામાં થઇ રહ્યો.

કોઇ ગર્જના કરતા. કોઇ હુંકાર કરતા, કોઇ નૃત્ય કરતા, કોઇ છલંગપર છલગ મારતા જેને જે રીતે ગમ્યું તે રીતે પોત- પોતાના દિલના આનદને પ્રદર્શિત કરવા લાગ્યા સ્ત્રીઓ પણ હર્ષથી જયજયકાર બોલવા લાગી કોઇ કહેવા લગ્યા શચીદેવીને જલદી ખબર આપો કોઇ કહે "એમના માથા ઉપર ઠંડું પાણી નાંખો." કોઇ કહે, "સારી રીતે પવન નાખો" કોઇ શંખ વગાડવા લાગ્યા, કોઇ રડવા લાગ્યા અને કોઇ કેઇ આનંદથી મૂર્છિત થઇને ભૂમિપર પડી ગયા

આ કોલાહલ સાભળી નિમાઇએ નેત્ર ઉઘાડયા. તે વખતે તેમને સપૂર્ણ ચેતન ન હતું થોડીવાર પછી તે ઉઠીને બેઠા થયા. જુએ છે તો પોતાનું અને ભકતોનુ શરીર ધૂળથી મેલું થઇ ગયેલું છે. અને દિવસ ઘણો ચ્હડી ગયો છે. તેમણે વિસ્મિત થઇને પૂછ્યું, "આ છે શું ? હું કયા આવ્યો છું ? તમે બધા કેમ બેઠા છો ! વખત ઘણો ગયો લાગે છે." એમ કહી નિમાઇ જિજ્ઞાસુ થઈ સર્વના સામું જોવા લાગ્યા. શ્રીવાસ હસીને કહે, "હવે તમારી છેતરપિંડિ નહિ ચાલે. હવે તમે પકડાયા છો." નિમાઇ કહે, "એટલે ? છેતરપિંડિ શેની ? તમારો કહેવાનો અર્થ હું સમજતો

નથી. તમે શું વિનોદ કરી રહ્યા છો." હવે શ્રીવાસે વાત ઉડાવીને કહ્યું, "એતો કાંઇ નહિ. તમે કાલના મૂર્છિત થઇને પડયા છો તેથી તમને સંભાળીને અમે બેસી રહ્યા છીએ". આ વાત સાંભળીને નેમાઇ શરમથી વદન નીચું કરીને બેસી રહ્યા. પછી ધીરેથી કહે, "આટલો બધો વખત નકામો ગયો અને તમને તકલીફ પડી તે ક્ષમા કરો." નિમાઇ કહે, "ઠીક એ વાત રહેવા દો. અમે બધા ભૂખે મરીએ છીએ. ચાલો, ન્હાઇ આવીને જમી લઇએ."

## અધ્યાય ૧૯ મો.

### હરિનામ પ્રચાર.

अवतीर्णौ स्वकारुण्यौ परिच्छिन्नौ सदीश्वरौ।
श्री-ष्णचैतन्यनित्यानंदौ द्वौ भ्रातरौ भजे॥

મુરારિગુપ્ત.

નિત્યાનંદ શ્રીવાસને ઘેર રહેતા હતા. ઉંમર બત્રીશ વર્ષની હતી તોપણ સ્વભાવ તદ્દન બાળક જેવો હતો. શ્રીવાસનાં પત્ની માલિનીને મા કહેતા. બાળપણથી સંસાર ત્યાગ કર્યો અને ત્રીશ વર્ષ સુધી તેમણે તીર્થ પર્યટન કર્યું. હવે તેમને ફરીથી નવી મા અને નવું ઘર મળ્યું તેથી તે માલિનીના ખોળામાં બાળકની પેઠે સૂઇ જતા. જમતા ત્યારે શરીર એંઠું કરતા અને કોઇવાર તો માલિની પોતાને હાથે ખવડાવે તોજ ખાય. એટલુંજ નહિ પણ ધાવણા બાળકની પેઠે માલિનીને ધાવતા અને પચાસ વર્ષનાં વૃદ્ધ માલિનીનાં શુષ્ક સ્તનમાં

દૂધની સેર પણ છૂટતી. શું ખવાય અને શું ન ખવાય તેનો વિચારજ નહિ અને ખાતાં પણ ધરાય નહિ. જ્યારે મન થાય ત્યારે અને જ્યાં બેઠા હોય ત્યાં ખાય. ન્હાતી વખતે ગંગામાં પડે અને તર્યાજ કરે. નિમાઇ સિવાય કોઇની મગદુર નહિ કે તેમને બહાર કાઢી શકે. નિતાઇ પાણીમાં તર્યા કરે છે, ભકતો તેમની રાહ જોઇને ઉભા છે તેઓ કહે, "શ્રીપાદ ! ઉઠો. વખત બહુ થઇ ગયો છે હવે કયાં સુધી પાણીમા તર્યા કરશો?" પણ નિત્યાનંદ તો તેમની સામે નજર પણ કરતા નથી. ત્યારે તેઓ અંતે થાકીને નિમાઇને કહે, "પ્રભુ, તમે આમ તો જુઓ." નિમાઇ કહે, "શ્રીપાદ, ચાલો" આટલું કહેતામાંજ ગાયનો શબ્દ સાંભળી જેમ વાછરડુ દોડી આવે તેમ નિતાઇ એકદમ શ્વાસભેર દોડી આવીને ઉભા રહેતા.

નિમાઈ આખો દિવસ અને રાત કૃષ્ણપ્રેમાનન્દમાં ચકચૂર રહેતા. આથી શચીને બહુ દુ:ખ થતું. તેમની ઇચ્છા એવી હતી કે પુત્ર સંસારી થાય અને આનંદમાં દિવસ ગુજારે અને વિષ્ણુપ્રિયાની સાથે પ્રેમ અને વિલાસ યુક્ત વ્યવહાર કરે. નિમાઇ તે સમજતા હતા તેથી માને પ્રસન્ન કરવા માટે કોઇ વાર રાત્રે અગર કોઈ વાર દિવસે પણ થોડો વખત તે પોતાનાં પત્ની સાથે પસાર કરતા.

એક દિવસ નિમાઇ બપોર પછી વિષ્ણુપ્રિયા સાથે એકાંતમાં બેઠા હતા. એવામાં નિતાઇ આવીને બારણા આગળ ઉભા રહ્યા. આવીને કૌપીન અને વસ્ત્ર કાઢી નાંખી માથે વીંટ્યાં અને એવી દિગંબર અવસ્થામાં બેઉ પગે છલંગપર છલંગ મારી આંગણામાં કૂદવા લાગ્યા. વિષ્ણુપ્રિયા શરમાઇ બીજા ઓરડામાં જતાં રહ્યાં નિમાઇ દોડી આવી નિતાઇને પકડવા ગયા પણ કેટલીક વાર સુધી તો તેમનાથી મસ્ત નિતાઇને પકડી રખાયા નહિ. જુએ છે તો આનંદ

અશ્રુથી મ્હોં ભીંજાઇ ગયું છે અને બાહ્યજ્ઞાન સર્વાંશે લુપ્ત થઇ ગયું છે. નિમાઇએ તેમને વસ્ત્ર પહેરાવ્યાં. એવામાં એક પછી એક ભકતો પણ ત્યાં આવી પહોંચ્યા. નિમાઇ નિત્યાનંદને લઇને ભક્તજનોની વચ્ચે બેઠા. પછી તેમણે પોતાને હાથે નિત્યાનંદના પગ ધોયા, સઘળા ભકતોને તે ચરણોદકનું પાન કરાવ્યું અને કહ્યું, "જે કોઇ નિત્યાનદનું પાદોદકનું પાન કરશે તેને તત્કાળ શ્રીકૃષ્ણપ્રેમની પ્રાપ્તિ થશે." પછી નિતાઇનું કૌપિન લઇને તેના ચીરા કર્યા અને દરેક ભક્તને આપીને કહ્યું કે માથે બાંધી રાખો.

હવે એક નવો બનાવ બન્યો જેથી નિતાઇને પોતાની મસ્તી પ્રકટ કરવાનો અવકાશ મળ્યો. તે સમયે પંડિત અને ઉંચા વર્ગના લોકો નિમાઇના મંડળમાં પ્રવેશ કરવા લાગ્યા હતા.તેઓ ભકતજનોના સહવાસથી અનેક રીતે પવિત્ર થયા હતા અને તેમણે ભક્તિરૂપી પરમ ધનની પ્રાપ્તિ કરી હતી.

શ્રી ગૌરાંગે આ પ્રમાણે નવદ્વીપમાં ભક્તિના તરગને વેગભર કર્યો, તેથી ઘણા લોક પવિત્ર થઇ ગયા તોપણ કેટલાક ટુંકા ભાગ્યવાળા માણસોને આ ભક્તિના તરંગનો સ્પર્શ પણ થઇ શકયો ન હતો.

જગતના ઇતિહાસ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે જ્યારે ધર્મનો કોઇ નવીન પ્રકાશ બહાર આવે છે ત્યારે જે લોકો સમાજમાં અતિ નીચ અને હીણા મનાય છે, જેમની સ્થિતિ સમાજની ક્રૂર બેડીઓને લીધે દયાજનક થઇ હોય છે તેઓજ તે નવીન પ્રકાશને પ્રથમ વધાવી લે છે. પંડિતો બ્રાહ્મણો, કહેવાતા ઉંચા લોકો દ્વેષી બને છે અને ઉગતા ધર્મને કચરી નાંખવા પોતાનાથી બને એટલા નિષ્ફળ પ્રયત્ન કરે છે. જ્યારે ભગવાન બુદ્ધે જગતને દયાધર્મ શીખવ્યો ત્યારે બ્રાહ્મણો, યાજ્ઞિકો વિરુદ્ધ પડયા હતા અને વૈશ્યો,

ક્ષત્રિઓ અને શૂદ્રોએ બુદ્ધની દીક્ષા લીધી હતી. શ્રીગૌરાંગપ્રભુ માટે પણ તેમજ બન્યું તેમણે જગતને મુક્તિનો સરળમાં સરળ માર્ગ બતાવ્યો. કલિયુગમાં હરિનામ સિવાય બીજો મુક્તિનો માર્ગ નથી નથી નથી. ભગવાનનો જે ભક્ત છે તે ચંડાળ હોય તોપણ ભક્તિ વગરના બ્રાહ્મણ અને મુનિના કરતાં ઉંચો છે આ સરળ માર્ગ ખુલ્લો થતાં હજારો વૈશ્યો, કાયસ્થો, શૂદ્રો શ્રીગૌરાંગની પદ-છાયા નીચે દોડી આવવા લાગ્યા. ગામમા રાત્રે ઘેર ઘેર ખોલ કર-તાલની સાથે હરિનામ સંકીર્તન થવા લાગ્યાં શૂદ્રો હવે બ્રાહ્મણોની પરવા કરતા નહિ. શુષ્ક કર્મકાંડ, અઘરા આચાર, આભડછેટના વ્હેમ સર્વ એકદમ તોપને ગોળે ઉડી ગયાં "જગત્‌માં કશું અપવિત્ર છેજ નહિ અને જો હોય તો તે હરિનામથી પવિત્ર બની જાય છે." યજ્ઞયાગની વિધિ ઉપર, પોતાના કૃત્રિમ ઉંચાપણા ઉપર જેમની આજીવિકા છે એવા સમાજમાં પ્રતિષ્ઠા પામેલા બ્રાહ્મણો આથી ખૂબ ખીજવાયા. કારણ કે શ્રીગૌરાંગના શિક્ષણથી સમાજમાં મ્હોટો ક્ષોભ ઉત્પન્ન થયો હતો સ્ત્રીઓ, શૂદ્રો જેઓ નીચાં કહેવાતાં તેઓ હવે હરિના-મનો આશ્રય લઇ ભક્તિ વગરના, સૂકા, માયાવાદી, **अहं ब्रह्मास्मि** નું માત્ર ડોળજ કરનાર બ્રાહ્મણ પંડિતો કરતાં ઉંચાં ગણાવા લાગ્યાં. બ્રાહ્મણોની પ્રતિષ્ઠા હાલી ગઇ. તેથી તેઓ શ્રીગૌરાંગના શત્રુ બન્યા.

છતાં પણ દરરોજ હજારો નવા નવા માણસો નિમાઇના દર્શને આવતા હતા. નવદ્વીપમાં પ્રભુનો અવતાર થયો છે એ વાત ઘણે દૂર સુધી ફેલાઇ ગઇ હતી કેટલાક માનતા કેટલાક નહિ માનતા તોપણ દેશ-વિદેશથી શ્રીગૌરાંગનાં દર્શનાર્થે અનેક તરસ્યા જીવ ચાલ્યા આવતા. આમ હોવાથી પ્રભુના ઘર આગળ હજારો માણસોની જમા-

વટ આખો દિવસ રહેતો. કોઇ દેહરોગથી અને કોઇ ભવરોગથી પીડાતા જીવો આરોગ્યને માટે પ્રભુને શરણે આવતા. આ નવા આવનાર લોકો વડે નવદ્વીપની ઘીચ વસ્તીમાં મ્હોટો વધારો થયો હતો.

એક પાસે નવદ્વીપ ભક્તિ અને પ્રેમથી છલાછલ ભરાઇ ગયું હતું. આખા શહેરમાં ભક્તિનાં આંદોલનો એવા પ્રબળ વેગથી ઘૂમી રહ્યાં હતાં કે તેના સપાટામાં જે કોઇ આવતું તેના હૃદયમાં ભક્તિરસનું સિંચન થતું. શ્રીવાસને ઘેર એક મુસલમાન દરજી કાંઇ કામ સારૂ આવી ચ્હડયો. ત્યાં તેને શ્રીગૌરાંગનાં એકાએક દર્શન થયાં. "મેં દીઠા, મેં દીઠા" એમ કરી તે નૃત્ય કરવા લાગ્યો અને સાત દિવસ સુધી દિવાનાની માફક આખા શહેરમાં ભટકયો. ત્યારપછી તેને શુદ્ધિ આવી. તે ગૌરાંગનો પરમ ભક્ત બન્યો અને તેણે સંન્યાસ વ્રત સ્વીકાર્યું. વળી તે સમયે શહેરમાં ભક્તિનો જબરો તરંગ ઘૂમી રહ્યો હતો કે જેથી ઘણાં લોકોનાં હૃદયમાં એકાએક અનાયાસે ભક્તિનો ઉદય થઇ જતો હતો. ઘણા લોકો દર્શન કરતા કરતા પ્રેમથી વિહ્વલ થઇ જતા હતા. અનેક સ્થાને સ્ત્રીઓની કેડે બેઠેલાં બાળકો ઉછળી ઉછળી 'હરિબોલ, હરિબોલ' બોલતાં હતાં* ચૂસ્ત નાસ્તિકો પણ ભક્ત બન્યા હતા સ્ત્રીઓ અને વૃદ્ધ પુરૂષો પણ લજ્જાહીન થઇ રાજમાર્ગ ઉપર ભક્તિમસ્ત બની નૃત્ય કરતાં હતાં. તે સમયનો કવિ વાસુદેવ ઘોષ એક કવિતામાં આ સ્થિતિનું વર્ણન કરે છે.

દરરોજ હજારો માણસો ગૌરાંગનાં દર્શન કરવા આવતાં. દૂધ દહિં વગેરે હજારો વસ્તુઓ તેમને માટે ભેટ લાવતા. સ્ત્રીઓ ઘાટ ઉપર તેમનાં દર્શન કરી તેમને ભગવાન સમજી મનથી પ્રણામ

*આવોજ બનાવ ઇંગ્લાંડમાં વેસ્લીના વખતમાં બન્યો હતો.

કરતી. તેઓ અનેક પ્રકારની ભોજન સામગ્રી બનાવી પોતાના પતિ અથવા બીજા પુરૂષ મારફતે પ્રભુને માટે મોકલતી. સાધારણ લોકો શ્રીગૌરાંગને "નવદ્વીપચંદ્ર" અથવા સુવર્ણ મૂર્તિ" એવાં એવાં મધુર નામ આપતા.

આવી જ્યારે અવસ્થા હતી ત્યારે નિમાઇએ પોતાના ભક્તોની મદદથી નવદ્વીપમાં હરિનામનો પ્રચાર કરવાનુ કામ આરંભ્યું. સર્વ લોકોમાં હરિનામ છૂટથી વહેચવાની તેમણે નિત્યાનંદ અને હરિદાસને આજ્ઞા કરી. પ્રભુ કહે, "તમે નવદ્વીપમાં શેરીએ શેરીએ અને ઘેરે ઘેર જાઓ. મૂર્ખ કે પંડિત, સાધુ કે અસાધુ, બ્રાહ્મણ કે ચંડાળ સર્વને હરિનામ આપી ઉદ્ધાર કરો."

આ બન્ને જણ આ કાર્ય કરવા માટે પૂર્ણ યોગ્યતા ધરાવતા હતા. તેઓ પરમદયાળુ અને બીજાના હૃદયમાં ભક્તિનો સંચાર કરવાની શક્તિ ધરાવતા હતા તેમજ તેમને પસંદ કરવાનુ બીજુ એક કારણ એ હતું કે તેઓ સંન્યાસી અને પરદેશી હતા. આ પ્રમાણે નવદ્વીપમાં પદ્ધતિસર હરિનામ વહેચવાનું કામ શરૂ થયું હરિદાસ અને નિત્યાનંદ સવારમાંજ હરિનામનો પ્રચાર કરવાના ઉદ્દેશથી કોઇએક શેરીમાં એકાદ ગૃહસ્થને ત્યાં જઇ ઉભા અતિ તેજસ્વી સંન્યાસીઓને જોઇ તે ઘરનો ધણી રિવાજ પ્રમાણે ભિક્ષા આપવા બહાર આવ્યો, એટલે હરિદાસ અને નિત્યાનંદ કહે, "ભાઇ, કૃષ્ણ કૃષ્ણ બોલ અને કૃષ્ણનું ભજન કર એજ ભિક્ષા અમે માંગીએ છીએ" એમ કહી અન્ન ભિક્ષા ન લેતાં બીજે ઘેર ગયા. આ પ્રમાણે શેરીએ શેરીએ અને ઘેરે ઘેર ફરીને તેઓ હરિનામનો પ્રચાર કરતા હતા. તેઓ કોઇ કોઇ ઠેકાણે એમ પણ કહેતા કે મનુષ્ય જાતની અધમ સ્થિતિ જોઇ દયાળુ શ્રીકૃષ્ણ હમણાં શચીદેવીને

ઘેર જન્મ્યા છે. તેઓની આકૃતિ, પોષાક, આગ્રહ અને ભક્તિ જોઇ કેટલાક લોકો મોહ પામતા અને કેટલાક લોકો મશ્કરી પણ કરતા. આવી રીતે બે પ્રહર સુધી શહેરમાં ફરી તેઓ બપોરે ઘેર આવતા.

હરિદાસ શાંત હતા અને નિત્યાનંદ મસ્ત હતા. ટીખળી અને ઉન્મત્ત નિતાઇની સાથે રહીને પોતાનું કાર્ય કરવામાં હરિદાસને અત્યંત અડચણ પડતી. પ્રથમ તો ગામમાં ફરતાં ફરતાં જો ગંગાનું દર્શન થાય તો તેમાં ન્હાયા વગર, તર્યા વગર નિત્યાનંદને ચાલેજ નહિ અને એકવાર તરવા પડયા એટલે તે કયારે અને કયાં નીકળશે, આ ઘાટ પર કે પેલા ઘાટ પર, આ તીરે કે સામે તીરે તેનું કાંઇ ઠેકાણુ નહિ. તે મગરની પેઠે પાણીમાં મ્હાલ્યા કરે, ઘડીમાં પાણી બહાર આવે અને ઘડીમા ડુબકી મારી અદૃશ્ય થઇ જાય. કાંઠે ઉભા ઉભા હરિદાસ બુમો મારે પણ જ્યેષ્ટ માસના સખત તાપના દિવસમાં ગંગાના સુશીતળ જળમાં ઝીલનાર નિત્યાનંદ સાંભળે શેના? તેમની ભૂખ કેવા પ્રકારની હતી તે વિષે તો આગળ કહી ગયા છીએ રસ્તામાં જો દુઝણી ગાય મળે તો કેડે પહેરેલું વસ્ત્ર કહાડી નાંખી તેના વડે ગાયના પાછલા પગ બાંધે અને પછી નીરાંતે ગાયને ધાવી જાય. ગાયનો ધણી તેમને પકડવા આવે ત્યારે તે સપાટાબંધ નાશી જાય કોઇ આ અવધૂતને જોઇ હસી પડે, કોઇ ગાળો દે પણ નિત્યાનંદને ગાળ અને હાસ્ય બેઉ સરખાં હતાં. રસ્તે જતાં ન્હાનું બાળક મળે તો નિત્યાનંદ આંખો ફાડી મોં પહોળુ કરી તેને બીવડાવે. છોકરૂં બિચારૂં ચીસ પાડે એટલે તેનું કાંઇ સગું દોડી આવે ત્યારે હરિદાસ તેનું સમજાવી પટાવી સમાધાન કરે. કોઇ વાર નિત્યાનંદ છલંગ મારી સાંઢ ઉપર બેશી જતા. આથી સાંઢ કોઇ વાર છલંગભેર તેમને પીઠ

પર લઇ દોડી જતો. કોઇ વાર ગબડાવી પાડતો. જો નિત્યાનંદથી સાંઢ ઉપર બેશી રહેવાતું તો 'હું મહાદેવ છું' એમ કહી સાંઢ તેમને પાડી નાખે નહિ ત્યાં સુધી તેમની પીઠપર બેસીને ફરતા. રસ્તે જતા લોક આ લીલા જોઇ વિસ્મય પામતા.

આ સમયમાં જગાઇ માધાઇ નામના બે બ્રાહ્મણ ભાઇઓ નવદ્વીપમાં ઉંચો અધિકાર ભોગવતા હતા. તેઓ લાંચ વડે કાજીને વશ કરી રૈયત ઉપર યથેચ્છ જુલમ ગુજારતા હતા તેઓને પુણ્ય પાપનું કશું જ્ઞાન ન હતું. પુષ્કળ દારૂ પીતા, બોલતા બોલતામાં ખૂન કરતા અને લોકનાં ઘર લૂંટતા. તેઓના તાબામાં સંખ્યાબંધ યોદ્ધાઓ પણ હતા. તેથી તેઓનો આટલો જુલમ છતાં તેમની સામે થવાને કોઈ હિમત ચલાવતુ નહિ વળી નવદ્વીપવાસીઓ વિદ્યારસમાં એટલા બધા નિમગ્ન રહેતા કે જગાઇ માધાઇનો જુલમ તેઓ મૂગે મ્હોંઢે સહન કરતા.

એક દિવસ નિતાઇ હરિદાસને કહે, "ચાલો, આપણે બે જણ જઇને એ બન્ને ભાઇઓને પ્રભુની આજ્ઞા જણાવીએ. તેઓ સાંભળે તો ઠીક છે અને ન સાંભળે તો આપણું શું જાય છે? આપણે તો આજ્ઞાનું પાલન કરીએ એટલે બસ." આ પ્રમાણે મસલત કરી બન્ને જણ એકી વખતે તે ભાઇઓને બારણે જઇ ઉભા. તેઓ દારૂ પી ચકચૂર બનીને બેઠા હતા. નિતાઇ કહેઃ—

"ભજ કૃષ્ણ, વલ કૃષ્ણ, લહ કૃષ્ણ નામ,
કૃષ્ણ માતા, કૃષ્ણ પિતા, કૃષ્ણ ધન પ્રાણ."

આ શબ્દ સાંભળી બન્ને ભાઈઓને ઘણો ક્રોધ ચ્હડયો. તેઓ કહે, "અરે, તમને મરણનો ભય નથી! અમારી પાસે આવીને

આવડી મ્હોટી મ્હોટી વાતો કરો છો? પકડોરે એ ઢોંગીઓને." એમ કહી તેઓ મારવા આવ્યા એટલે નિતાઇ અને હરિદાસ નાસવા લાગ્યા. હરિદાસ શરીરે ભારે હોવાથી દોડી શકયા નહિ. પણ ચાલાક નિતાઇ દોડતા જાય અને હરિદાસનો હાથ પકડી ખેંચતા જાય. પેલા ભાઇઓ પણ છાકટા હોવાથી લાંબો વખત દોડી શકયા નહિ. પણ આ દેખાવ જોઇ દ્વેષી લોકોને ખૂબ ગમત પડી. તેઓ કહે, " ઠીક થયું. રોજ આપણે ત્યાં આવી માથું ફોડતા હતા.

હરિદાસ અને નિત્યાનંદ નાશીને પ્રભુની પાસે આવ્યા. રસ્તામાં હરિદાસ નિત્યાનંદને કહે, " શ્રીપાદ, તમે ઘણા અવિચારી છો

નિતાઇ—" કેમ, મારો શો વાંક ?"

હરિદાસ—" આવા દારૂડીઆઓ પાસે જવાનું શુ પ્રયોજન?"

નિતાઇ—" હું ગયો હતો ? તમે તો મને પટાવીને તેમને ઘેર લઈ ગયા હતા અને મને તેઓના હાથે માર ખાવા રહેવા દઇ નાશી ગયા. તમે બહુ સારા."

હરિદાસ—" શું મેં તમને સમજાવ્યા હતા? તમે નહોતા કહેતા કે એ બિચારાઓની અવસ્થા જોઇ મારૂં હૈયું ચીરાઇ જાય છે ? "

નિતાઈ—" તે શું મેં ખોટું કહ્યું હતું ? તમારા પ્રભુ ઉન્મત્ત છે તેની સોબતથી હું પણ થોડો ઉન્મત્ત બન્યો છું તેમાં મારો શો વાંક ? વારૂ હરિદાસ, પ્રભુ તમારી વાત સાંભળે છે. તમે એકવાર ભગવાનને ચરણે પડી વિનંતિ નહિ કરો કે આ પામર જીવોનો ઉદ્ધાર કરે. તમને પ્રભુથી ના કહેવાશે નહિ."

હરિદાસ—" ઠીક, હવે તો તેમનો ઉદ્ધાર થઇ ચૂકયોજ.

તમારી ઇચ્છા થઈ છે તો હવે તેમના કલ્યાણમાં કોઇ પણ જાતનું વિઘ્ન આવશે નહિ."

આ પ્રમાણે વાતો કરતા કરતા બન્ને જણ પ્રભુની પાસે આવ્યા. નિત્યાનંદે સવારમાં બનેલી બધી હકીકત નિવેદન કરી. તે બોલ્યા, "પ્રભો, કાલથી હું તમારી આજ્ઞાનું પાલન કરવા નહિ જાઉં. સાધુ લોકને કૃષ્ણનામ આપવું એ ઘણું સહેલું છે પણ જગાઇ માધાઇને જો તમે કૃષ્ણ નામ લેવડાવો તોજ તમારૂ પ્રભુત્વ કહેવાય. તમે એ બન્ને ભાઇનો ઉદ્ધાર કરીને તમે કોણ છો તે જગતને જણાવો. હુ ત્યાં જાઉં છું પણ ફક્ત ગાળો ખાઇને પાછો આવું છું. લોકો મારો તિરસ્કાર કરે છે અને મારી વાત સાંભળતા નથી. તમે બારણાં બંધ કરી તમારૂં ખરૂં સ્વરૂ અમને બતાવો તેમાં લોકોને શું? તમારી શક્તિનો અમે લોકો કેવી રીતે પરિચય કરાવીએ? તેઓ તમને જાણતા નથી તેથી મને હસી કહાડે છે અને અમે બધે ઠેકાણેથી તિરસ્કાર પામ નીચે મ્હોડે પાછા આવીએ છીએ."

પ્રભુ મૃદુ હાસ્ય કરી બોલ્યા, "શ્રીપાદ, તમે જેની મંગ કામના કરો છો તેમનો જરૂર ઉદ્ધાર થવાનોજ." આ શબ્દ સાંભળ સઘળા ભકતો સમજી ગયા કે જગાઇ માધાઇનું કલ્યાણ થવાને હ વિલંબ નથી તેથી તેઓએ હર્ષભેર હરિધ્વનિ કર્યો.

જગાઇ માધાઇનું ઘર ગંગા કાંઠે હતું તોપણ તેઓ હરકે શેરીમાં મરજીમાં આવે ત્યાં તંબુ નાંખીને રહેતા. ઉપર જણાવે બનાવ જ્યારે બન્યો તે સમયે તેઓનો મુકામ શ્રીગૌરાંગના ઘર નજીકજ હતો.

સાંજ પડયા પછી પાંચ દશની સોબત સિવાય શેરીની બહાર નીકળવાની કોઈની હિંમત ચાલતી નહિ. શ્રીવાસને ઘેર કીર્ત્તન થતું હતું તેનો અવાજ સાંભળી જગાઈ માધાઇ જોવા આવ્યા. બન્ને જણે ખૂબ દારૂ પીધો હતો. ખડકીના દરવાજા બંધ હોવાથી તેઓ અંદર જઇ શકયા નહિ. માત્ર બહાર ઉભા ઉભા તેઓ કીર્ત્તન સાંભળવા લાગ્યા. સંગીતવડે તેમની દારૂની કેફમાં વધારો થયો તેથી ઉન્મત્ત બની બેઉ ભાઇ નાચવા લાગ્યા. એ પ્રમાણે નૃત્ય કરવામાં તેમણે આખી રાત્રિ પસાર કરી સવાર પડતાં કીર્ત્તન બંધ કરી ભકતજનો સ્નાન કરવા જતા હતા. જુએ છે તો દરવાજામાં જગાઇ માધાઇ ઉભેલા તેઓને સવારમાંજ નરપિશાચોનાં દર્શનથી ભય અને શંકા ઉત્પન્ન થઇ શ્રીગૌરાંગ એક કોરે રહીને જતા હતા. તેમને સંબોધીને જગાઇ માધાઇ કહે, “ અરે નિમાઇ પંડિત, આ તમારો ધર્મ કયી જાતનો છે? શું તમે દેવીની ઉપાસનાનાં ગીત ગાતા હતા? અમે સાંભળીને ઘણા ખુશી થયા છીએ. એક દિવસ અમારે ત્યાં આવી તમારે એવાં ગાયન ગાવાં પડશે.” પણ નિમાઇએ કશો ઉત્તર આપ્યો નહિ અને બીજા ભકતો પણ બ્હીકના માર્યા સપાટાબંધ ઘાટપર ચાલ્યા ગયા.

નિમાઇના ભકતો કહે છે કે જે બોલાવે તેને ઘેર પ્રભુ અવસ્ય જાય છે. જગાઈ માધાઇએ પ્રભુને બોલાવ્યા. તેથી કરીને નિમાઇ પંડિતને જગાઇ માધાઇને ઘેર કીર્ત્તન કરવા જવું પડયું. તે કાર્ય કેવી રીતે થયું તે હવે કહેવામાં આવશે.

બપોરે સઘળા ભકતો પ્રભુની પાસે આવીને કહેવા લાગ્યા કે જગાઇ માધાઇના ત્રાસથી અમે ઘણા હેરાન થયા છીએ. આ ઉત્તમ

તક મળ્યાથી નિતાઇ કહેવા લાગ્યા કે મારો પણ એવો સંકલ્પ છે કે જગાઇ મધાઇનો ઉદ્ધાર નહિ થાય ત્યાં સુધી હરિનામનો પ્રચાર કરવા હું ગામમાં જઇશ નહિ. તેમણે પ્રભુને કહ્યું, "પ્રભુ, સુપાત્રનો ઉદ્ધાર તો ઘણા લોકોએ કર્યો છે. જગતમાં જો અધમમાં અધમ અને દુષ્ટમાં દુષ્ટ માણુસો હોય તો આ જગાઇ માધાઇ છે. તેમનો ઉદ્ધાર કરીને તમે તમારૂં પતિત પાવન નામ સાબીત કરી બતાવો. આથી અમે પણ નવદ્વીપના લોકોને તમારૂં આ કાર્ય અભિમાન પૂર્વક બતાવીશું અને સહેલાઇથી હરિનામનો પ્રચાર કરીશું." નિતાઇએ સઘળા ભકતોને સમજાવી પોતાના મતના કર્યા હતા તેથી જગાઇ માધાઇના ઉદ્ધારને માટે તેઓ પણ પ્રભુને પ્રાર્થના કરવા લાગ્યા. આ માગણી કરવાને માટે સઘળા ભકતો આગળથીજ મસલત કરીને આવ્યા છે એ વાત ભગવાન સમજી ગયા. તેમણે કહ્યું, "જ્યારે તમે સઘળા એ ભાઇઓનું કલ્યાણ ઇચ્છો છો ત્યારે તેમ થવાને જરાએ વિલંબ નથી. તેમના પાપનો ઇતિહાસ જ્યારે હું સંભારૂં છું ત્યારે મારૂં હૃદય વિદીર્ણ થઇ જાય છે. પરલોકમાં તેઓને કેટલું દુઃખ વેઠવું પડશે તેનો જ્યારે વિચાર કરૂં છું ત્યારે મને ઘણોજ ખેદ થાય છે. આ ભયંકર વ્યાધિનું માત્ર એકજ ઔષધ છે અને તે હરિનામ. માટે આજે આપણે સઘળા મળીને તેમને ઘેર જઇ કીર્તન કરીએ."

પ્રભુ કહે, "સઘળા ભકતોને ખબર આપો કે આપણે એકત્ર થઈ હરિકીર્ત્તન કરતા કરતા જગાઇ માધાઇને ઘેર જઇ તેમને હરિનામ આપવું છે અને આજે જગતને હરિનામનો પ્રતાપ બતાવવો છે."

આ આજ્ઞા થતાંજ પ્રભુને ઘેર ભક્તોની ભીડ થવા લાગી. નગર સંકીર્તન કરવાની તૈયારી ચાલી રહી. આ તેમનું પ્રથમ નગર

સંકીર્ત્તન હતું. ત્યાર પહેલાં બહારના લોકોએ તેમને કદી કીર્ત્તન કરતાં જોયા ન હતા. કેટલાક ભક્તોએ ખોલ લીધી, કેટલાકે કરતાલ લીધાં, કેટલાકે શંખ લીધા, એમ જેને જે ફાવ્યાં તે વાદ્ય લઈ તૈયાર થયા. ઘણાએ તો પગે નૂપુર પણ પહેર્યાં હતાં. સંધ્યાકાળ થઇ; અદ્વૈત, નિતાઇ, શ્રીવાસ, ગદાધર, હરિદાસ, મુરારિગુપ્ત, મુકુન્દ, નરહરિ વગેરે ભક્તો કીર્ત્તન કરતા કરતા ખડકી બહાર નીકળ્યા. મુરારિ ગુપ્તે જે બનાવ નજરે જોયો તે તેમણે પોતાના પુસ્તકમાં લખ્યો છે. તેને આધારે જગાઇ માધાઇના ઉદ્ધારની હકીકત અત્રે લખવામાં આવે છે. મૃદંગ કરતાલ સાથે થતા કીર્ત્તનના ધ્વનિથી ચારે દિશા પૂરાઇ ગઇ હતી. હરિબોલની ગર્જનાઓ આકાશ પર્યંત પહોંચતી હતી. શ્રીગૌરાંગનું શરીર પ્રેમ અને આનંદથી ઢળઢળી જતું હતું. તેમના દેહદ્વારા અનેક પ્રકારના ભાવ પ્રકટ થતા હતા. દરેક પગલે થતો નૂપુરનો મધુર ધ્વનિ, વિશાળ છાતી ઉપર ડોલતી માલતિ પુષ્પની માળા, પ્રેમથી પુલકિત થયેલું શરીર, અવિરત પ્રેમ ધારાથી ગળતાં નેત્ર, હાથ, કટિ અને ચરણના મધુર અભિનય એવી સર્વ પ્રકારની શોભાયુક્ત શ્રીગૌરાંગના દેહ તરફ સર્વનાં નેત્ર સ્થિર થતાં હતાં. નિતાઇ સર્વની આગળ હતા. શા માટે તે આગળ ચાલતા હશે? કારણકે તેમણે જગાઇની માધાઇની દુર્દશા નજરે જોઇ હતી તેથી તેમનું હૃદય ચીરાઇ જતું હતું. કવિ લોચનદાસ કહે છે કે પતિત જીવને જોઇ નિત્યાનંદને મૂર્છા આવી જતી. આથીજ કરીને જગાઇ માધાઇ તરફ દયાર્દ્ર થઇ નિત્યાનંદ પોતાના ન્હાના ભાઇ નિમાઇને સમજાવી દૃઢ નિશ્ચયથી તેમનો ઉદ્ધાર કરવાને તેડી લાવતા હતા. આજે તેમના ગૌરવ અને આનંદનો પાર ન હતો. માટે તે સર્વની આગળ નૃત્ય કરતા કરતા, પ્રેમવિહ્વલ થઇ પગલે પગલે સ્ખલિત થતા,

ભક્તિનો નિશો ચ્હડવાથી ઘેરાયલી આંખોવાળા, ઘડીકમાં બાહુ ઉંચા કરી હરિબોલની ગર્જના કરી નૃત્ય કરતા, ઘડીમાં ગૌરાંગ તરફ જોઇ તો બે ભાઇઓનો ઉદ્ધાર કરવાને જાણે આજીજી કરતા હોય તેમ નિત્યાનંદ સર્વની આગળ ચાલતા હતા.

જગાઇ માધાઈ આખી રાત મદ્યપાન કરી બેશુદ્ધ થઇ ઉંઘતાજ હતા. સાંજ પડી ગઇ હતી તોપણ હજી ઉઠયા ન હતા. કીર્તનના કોલાહલથી તેમની નિદ્રાનો ભંગ થયો. આથી ગુસ્સે થઇ તેમણે ચોકીદારને કહ્યું, "જા પેલા ઘોંઘાટ કરતા આવે છે તેમને અટકાવ. અમને ઉંઘમાં ખલેલ થાય છે." તે માણસે કીર્તનોન્મત્ત ભક્તોને આ વાત જાહેર કરી પણ તેથી ન ડરતાં તેમણે અધિક ઉચ્ચસ્વરથી કીર્તન કરવા માંડયું. આથી તે નોકર પાછો ફર્યો અને જગાઇ માધાઇને કહેવા લાગ્યો કે નિમાઇ પંડિત કીર્તન કરતા કરતા આવે છે અને મારી વાત ઉપર કોઇ લક્ષ આપતું નથી.

આ વખતે બન્ને ભાઇનો નિશો લગભગ ઉતરી ગયો હતો. સિપાઇની હકીકત સાંભળી તેઓને ઘણો ક્રોધ ચ્હડયો. વસ્ત્ર પહેરતા પહેરતા, ક્રોધથી કંપતા કંપતા, ચાલનાં લથડીઆં ખાતા, ક્રોધથી રાતાં નેત્ર કરી બરાડા મારતા જે દિશામાંથી કીર્તનનો શબ્દ સંભળાતો હતો તે તરફ જવા લાગ્યા. તેમને આવતા જોઇ વૈષ્ણવો ડર્યા નહિ અને કીર્ત્તન બંધ રાખ્યું નહિ પણ ઉલટું અધિક ઉત્સાહ પૂર્વક તેમણે ગાવા માંડયું. પરંતુ તેમના ભજનથી જગાઇ માધાઇનાં હૃદય કોમળ થયાં નહિ. ઉલટો તેમને તો બમણો ગુસ્સો ચ્હડયો. વગર બોલાવે પોતાને ઘેર આવી કોઇ જોર જૂલમથી ઉપદેશ કરવા આવે તો સ્વાભાવિક રીતે હરકોઇને રીસ ચ્હડે છે તો જગાઇ માધાઈ જેવાને ચ્હડે તેમાં નવાઇ

શી ? કારણુ કે તેમને તો હરિનામ પર ખાસ વેર હતુ.

સર્વની આગળ નિતાઇ હતા તેથી જગાઇ માધાઇની પહેલી નજર તેમની ઉપર પડી. તેઓને આ પ્રમાણે ક્રોધથી ધ્રૂજતા કાંપતા આવતા જોઇ નિતાઇને ભય કે ક્રોધ ચ્હડયો નહિ પણ તેમના હૃદયમાંથી દયાની ધારા છૂટી. તેમની આવી દુર્ગતિ જોઇ નિતાઈનાં પ્રેમાળ નેત્રમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં.

બન્ને ભાઇઓએ જોયું કે સામે પૂર્વ પરિચિત સંન્યાસી ઉભો છે. અને તે આપણા તરફ કરૂણ દૃષ્ટિથી જોઈ અશ્રુપાત કરે છે. આ દેખાવ જોઇને પણ તેમનાં હૃદય પીગળ્યાં નહિ. ઉલટો તેમનો ક્રોધ વધતો ગયો.

નિતાઇ આ બન્ને ભાઇઓને પોતાની સન્મુખ ઉભેલા જોઇ અને માધાઇના કરતાં જગાઇને કંઇક વધારે સુપાત્ર જાણી તેને રડતા રડતા કહે, “ જગાઇ, હરિનામ લે અને મને તારો હંમેશનો દાસ કર. ”

નિતાઇ ગદ્ગદ્ કંઠે, અશ્રુ પૂર્ણ નેત્રે, અત્યંત કરૂણ સ્વરથી આ વચન કહેતા હતા. તે સાંભળી જગાઇના હૃદયને કંઇક અસર થઇ. પણ જગાઇના કરતાં માધાઇનું હૃદય અનેક ગણું કઠણ હતું. તેનું મન જરાએ પલળ્યું નહિ અને તેનો ક્રોધ હવે કાબુમાં રહ્યો નહિ. તેથી ગુસ્સાથી ગાંડો બનતાં, હાથમાં બીજું કાંઇ ન આવતાં એક ઠીકરું હાથમાં આવ્યું તે લઇ નિત્યાનંદના માથા ઉપર પ્રહાર કર્યો તેનાથી તેમને સખત ઇજા થઇ અને પીચકારીની પેઠે લોહીની ધારા વહેવા લાગી. પણ તે વખતે નિતાઈ ‘જય ગૌર, જય ગૌર’ બોલી આનંદપૂર્વક નૃત્ય કરવા લાગ્યા. તે શા માટે નાચતા હશે ? કારણુ કે હવે જગાઇ માધાઇનો ઉદ્ધાર જરૂર થશે એવી એમની

ખાત્રી થઇ હતી અને તેથી આનદથી નૃત્ય કરતા હતા. માધાઇ બહુ ક્રોધમાં આવી ગયો હતો. એક વખત મારીને સંતોષ ન થવાથી તેણે બીજુ ઠીકરૂં ઉગામ્યું પણ જગાઇએ તેનો હાથ પકડી રાખ્યો. તેણે કહ્યું, "તું શું કરે છે? વિદેશી સંન્યાસીને મારવામાં શો પુરૂષાર્થ છે? એને મારવાથી તને શો ફાયદો થવાનો છે?"

આ સાંભળી બન્ને ભાઇઓને નિત્યાનંદ નૃત્ય કરતા કરતા કહે, "તમે મને પત્થર માર્યો તે હું સહેલાઇથી સહન કરૂં છું પણ તમારી દુર્ગતિ હું સહી શકતો નથી. ભાઈ, હજી તારે મારવો હોય તો માર પણ એક વાર મ્હોડેથી હરિનું મધુર નામ લે."

શ્રીગૌરાંગ નિત્યાનંદની પાછળ રહી તેમનું માહાત્મ્ય જગતને બતાવના હતા. તેમની ઇચ્છા એવી હતી કે આ પાપીઓનો ઉદ્ધાર નિત્યાનંદને હાથેજ થાય. તેથી તેમના ઉપર ગુજરેલા જુલમની વાત પ્રભુના જાણવામાં આવી ન હતી. એક વૈષ્ણવે દોડી જઇ તેમને ખબર આપી એટલે તેમણે આવી નિત્યાનંદને પકડી લીધા. નિતાઇના માથામાંથી લોહીની ધારા વહેતી હતી તોપણ આનંદથી તેમનું શરીર પુલકિત થયું હતું. પ્રભુએ પોતાના હસ્તનો સ્પર્શ કરી રક્તધારા બંધ કરી. પછી માધાઇ તરફ ફરીને તેમણે નિતાઇને મારવાનું કારણ પૂછ્યું.

બોલતા બોલતામાં પ્રભુ ક્રોધાવિષ્ટ બની ગયા. આ અવતારમાં તેમનો ક્રોધ ઘણું કરીને પહેલો અને છેલ્લોજ હતો. તેમણે સ્વમુખે કહ્યું હતું કે મારો આ અવતાર પાપીઓનો નાશ કરવાને નહિ પણ પ્રેમવડે ઉદ્ધાર કરવાને માટે છે. તેથી શ્રીગૌરાંગ દયા અને પ્રેમના મહાસાગર જેવા હતા તોપણ પોતાના અત્યંત પ્રિય બંધુ નિત્યાનંદ ઉપર ગુજરેલો બળાત્કાર જોઇ તેમણે પ્રેમ અને દયાને ગુપ્ત

રાખી તે બન્ને ભાઇઓ તરફ કરડી નજરે જોઈ કહ્યું, "હે પાપાત્માઓ ! આટલાં આટલાં પાપાચરણ કર્યાં છતાં પણ તમારી પાપવૃત્તિ શાંત ન થઇ ? હજી પણ તમને પાપ કરતાં અટકવાનું મન ન થયું ? આખી જીંદગી સુધી નાના પ્રકારનાં પાપાચરણ કર્યાં અને આજે તમે નિત્યાનંદને મારી શું તમારા પાપવ્રતની પ્રતિષ્ઠા કરવા ધારો છો ?"

જગાઇ માધાઇએ અત્યાર સુધી કોઇની આગળ મસ્તક નીચું નમાવ્યું ન હતું. તેઓના તાબામાં સેંકડો હથિઆરબંધ સિપાઇઓ હતા. તેમણે ધાર્યું હોત તો એક પલકમાં વૈષ્ણવોની કતલ કરાવી શકત. તેઓ નવદ્વીપના મુખ્ય અધિકારી હતા. છતાં નિમાઇ પંડિત તેમને ધમકાવે છે અને તેઓ અપરાધીની પેઠે નીચી નજરે મ્લાન વદને સહન કરે છે તેનું કારણ શું હશે ? નિમાઇને દેખતાંજ માધાઇ જડવત્ બની ગયો. હાથ પગ કાંઇ હલાવી શક્યો નહિ; પ્રભુ ફરીથી કહે, "હે દુષ્ટો ! નિત્યાનંદે તમારૂં શું બગાડ્યું હતું કે તમે તેમને માર્યા ? પરદેશી નિરપરાધી સંન્યાસીને મારતાં તમને જરા પણ દયા ન આવી ? તમને મારવાનું મન હતું તો મને કેમ ન માર્યો ? તમારા અને જગતના પરમ બંધુ અક્રોધ અને અભિમાન શૂન્ય નિત્યાનંદને મારીને તમે તમારા પાપના ઘડાને પૂર્ણ કર્યો છે. આજે તમને તમારા અપરાધને યોગ્ય સજા કરૂં છું."

જેમ ખૂની પાંજરામાં ન્યાયધિશની સન્મુખ ઉભો હોય અને તેના સામું ભયને લીધે ધ્રૂજતો ધ્રૂજતો જોઇ રહે તેમ અમને શી શિક્ષા થશે તેનો વિચાર કરી પ્રભુના મુખ તરફ જોઇ બન્ને ભાઇઓ થર થર ધ્રૂજવા લાગ્યા. કારણ કે પોતે અપરાધી હતા અને સજાને

પાત્ર હતા અને પ્રભુ તેમને સજા કરવાને સમર્થ છે એવો દૃઢ વિશ્વાસ તેમના મનમાં બેસી ગયો હતો. પછી પ્રભુએ મ્હોટેથી 'ચક્ર, ચક્ર' એવો પુકાર કર્યો. તેમ થતાં સઘળા સ્તંભિત થઇ ગયા. મુરારિ ગુપ્તના શરીરમાં ઘણી વાર હનુમાનનો આવિર્ભાવ થતો. તે વખતે તે અસાધારણ સામર્થ્ય બતાવતા. આ વખતે હનુમાને મુરારિના દેહમાં પ્રવેશ કરી મોટી ત્રાડ નાંખી કહ્યું, "પ્રભુ, સુદર્શનને કેમ બોલાવો છો? મને આજ્ઞા કરો. એક ક્ષણમાં બન્નેને યમ પાસે મોકલી દઉં."

પ્રભુ જ્યારે ચક્રનું આવાહન કરતા તે વખતે નિતાઇ ચકિત અને ઉત્કંઠિત થઇને ઉભા હતા. પણ જ્યારે તેઓનો વધ કરવાની મુરારિએ ઇચ્છા બતાવી ત્યારે નિતાઇ પોતાના માથામાં થતી સર્વ વેદના ભૂલી ગયા તેમણે મુરારિના બે હાથ પકડી કહ્યું, "ભાઇ, ક્ષમા કર" આમ કહે છે તે વખતે તેમણે જોયું કે એક દિશાએથી અત્યંત તેજોમય કોઇક ચીજ વેગભર માધાઇ તરફ ચાલી આવે છે. આ જોઇ નિત્યાનંદે બે હાથ જોડી ચક્રની સ્તુતિ કરવા માંડી. "હે સુદર્શન! ક્ષમા કરો. તમે આ ભાઇઓને મારશો નહિ, હું પ્રભુને ચરણે પડી તેમનો આવરદા માગી લઉં છું." એમ કહી નિત્યાનંદ કાલાવાલા કરી પ્રભુને કહેવા લાગ્યા, "હે પ્રભુ! આ અવતારમાં તમારે કોઇને પણ સજા કરવાની નથી એ વાત તમે કેમ ભૂલી ગયા? હું હાથમાં ચક્ર લઇશ નહિ અને મલિન જીવોને પ્રેમ અને ભક્તિના રસમાં ડૂબાવીને તેમનો ઉદ્ધાર કરીશ એવું તમે અમને નથી કહ્યું? દુષ્ટોનો વધ કરશો તો પછી ઉદ્ધાર કોનો કરશો?"

નિત્યાનંદ આ પ્રમાણે કહેતા હતા તે જગાઇ, માધાઇ, ભક્તજનો તથા આ કોલાહલ સાંભળી જોવા આવેલા સઘળા લોકો નિશ્ચલ

ચઇને સઘળું જોતા હતા અને સાંભળતા હતા.

નિત્યાનંદે જગાઇ માધાઇ તરફ આંગળી કરી કહ્યું, "પ્રભો આ બેના જીવ મને આપી દો. હું તેમના વડે તમારાં દીનબંધુ અને પતિત પાવન એવાં નામનું ખરાપણું જગતને બતાવીશ." પણ તેમના કાલાવાલાથી ગૌરાંગનું હૃદય કોમળ થયું નહિ. તે જોઇ વળી નિત્યાનંદ કહે, "પ્રભુ! મને બહુ નથી વાગ્યું, જગાઇ માધાઇ માત્ર મને ભય બતાવવા ગયા તેમાં એકાએક વાગી ગયું. મને મારવાનો તેમનો વિચાર ન હતો. પ્રભુ! હું સત્ય કહું છું કે મને બિલકુલ વેદના થઇ નથી. હવે કપટ વેશનો ત્યાગ કરો. હું સમજુું છું કે તમે જે કંઇ કરો છો તે મારી કીર્તિ વધારવા અને મારા માનનું રક્ષણ કરવા માટેજ કરો છો. મારૂં માન ભલે જાય; માત્ર તમારા અભય ચરણકમળમાં આ બે દુ:ખી જીવોને સ્થાન આપો.

જગાઇ માધાઇના ઉદ્ધારને માટે નિત્યાનંદનો આગ્રહ, વિનંતિ ઉત્કંઠા, વ્યગ્રતા, કાલાવાલા અને અડગ નિશ્ચય, ઉંચી દૃષ્ટિ કરી તેમણે સુદર્શનની કરેલી પ્રાર્થના, બે હાથે મુરારિના પગ પકડી તેમના કરેલા કાલાવાલા, વળી પ્રભુના ચરણ પકડી અશ્રુપૂર્ણ નેત્રે કરેલી વિનંતિ સાંભળી માત્ર ત્રણ જણ સિવાય સઘળા લોકોનાં હૃદય પીગળી ગયાં. તે ત્રણ જણમાં એક પ્રભુ પોતે અને જગાઇ માધાઇ. તેમને જીવતદાન આપવા માટે નિત્યાનંદ જે ભિક્ષા માગતા હતા તેનો એક શબ્દ પણ તેમને કાને પડયો ન હતો. તેમનાં નેત્ર તો પ્રભુના વદન ઉપર સ્થિર થઇ ગયાં હતાં. તેઓને પ્રભુના ચહેરામાં રુદ્રનું દર્શન થતું હતું; દયાનું એક ચિહ્ન પણ દેખાતું ન હતું. આ જોઇ તેઓ ભયને લીધે એકદમ સ્તબ્ધ બની ગયા હતા.

જ્યારે નિત્યાનંદે જોયું કે કોઇપણ પ્રકારે ભગવાનનો ક્રોધ

ઉતરતો નથીં ત્યારે તેમણે નિરૂપાય થઇ કહ્યું, " પ્રભુ, એક વાત સાંભળો. તમે બન્નેને મારી શકશો નહિ. કારણ કે જગાઇએ મારો પ્રાણ બચાવ્યો છે."

આ સાંભળતાંજ પ્રભુનો ક્રોધ એકદમ ઉતરી ગયો. તેમણે કહ્યું, " જગાઇએ તમારો પ્રાણ બચાવ્યો ? શી રીતે ?" નિતાઇ કહે, " જ્યારે માધાઇએ મને બીજીવાર ઠીકરૂં મારવા માંડયું ત્યારે જગાઇએ તેને હાથ પકડી અટકાવ્યો અને પરદેશી સંન્યાસીને મારવા માટે તેણે પોતાના ભાઇનો તિરસ્કાર પણ કર્યો. તેથી માધાઇ મને બીજીવાર મારી શક્યો નહિ."

પ્રભુ કહે, " તમે બોલો છો શું ? આ જગાઇએ માધાઇનો હાથ ઝાલી તમારો બચાવ કર્યો ? અરે જગાઇ ! તેં મારા નિત્યાનંદને બચાવ્યા ત્યારે તો હું તારોજ થયો છું. આવ હું તને પ્રસાદ આપું." એમ કહી શ્રીભગવાન નિમાઇએ સર્વના દેખતાં તે અધમ અસ્પૃશ્ય, પામર, સેંકડો નરનારીઓની હત્યા કરનાર દૈત્યને ગાઢ આલિંગન દીધું.

જગાઇ કાંઇ બોલવા ગયો પણ બોલાયું નહિ અને મૂળમાંથી કપાયલા વૃક્ષની પેઠે લાંબો થઇને બેશુદ્ધ અવસ્થામાં પૃથ્વી ઉપર પડી ગયો.

માધાઇ આ સઘળું જોતો હતો. ભગવાનની રૌદ્ર મૂર્તી જોઇ અને હવે તેમની કરૂણામય કાંતિ પણ જોતો હતો. તેણે જોયું કે પોતાના સર્વ પાપકર્મનો સોબતી અને અર્ધભાગી જગાઇ શ્રીગૌરાંગના ચરણને હૃદય આગળ રાખી જમીનપર પડયો છે અને તેને અશ્રુવડે ધોઇ રહ્યા છે. આથી માધાઇના દિલમાં ચૈતન્યનો ઉદય થયો અને "મને ક્ષમા કરો" એમ કહી તે પણ શ્રીગૌરાંગના ચ-

રણુ આગળ ઢળી પડયો.

તરતજ પ્રભુ બે ડગલાં પાછા હઠી ગયા અને બોલ્યા, "હે અધમ ! તું સત્તા અને ઐશ્વર્યથી ઉન્મત્ત થઇ ગરીબ લોકોપર અત્યંત જુલમ કરનાર એક મોટો અધિકારી છે છતાં ભોંય ઉપર કેમ લોટે છે ? નવદ્વીપનો રાજા થઇ તને ભોંયપર આળોટતાં શરમ નથી આવતી ? માધાઇ ! તારો ઉદ્ધાર મારાથી નહિ થાય." આ સાંભળી માધાઇ ગળગળો થઇને બોલ્યો, "તમે જગતના પિતા છો છતાં મારો ત્યાગ કરશો ત્યારે હું કોની પાસે જઇશ ? પ્રભુ, અમે બન્ને ભાઇઓએ સઘળાં પાપ સાથેજ કર્યાં છે તમે દયા લાવી જગાઇનો ઉદ્ધાર કર્યો અને મને તરછોડો છો એ તમને ઘટતું નથી."

પ્રભુ કહે, "જગાઇ મારો અપરાધી હતો. જે મારો અપરાધ કરે છે તેને પાપમાંથી મુક્ત કરવાને માટે મારે કોઇને પૂછવું પડતું નથી. પણ માધાઇ ! તું નિત્યાનંદનો અપરાધી છે. મારા ભક્તોનો જે અપરાધ કરે છે તેમને હું માફી આપી શકતો નથી. તેમ કરું તો ભક્તદ્રોહીઓને મેં ઉત્તેજન આપ્યું કહેવાય. દુષ્ટ માધાઇ ! ક્રૂર જુલમગાર ! તને ઉત્તેજન આપવું એ દયાનું કામ નથી તને સજા કરવી એજ મોટી દયા છે."

આ સાંભળી માધાઇ નિરૂપાય થઇને કહે, "પ્રભુ, હું તમારી દયા માગતો નથી કારણ કે મેં એટલાં બધાં પાપ કર્યાં છે કે હવે માફીને અવકાશ નથી. તોપણ હું તમને સરળતાથી મારા મનની વાત કહું છું. મારા હૃદયમાંથી આશાનું કિરણ હોલવાઇ જતું નથી. તમે મારો તદ્દન પરિત્યાગ કરશો એ મારાથી જરાએ માની શકાતું નથી. માટે તમે મને કહી દો કે હું કેવી રીતે તમારી કૃપા મેળવવાનો પ્રયત્ન કરું. તમે કહેશો તેમ હું કરીશ."

આ વચન સાંભળી ભગવાનનું હૃદય દ્રવી ગયું. તેમણે મનનો ભાવ ગુપ્ત રાખવાનો પ્રયત્ન કર્યો પણ અશ્રુથી છલાછલ ભરાયલી આંખો વડે તે ગુપ્ત રહી શકયો નહિ. તોપણ તેને હૃદયમાં બને તેટલો સમાવીને તેમણે કહ્યું, "માધાઇ ! તેં નિત્યાનંદને પ્રહાર કર્યો છે તેથી તું તેમનો અપરાધી છે. તે દયામય છે. તેમને ચરણે નમ. તે જો તને માફ કરે તોજ તું પાપમાંથી મુક્ત થઇ શકીશ." આ વાત સાંભળતાંજ માધાઇ શ્રીગૌરાંગના પગ છોડી દઇ નિત્યાનંદને પગે વળગ્યો અને બોલ્યો, "પ્રભો ! તમે ક્ષમા કરશો તોજ ભગવાન મને પોતાના ચરણુમાં સ્થાન આપશે."

શ્રીગૌરાંગે તરતજ નિત્યાનંદના હાથ પકડી કહ્યું, "શ્રીપાદ, તમે કેવા દયાળુ છો તે તો માધાઇ ક્ષમા માગવા આવ્યો ત્યાર પહેલાંજ તેના ઉદ્ધારને માટે પ્રાર્થના કરી તમે જગતને બતાવી આપ્યું છે. પણ એ યોગ્ય નથી. કેમકે તેમ કર્યાથી આવા પાપીઓને પોતાના અપરાધનું મહત્વ સમજાશે નહિ. માટે મેં માફી સારૂં એને તમારી પાસે મોકલ્યો છે અને હું તેને માફ કરવા તમારી વિનંતિ કરૂં છું કે જેથી કરીને પોતાનો ગુન્હો કેટલો ગંભીર છે તે એના સમજવામાં આવે. શ્રીપાદ, તમે માધાઇને ક્ષમા કરો. કારણ કે પાપને માટે પસ્તાવો કરી શરણે આવનાર જીવ તરફ સાધુજનો ક્ષમાદૃષ્ટિ રાખે છે. માટે આ અધમ પ્રાણીને ક્ષમા કરી સાધુઓ અને પાપાત્માનો ભેદ જગતને સ્પષ્ટ સમજાવો."

આ સાંભળી નિતાઇ ગળગળા થઇ ગયા અને બોલ્યા, "પ્રભુ, તમે માત્ર મને નિમિત્ત બનાવી આ લોકોનો ઉદ્ધાર કરવા માગો છો તે હું જાણું છું. મારૂં ગૌરવ વધારવા માટે તમે તેને મારી પાસે ક્ષમા માગવા મોકલ્યો છે. ભલે, તમારી ઇચ્છા

પૂર્ણ થાઓ. હું તેને ક્ષમા કરૂં છું. વળી હું તમને સાચા દિલથી કહું છું કે મેં કોઈપણ જન્મમાં સત્કર્મ કર્યાં હોય તે સર્વ હું માધાઇને આપું છું. તમે માત્ર આ પરમ દુઃખી સંતપ્ત જીવને તમારા ચરણમાં સ્થાન આપો."

પછી નિતાઈ ભૂમિલુંઠિત માધાઇને સંબોધીને બોલ્યા, "હે પામર ! આ કૃપાસિંધુ ભગવાને તારાપર ક્યારની કૃપા કરી છે તે તું જાણતો નથી? તારે માટે ભગવાન પોતે મારા કાલાવાલા કરે છે. આવ, માધાઇ તને આલિંગન દઉં." એમ કહી નિત્યાનંદે માધાઇને ઉઠાડીને આલિંગન દીધું એટલે તે પણ બેશુદ્ધ થઇને જગાઇની પાસે પડી ગયો. પછી બન્ને ભાઈ ઘણીવાર એવીને એવી અવસ્થામાં પૃથ્વીપર પડી રહ્યા. તેમના ડોળા ઉંચા ચ્હડી ગયા હતા. નેત્રમાંથી ઝીણી ઝીણી આંસુની ધાર વહેતી હતી. ગાત્ર નિશ્ચેષ્ટ અને શિથિલ હતાં અને ભકતો હરિબોલની ગર્જના કરી તેમની આસપાસ ચારે બાજુએ નૃત્ય કરતા હતા.

પછી તે ઠેકાણે એટલો તો કોલાહલ થયો અને ભક્ત હો વા ન હો પણ સર્વ મનુષ્યો વિવિધ પ્રકારના ભાવથી અભિભૂત થઇ ગયા કે પ્રભુ અને તેમના ભકતોને ત્યાં વધારે વાર થોભવું ગમ્યું નહિ. જગાઇ અને માધાઇને ઉપરોક્ત અવસ્થામાં પડી રહેવા દઇ પ્રભુ ત્યાંથી પોતાના ભકતો સહિત ઘર તરફ પાછા ફર્યા. પ્રભુ પોતે ઘરમાં ગયા અને ખણા ખરા ભકતો શ્રમ ઉતારવા આંગણામાં બેઠા હતા. ઉપર વર્ણવેલી અદ્ભુત ઘટના તેઓ જાતે જોવા પામ્યા તેથી તેઓમાં બોલવાની શક્તિ રહી ન હતી. સઘળા પોતાના મનના ભાવમાં મશગુલ થઇ બેઠા હતા. રાત પડવા આવી હતી એવામાં બહારથી 'મહારાજ, મહારાજ' એવી બૂમ સંભળાઇ. તપાસ કરતાં માલુમ

પડયું કે બૂમ મારનાર જગાઇ માધાઇ પોતેજ હતા. પ્રભુએ તેમને તેડી લાવવા મુરારિ ગુપ્તને આજ્ઞા કરી. હનુમાનભાવથી આવિષ્ટ થયલા મુરારિ પોતાની આવેશની અવસ્થામાં અદ્ભુત બળ ધરાવતા હતા. જગાઇ માધાઇના જેવા બળવાન પુરૂષો નવદ્વીપમાં ન હતા. તેથી તેમને પોતાના સામર્થ્યનું ઘણું અભિમાન હતું. તે અભિમાન તોડવાને મુરારિએ તેમને દરેકને એક હાથે નાના બાળકની પેઠે ઉપાડી ભગવાનની સામે આણીને હાજર કર્યા. તેઓ શ્રીગૌરાંગના આંગણામાં લાંબા થઇને પડયા અને પડતાં પડતાં બેશુદ્ધ થઇ ગયા. પછી પ્રભુએ નિત્યાનંદને કહ્યું, "શ્રીપાદ, તમે આ બન્ને જણને ગંગા કાંઠે લઇ જઇ તેમના કાનમાં હરિનામ આપો." એમ કહી પ્રભુ અને ભક્તજનો જગાઇ માધાઇને લઇ કીર્તન કરતા કરતા ગંગા કાંઠે આવ્યા. તેઓ બન્ને જણ બેશુદ્ધ હતા તેથી તેમને ઉંચકીને આણવા પડ્યા અને ગંગા કાંઠે મુડદાની માફક સૂવાડયા. આ બનાવથી આખું નવદ્વીપ શહેર ઉપરતળે થઈ ગયું. જગાઇ માધાઇની વાત આખા ગામમાં ફેલાઇ ગઇ હતી. તેથી આ વખતે ઘાટ ઉપર હજારો માણસો દોડી આવ્યાં હતાં. જાણે કોઇ મદોન્મત્ત વાઘને માર્યો હોય અગર પકડયો હોય અને તેને જોવા જેમ ગામડીઆઓનાં ટોળે ટોળાં ભેગાં થાય તેમ જગાઇ માધાઇ પકડાયા છે તે જોવાને માટે આખું નવદ્વીપ શહેર ઉમટયું અને ઘાટ ઉપર માણસોનો મોટો સમુદાય એકઠો થયો. જેઓ પ્રથમ શહેરના માણસોને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવતા હતા, જે જગાઇ માધાઇ નવદ્વીપના રાજા હતા, ધારે તેને મારી શકે એવા હતા, શહેરમાં લોકો ઉપર ફૂલ અખત્યાર ભોગવતા હતા તેઓ આજે દીનથી દીન

ત્યાં ઉભા રહેલા સર્વ લોકો સાંભળી શકે એવી રીતે કહ્યું, "શ્રીપાદ નિત્યાનંદ, મેં તમને આ બે જીવો સોંપ્યા છે. તમે તેમને ગંગાસ્નાન કરાવીને હરિ નામ આપો."

જગાઇ માધાઇ તે વખતે બેશુદ્ધ હતા તેથી તેમને ઉંચકીને ભકતો જળમાં લાવ્યા. તેમને જેવો પાણીનો સ્પર્શ થયો કે તરત તેમને શુદ્ધિ આવી. પછી ગૌરાંગ પ્રભુએ, ભકતોએ અને જગાઇ માધાઇએ ગંગાસ્નાન કર્યું.

કાંઠે ઉભા ઉભા હજારો માણસો આ લીલા નિહાળતા હતા. રાત્રિ અજવાળી હતી તેથી જોવાને કશી વાતની અડચણ હતી નહિ. સઘળા ભકતો જળમાં ઉભા હતા. વચમાં શ્રીગૌરાંગ અને જગાઇ માધાઇ હતા. તેમના હાથમાં ત્રાંબુ અને તુળસી આપી શ્રીગૌરાંગે બધા લોકો સાંભળે તેમ મ્હોટેથી કહ્યું, "હે જગન્નાથ! હે માધવ! તમે આજ સુધીમાં જેટલાં પાપ કર્યાં છે તેનો ત્રાંબુ, તુળસી અને ગંગાજળ સાથે ઉત્સર્ગ કરી મને આપો અને તમે નિષ્પાપ અને નિર્મળ થાઓ." એમ કહી તેમનાં પાપ લેવાને માટે સર્વના દેખતાં પ્રભુએ હાથ લાંબા કર્યા.

તે વખતે જગાઇ અને માધાઇ અત્યંત દીન અને રડમસ બની ગયા. પ્રભુના મુખ તરફ જોઇ તેઓ કહે, "ભકતો તમને પુષ્પ અને ચંદન અર્પણ કરે છે અને અમે બે પાપી ભાઇઓ તમને અમારાં પાપ આપીએ છીએ. ધિક્કાર છે અમને! પ્રભુ! અમે તેમ નહિ કરીશું. અમે પાપ કર્યાં છે તેની આપ અમને યોગ્ય સજા કરો. તમે એટલી કૃપા કરો કે અમને તમારાં ચરણારવિંદની વિસ્મૃતિ ન થાય. તેમ થશે તો અમને ઘણી વેદના થશે નહિ. પણ અમે તમને પાપ તો નહિજ આપી શકીએ."

"ગૌરાંગ પ્રભુએ ફરી અંજલિ ધરી અને બીજીવાર જગાઈ માધાઇને પાપનું દાન કરવા કહ્યું, પણ તેમણે તો પ્રથમ આપ્યો તેનો તેજ ઉત્તર આપ્યો. તેથી તેમણે કહ્યું, "જગાઇ માધાઇ ! તમારાં પાપ મને આપો અને સુખે હરિનામ લ્યો." માધાઈ કહે, "પ્રભુ, અમને ક્ષમા કરો. અમારાથી તમને પાપ કેમ અપાય ? જ્યાં સુધી સૂર્ય ચંદ્ર રહેશે ત્યાં સુધી લોકો કહેશે કે તે બે દુષ્ટોએ ભગવાનને પોતાનાં પાપ આપ્યાં."

આ ઉપરથી નિત્યાનંદ માધાઇને કહે, " માધાઇ, તું મૂર્ખની માફક કેમ બોલે છે! ભગવાન તો પતિત પાવન છે. એવું કહેનારા ઘણા છે કે ભગવાન તો સાધુનો બંધુ અને પાપીઓનો શત્રુ છે. તેમ કહીને તેઓ ભગવાનની નિંદા કરે છે. પ્રભુ પતિત પાવન છે તેની આજે તમે જગતને સાક્ષી આપો. તમે એમ સમજો છો કે પ્રભુને પાપ આપ્યાથી અમને કલંક લાગશે ? પણ તમને અપજશ મળવાથી ભગવાનનો જશ વધશે. ભલે, મનુષ્યને અપજશ મળે પણ તેથી જો ભગવાનનો મહિમા વધતો હોય તો તેમ થવા દો. આજે ભગવાનનો યશ તમારા વડે જગતમાં પૂર્ણ અંશે પ્રકાશિત થશે. માટે એક પળનો પણ વિલંબ ન કરતાં તમારાં સર્વ પાપ ભગવાનને અર્પણ કરી દો."

પછી ગંભીર સ્વરે ગૌરાંગપ્રભુ કહે, " જગાઇ માધાઇ ! હું આજે તમારા પાપની ભિક્ષા માંગું છું. મને તમારાં પાપ આપીને તમે પવિત્ર થાઓ." પછી નિત્યાનંદ દાન મંત્ર ભણ્યા. જગાઈ માધાઇએ તે મંત્ર ભણીને ભગવાનના હાથમાં પોતાનાં પાપ અર્પણ કર્યાં. તે લઇને પ્રભુ કહે, " તમારાં સર્વ પાપ હું આજે ગ્રહણ કરું છું."

પ્રભુના અંતરગ ભક્તોના જોવામાં આવ્યું કે તે સમયે ભગવાનનો સુવર્ણ રંગ બદલાઇને શ્યામ થઇ ગયો અને તેવી સ્થિતિ કેટલીક ક્ષણ પર્યંત રહી. પછી સઘળાએ સ્નાન કર્યું અને પ્રભુને ઘેર આવ્યા. આવીને તરતજ તેમણે કીર્તનનો આરંભ કર્યો અને તે દિવસના નૃત્યના નાયક જગાઇ માધાઇએ ત્યાં બેસી કીર્તન જોયું. ભક્તોની સાથે તેઓ પણ નૃત્ય કરવા લાગ્યા અને જેમના ભયથી ઘાટ ઉપર જતાં ભયને લીધે ધ્રૂજી ઉઠતાં તે શચી દેવી-અને વિષ્ણુપ્રિયા આજે પોતાના ઘરમાંજ તે દૈત્યોને નાચતા જોતાં હતાં. પણ જગાઇ માધાઇનો આનંદ લાંબો વખત ટક્યો નહિ. થોડી વારમાં તેઓ રોઇ પડયા અને ઘણું ઘણું સમજાવ્યા છતાં પણ શાંત થયા નહિ.

તે બન્ને ભાઇઓ પછી ઘેર ગયા નહિ અને ભક્તોને ઘેરજ રહ્યા. પણ તેમની અંતઃવેદનાથી ભક્તોનો જીવ બળતો. તેઓ ખાતા નહિ. રોજ બે લક્ષ હરિનામનો જપ કરવો અને કરેલાં પાપનો પશ્ચાતાપ કરવો એજ તેમનું કાર્ય હતું. નિત્યાનંદ પણ મોટી મૂંઝવણમાં આવી પડયા. તેમણે ઘણુંએ સમજાવ્યા પણ એ ભાઇઓના દિલને શાંતિ મળી નહિ. તેમણે લાખો વાર કહ્યું અને સમજાવ્યું કે હવે તમે નિષ્પાપ છો પણ તેમના મનનું સમાધાન થતું નહિ.

માધાઇ નિત્યાનંદને કહે, "પ્રભુ! મેં તમને પ્રહાર કર્યો તેનું મને દુઃખ નથી કેમકે તમે મારા પિતા અને હું તમારો પુત્ર છું. અણસમજુ બાળક હોય તે પિતાને મારી બેસે છે. પણ મેં કેટલા કેટલા માણસોને ઇજા કરી છે તે પાપનું નિરાકરણ હું કરી શકતો નથી. એવી ઇચ્છા થાય છે કે જાણે દરેકની માફી માગું. પણ તેઓ ઘણા એટલે હવે મને તેમનાં નામ પણ યાદ નથી. મારા

ઉન્મત્તપણામાં મેં કોને કોને દુઃખ દીધું છે તે જાણતો નથી. મને જો તે બધા લોક મળી આવે તો હું તેમને ચરણે પડી મારી માગું તો મારા હૃદયનો તાપ ઓછો થાય."

નિત્યાનંદની સાથે આ પ્રમાણે મસલત કરી માધાઇ ગંગાના ઘાટ ઉપર ગયા. શરીર પર માત્ર એક જીર્ણ અને મલિન વસ્ત્ર પહેર્યું હતું. ઉપવાસ, વિલાપ અને ઉજાગરાથી શરીર લેવાઇ ગયું હતું. માધાઇ નવદ્વીપના કોટવાળ, ઘાટની એક બાજુએ બેસી માળા લઇ હરિનામના જપ કરતા હતા. કોઇ આવે એટલે ઉઠીને માધાઇ તેને પગે લાગે અને ગદ્દગદ સ્વરે કહે, "ભાઇ, કૃપા કરી મારો ઉદ્ધાર કરો. જાણ્યે અજાણ્યે જો મારાથી તમને કોઇ પણ જાતનું દુઃખ દેવાયું હોય તો મને ક્ષમા કરો. તમે ક્ષમા કરશો તો પ્રભુ મને ક્ષમા કરશે."

બાળક કે વૃદ્ધ, પુરુષ કે સ્ત્રી, બ્રાહ્મણ કે ચંડાળ દરેક જણને પગે લાગી માધાઇ આ પ્રમાણે કલ્પાંત કરતા. નદીઆના મુખ્ય અમલદારનો આવો ભાવ જોઇ બધાં ક્ષમા આપતાં એટલુંજ નહિ પણ તેમની દીનતા જોઇ ઘણાંનાં નેત્રમાં અશ્રુ આવી જતાં. આ પ્રમાણે માધાઇના દૃષ્ટાંતથી લોકનાં મન નિર્મળ અને કોમળ થવા લાગ્યાં અને તેથી હરિનામનો પ્રચાર વધારે થતો ગયો. માધાઇ શ્રીવાસને ઘેર રહેતા પણ ત્યાં જમતા નહિ. નિત્યાનંદ એમને ઘણું એ સમજાવે પણ તે જરાએ અન્ન ચાખે નહિ. આખો દિવસ કલ્પાંત-જ કર્યા કરે. આથી એક દિવસ નિત્યાનંદે આ સમાચાર ગૌરાંગ પ્રભુને કહ્યા. તેથી તે માધાઇ પાસે જાતે આવ્યા. તે આવીને જુએ છે તો માધાઇ પાસે ભાણું પીરસેલુંજ પડયું છે પણ તે જમતા નથી.

માત્ર રડયા કરે છે. શ્રીગૌરાંગ તેમની પાસે બેઠા અને પ્રેમથી કહેવા લાગ્યા, "માધાઈ, તારાં સર્વ પાપ મેં ગ્રહણ કર્યા છે અને હું તારી સામે આવીને બેઠો છું. હવે તારે જે કાંઈ માગવાનું બાકી હોય તે માગ. હું આપવા તૈયાર છું. પણ તું શાંત થા."

માધાઈએ કહ્યું, "પ્રભુ! હું સર્વ સમજું છું. જ્યારે તમે મારી સન્મુખ છો તો પછી મને શેની ઇચ્છા હોય? વળી તમે મારાં પાપ ગ્રહણ કર્યા છે એટલે હવે હું પાપથી મુક્ત થયો છું તે પણ જાણું છું. પણ મને મારા પાપોનાં સ્મરણથી રડવું નથી આવતું પણ તમારી દયાનું સ્મરણ થઈ આવવાથી રડું છું મેં જે જે પાપ કર્યાં છે તેના બદલામાં જો મને યોગ્ય સજા થઈ હોત તો મને આટલું દુઃખ થાત નહિ. હું અસ્પૃશ્ય પામર છું તેનો વિચાર ન કરતાં તમે મારા તરફ આટલી બધી કરૂણા બતાવો છો તેથી મારી આત્મગ્લાનિ ઘણી વધે છે આપ મને મારી પાસે બેસીને જમવાનું કહો છો. પણ તમે કોણ? હું કોણ? પ્રભો! તમને શું કહું? તમે મારા પર જેમ જેમ વધારે કૃપા કરો છો તેમ તેમ મારો સંતાપ વધતો જાય છે"

આ ઠેકાણે પ્રશ્ન એ થાય છે કે ભગવાને પોતે જ્યારે માધાઈનું પાપ ગ્રહણ કર્યું તોપણ તે શા માટે રૂદન કરતા હશે? તેનો જવાબ એ છે કે ઈશ્વર સર્વશક્તિમાન છે. તે હરકોઈ કાર્ય કરી શકે છે છતાં તે પોતાના અચળ નિયમોનો કદિ ભંગ કરતો નથી. હૃદયમાં જ્યારે પાપ પ્રવેશ કરે છે ત્યારે તે પાપ પશ્ચાત્તાપના અગ્નિથી પીગળી જઈ નેત્રમાંથી અશ્રુરૂપે બહાર નીકળે છે. એ તેનો નિયમ છે. માધાઈની બાબતમાં પણ તેમજ થયું. જો કે પ્રભુએ તેનું પાપ ગ્રહણ કર્યું તોપણ પાપનું ફળ જે સંતાપ તે તો તેણે વેઠવોજ જોઇએ. ભગવાનની એવી આજ્ઞા છે કે પાપનું ફળ તો અવશ્ય ભોગવવું પડશે.

ગૌરાંગ પ્રભુએ માધાઈના પાપનો નાશ તો કર્યો પણ તેમણે પોતાના મહા નિયમનો ભંગ કર્યા વિના એ કાર્ય સિદ્ધ કર્યું તે ઇચ્છા મય અને સર્વેશ્વર છે છતાં પણ ન્હાના બાળકની પેઠે મરજીમાં આવે તેમ વર્તન કરતા નથી.

જેમણે ગૌર દેહ ધારણ કર્યો છે તે વાસ્તવિક રીતે નિત્ય અને ચિન્મય છે અથવા કેટલાક લોકના મત પ્રમાણે તેમના દેહમાં રાધા અને કૃષ્ણ વિરાજમાન છે આમ હોવા છતાં કોઈ પ્રશ્ન કરે કે તેમને શા માટે ખાવું પડતું? શા માટે ઔષધ લેવી પડતી? એ ભગવાનના દેહને વ્યાધિ કેમ થતો? ઉત્તર એ છે કે જ્યારે નરદેહ ધારણ કરી પ્રભુ મનુષ્ય સમાજમાં રહેવા આવે છે ત્યારે દેહના જે જે ધર્મો છે તે સઘળા ધર્મો સામાન્ય મનુષ્યની પેઠે તેમણે પાલન કરવાજ જોઈએ આવો નિયમ હોવાથી મનુષ્ય સ્વભાવનો જે મહા નિયમ છે તેનું ઉલ્લંઘન નિમાઈ શી રીતે કરી શકે?

માધાઈએ બ્રહ્મચર્ય વ્રત ધારણ કર્યું રોજ એ લક્ષ નામનો જપ કરતા તેમણે ગંગાને કાંઠે પોતાને હાથે એક ઘાટ ચણ્યો તેને લોકો માધાઈનો ઘાટ કહે છે. અદ્યાપિ નવદ્વીપમાં માધાઈઘાટ પ્રસિદ્ધ છે અને તેમના વંશજો પોતાના મહા પાપી પણ પ્રભુના હાથે સદ્ગતિ પામેલા પૂર્વજોનું ગૌરવ પૂર્વક સ્મરણ કરે છે.

હવે એક પ્રશ્ન બાકી એ રહે છે કે જ્યારે મનુષ્યોનો માત્ર પ્રેમ વડેજ ઉદ્ધાર કરવાને માટે ભગવાને અવતાર લીધો ત્યારે સુદર્શનનું સ્મરણ કરવાનું શું પ્રયોજન? ઉત્તર એ છે કે કેટલાક લોકો એટલી બધી અધમ સ્થિતિએ પહોંચી ગયા હોય છે કે ભય વગર એકલી કરૂણાથી તેઓ વશ થતા નથી. એકલી દયાથી જગાઈનું દિલ પીગળ્યું

પણ માધાઈનું ન પીગળ્યું. શિક્ષાના ભયથી તેને પોતાની અવદશાનું જ્ઞાન થયું.

વળી તે બન્ને ભાઈઓને એશુદ્ધ મૂર્છા દઈને ઘેર ચાલ્યા જવાનું શું પ્રયોજન ? એક તો પ્રથમ ત્યાં હજારો માણસોની ભીડ જામી હતી બીજું પારકાને ઘેર જઈ જોરજુલમથી ઉપદેશ કરવાનો નિયમ નથી એમ કરવાથી સારી રીતે ઉદ્ધાર થઈ શકતો નથી. કુદરતી નિયમ એ છે કે જે માણસ શરણે આવી મુક્તિને માટે પ્રાર્થના કરે તેના હૃદયમાં ભક્તિનો અંકુર ફૂટે અને તેની ભવિષ્યમાં વૃદ્ધિ થાય જગાઈ માધાઈના હૃદયમાં ચૈતન્યનો ઉદય કરી શ્રીગૌરાંગ ચાલ્યા ગયા પછી તે બન્ને ભાઈઓએ પ્રભુને ઘેર જઈ તેમનું શરણ લીધું ત્યારે તેમનો રીતસર ઉદ્ધાર કરવામાં આવ્યો.

# અધ્યાય ૨૦.

## નિમાઈની વિવિધ લીલા.

ચૈતન્યભાગવતકાર વૃન્દાવનદાસ લખે છે કે અદ્વૈતનો ક્રોધ હાસ્યમય છે. તે જ્યારે જ્યારે ક્રોધ કરતા ત્યારે લોકોને આનંદ થતો. તેમના ક્રોધ અને સ્તુતિનું રહસ્ય સમજવું ઘણું વિષમ છે. કીર્તન કરી રહ્યા પછી બપોરે ભકતો ગંગાસ્નાન કરવા જતા. તેઓ પ્રેમ-જન્ય આનંદને લીધે એવા તો મસ્ત થયા હતા કે વૃદ્ધો પણ નાના બાળકની પેઠે મસ્તી કરવા પ્રવૃત્ત થતા. પાણીમાં તરતા, ડુબકીઓ મારતા, એક બીજા ઉપર જળ છાંટતા, એ પ્રમાણે અનેક પ્રકારની મસ્તી કરતા. નિમાઈના સપાટામાં ગદાધર હંમેશાં આવી જતા. તેમની આંખમાં નિમાઈ જોરથી પાણીની છાલક મારતા. હંમેશાં ગદાધર સહન

કરતા પણ કોઈવાર ગુસ્સે થઈ નિમાઈની આંખમા પાણી છાટવા જતા પણ તેમને દુઃખ થશે એ ભયથી હાથ પાછો ખેંચતા અને આંખપર પાણી ન છાંટતા શરીરના બીજા ભાગપર જળની છાલક મારતા. બીજી બાજુએ નિતાઈ અને અદ્વૈતનુ ઘોર યુદ્ધ ચાલતુ તે વખતે બાકી લોક તો પોતાની જળક્રીડા બંધ કરી નિતાઈ અને અદ્વૈતના રંગ જોતા નિતાઈ પ્રચંડ બળવાન અને ભરજુવાનીમાં હતા અદ્વૈતનુ શરીર તપ અને ઉપવાસથી કૃશ થઈ ગયુ હતુ અને વય પણ પચોતેર વર્ષનુ હતું તેથી તેમનાથી નિતાઈ સામે કેમ ટકાય? અદ્વૈતનો પરાજય થતો જોઈ નિમાઈ વચમાં પડી કહેતા "એકવાર હારે તે હાર્યો ન કહેવાય બીજીવાર હારે તે હાર્યો કહેવાય" આ વાત સર્વ કબુલ રાખતા અને યુદ્ધ બીજીવાર શરૂ થતુ આ વખતે નિતાઈ બે હાથે પાણીનો ખોબો ભરી અદ્વૈતની આંખપર છાંટતા અદ્વૈત દુઃખ પામી બે હાથે આંખો ઢાંકી કહેતા, "કેવો મૂર્ખ!" નિતાઈ કહે, 'ત્યારે મૂર્ખ સાથે લડવા કેમ આવો છો? લડતી વખતે તો જોર માતુ નથી" અદ્વૈત કહે, "હું તપસ્વી બ્રાહ્મણ છુ મહિનામા દશવાર ઉપવાસ કરૂ છુ. તુ સંન્યાસી, તારે તો માત્ર દેહ નિભાવવાને ખાતર બે કોળીઆ અન્ન ખાવુ જોઈએ પણ તારૂ મ્હો તો હમેશાં ચાલતુજ. તેથી તારી સાથે લડવામાં હુ શી રીતે ફાવું?' નિતાઈ કહે, 'વાહરે તપસ્વી! ઉપવાસાદિવડે દેહ સૂકવી નાંખ્યો એમ કહો છો ત્યારે વરસે વરસે એક એક બાળક શી રીતે ઉત્પન્ન થાય છે?"

આ પ્રમાણે તેમની વચ્ચે શબ્દકલહ થતો એક બીજાને અનેક દુર્વાક્યો કહેતા પણ તરતજ બેઉ સ્નેહથી ભેટી પડતા.

અદ્વૈત કોઈ કોઈ વાર નિમાઈની ગેરહાજરીમાં તેમને વિષે કટાક્ષ વચન કહેતા. જેમકે નાચવું ગાવું એ વળી ધર્મ કયી જાતનો? કોઈ-

ાગ કહેતા, "કળિયુગમાં અવતાર થશે એ કયા શાસ્ત્રમાં લખ્યું છે?" કાલ્વિાર કહે, "નિમાઈએ તો નવો સંપ્રદાય ચલાવવા માંડયો છે હું એનો સઘળો કૃષ્ણપ્રેમ ખેંચી લઈશ. જોઉં છું પછી એ કેવો પ્રેમો-ન્મત્ત થાય છે" કેટલાક ભકતો અદ્વૈતના આ વાક્ય ઉપર વિશ્વાસ મૂકી ગૌરાંગ પ્રભુને ભગવાન તુલ્ય માનતા ન હતા. વળી અદ્વૈતની તેમના તરફ ગાઢ ભક્તિ જોઈ પુનઃ શંકાશીલ થતા અદ્વૈતના શિષ્યોમાંથી માત્ર હરિદાસજ ગૌરાંગ તરફ અવિચ્છિન્ન ભક્તિભાવ રાખી શક્યા હતા ફક્ત તેમનેજ અદ્વૈતના વાક્યની અસર થઈ ન હતી. એક દિવસ નિમાઈની વિરુદ્ધ અદ્વૈતનું ભાષણ સાંભળી શ્રીવાસે ભગવાનને પૂછયું, "પ્રભુ, અદ્વૈત તમારા ભક્ત છે?" આ વખતે તેમનો ભગવાનભાવ હતો તેમણે આ વાત સાંભળી કહ્યું, 'શ્રીવાસ તુ બોલે છે શુ' અદ્વૈત જેવો ભક્ત જગતમાં કોઈ નથી

એક દિવસ કીર્તન કરતા કરતા નિમાઈ મૂર્છિત થઈને પડી ગયા તે વખતે અદ્વૈતે પોતાનુ માથુ ભગવાનના ચરણ સાથે ઘસ્યુ ત્યાર-પછી એક ઘાસનું તણખલું દાંત વચ્ચે રાખી નિમાઈના દેહ ઉપર પગથી માથા લગી ઉતારી તેને પોતાને માથે મૂકયું પછી કમરપર હાથ રાખી ભવાં ચઢાવી નૃત્ય કરવા લાગ્યા. થોડીવાર પછી ભગવાન શુદ્ધિમાં આવ્યા અને ઉભા થયા તેમણે તરતજ કહ્યું, "મારામા આટલો ફેરફાર કેમ? મને આજે નૃત્ય કરવાનુ મન કેમ નથી થતુ? મારી ચરણરજ કોઈએ ચોરીને લીધેલી હોવી જોઈએ. બોલી જાઓ, કોણે લીધી છે! સર્વ ભકતો ચૂપ રહ્યા. પણ અદ્વૈતે ધ્રૂજતા ધ્રૂજતા આગળ આવી હાથ જોડી કહ્યું, "પિતા, જો અમને આપની ચરણરજ લેવાની ઇચ્છા થતાંજ તે મળી શકતી હોત તો અમને ચોરી કરવાની જરૂર રહેત નહિ. પણ જ્યારે તે અમને નજ

મળે ત્યારે ચોરીને લેવામાં શી હરકત છે? તોપણ જો આપની મના હોય તો હવેથી અમે એવું કાર્ય નહિ કરીએ. આટલો ગુન્હો માફ કરો "

ગૌરાંગ પ્રભુ સાથે આ વાત કરતા અદ્વૈતને ભય ઉત્પન્ન થયો તેનું કારણ એ હતું કે પ્રભુ પોતે અદ્વૈતને માન આપતા, પ્રણામ કરતા અને તેમની ચરણરજ પણ લેતા તેમના આવા વ્યવહારથી અદ્વૈતને દુઃખ થતું અને તે ભગવાનને જાહેર પણ કરતા ત્યારે તેમને જવાબ મળતો કે તમારે શી ખોટ છે કે મારા જેવા ક્ષુદ્ર જીવની પાસે ચોરી કરવા આવો ઠીક છે, તમે દશ વાર ચોરી કરશો તો હું એકવાર એકેકે સપાટે તમારું ચોરેલું તમામ ધન પાછું લઈ શકીશ એમ કહી બળવાન નિમાઈએ અદ્વૈતને ગબડાવી પાડયા અને તેમને પગે પોતાનું માથું ઘસ્યું અને કહ્યું, ' મારું ચોરાયલું ધન મેં પાછું મેળવ્યું છે બોલો હવે શું કરશો ? " અદ્વૈત કહે, "પ્રભો ! રક્ષણ કરનાર પણ તમે અને સંહાર કરનાર પણ તમે છો તોપણ તમારી જેમ ઇચ્છા હોય તેમ વર્તો હે પિતા ! તમે સજા કરશો તો વળી અમારે કોની પાસે જવું ?" આથી સંતુષ્ટ થઈ શ્રીગૌરાંગ બોલ્યા, "તમે બુદ્ધ મહાદેવ છો તમારી ચરણરજ શરીરે ચોળ્યાથી ભક્તિનો ઉદય થાય છે માટે તમારી ચરણરજ ગ્રહણ કરવાનો સર્વનો ધર્મ છે."

બીજી વાર એક દિવસ ગૌરાંગ પ્રભુને અદ્વૈત સાથે ઝગડો થયો. નૃત્ય કરવા જતા નિમાઈ કહે, " આજે મને આનંદ કેમ પડતો નથી? આજ મારાથી નૃત્ય કેમ થઈ શકતું નથી? શું મેં તમારો કોઈ અપરાધ કર્યો છે? થયો હોય તો ક્ષમા કરો. મને તમારે પ્રેમ આપી મારો પ્રાણ બચાવો. " નિમાઈ કોઈ કોઈવાર આવું કહેતા એક દિવસ તેમણે કહ્યું, " આજે મારાથી કેમ નચાતું નથી? જરૂર

કોઈ બહારનો માણસ અહિં આવેલો હોવો જોઈએ. તેને રજા આપો." ભક્તો હંમેશાં બારણું બંધ કરીનેજ કીર્તન કરતા, તેથી કોઈ જિજ્ઞાસુ માણસ સર્વ વૃત્તાંત જોવા સંતાઈ રહે તો તેમાં આશ્ચર્ય નથી. પ્રભુની આજ્ઞા સાંભળી શ્રીવાસે આંગણામાં ચારે બાજુએ તપાસ કરી અને કહ્યું કે અહિં તો કોઈ જણાતુ નથી. પ્રભુએ બીજીવાર નૃત્ય કરવા યત્ન કર્યો પણ આનંદ ન મળવાથી વિષાદ પામી કહ્યું, "ગમ તેમ હો પણ આજે મને આનંદ થતો નથી. જરૂર કોઈ બહારનો માણસ સંતાઈ રહેલો છે તમે ફરીથી તપાસ કરો" ત્યારે શ્રીવાસે ઘરની અંદર તપાસ કરી ત્યારે જણાયું કે તેમની સાસુ બીજા ઓરડામાં ચુપચુપ છુપાઈને કીર્તન સાંભળતી હતી અને નૃત્યનુ દર્શન કરતી હતી.

વળી એક દિવસ નૃત્ય કરતા કરતાં પ્રભુએ ઉપર કહી તેવીજ ફર્યાદ કરી આ વખતે શ્રીવાસે હાથ જોડી કહ્યુ, "પ્રભુ! મેં અપરાધ કર્યો છે એક તપસ્વી સાધુ અહિં આવવા માટે ઘણા વખત થયાં મને કહ્યા કરતો હતો તેને મે સુપાત્ર માણસ જાણી અહિં આવવા દીધો છે મને ક્ષમા કરો. મેં તેને ઘણો સારો માણસ ધાર્યો હતો. તે માત્ર દૂધ પીને જ નિર્વાહ કરે છે" અત્યાર સુધીની વાત ગૌરાંગ પ્રભુ શાંતિથી સાંભળતા હતા પણ જ્યારે દૂધ પીને રહેવાની વાત આવી ત્યારે એકદમ તેમણે સખ્ત ભાષામાં કહ્યું. "દૂધ પીને રહેવાથીજ ઈશ્વરની પ્રાપ્તિ થતી નથી. માટે તમારા તપસ્વીને અહિંથી બહાર કહાડી મૂકો." પ્રભુની આજ્ઞાથી તે ભલા તપસ્વી બ્રાહ્મણનો હાથ પકડી ઘર બહાર કહાડી મૂકયો અને દ્વાર બંધ કર્યા.

પણ આવું અપમાન થયું છતાં તે સાધુ પુરુષને લેશ માત્ર પણ દુઃખ થયું નહિ. ઉલટું તેને તો એમ થયું કે રજા વગર આવ્યો તે

મે ઘણો મ્હોટો અપરાધ કર્યો તેની મને સખત સજા ન કરી એટલુ મારૂં સદ્ભાગ્ય. વળી તેણે વિચાર કર્યો કે જે અદ્ભુત દર્શન મને આજે થયુ તે અપૂર્વ છે. મનુષ્યથી આવુ કાર્ય બનેજ નહિ નિમાઈ પંડિત પરમાત્મા છે એમાં સંદેહ નથી કેમકે આવી શક્તિ કોઈ મહાત્માએ બતાવી હોય એવુ ઇતિહાસ ઉપરથી જણાતું નથી. માટે આજથી એમની સેવા કરી કૃપાપાત્ર થવા યત્ન કરીશ આવો વિચાર કરતો કરતો તે બ્રાહ્મણ ઘણા હર્ષથી ઘર તરફ જતો હતો. એવામા બારણાં ઉઘડયાં અને એક ભક્ત બહાર આવી તેને બોલાવવા લાગ્યો તે કહે. ' તમને પ્રભુ બોલાવે છે '' આ સાભળતાજ તે બ્રાહ્મણ દોડી જઈને પ્રભુને ચરણે પડયો પ્રભુ કહે. ' ઉઠ, તારો કશો અપરાધ નથી મે માત્ર તારી પરીક્ષા કરવા માટેજ સજા કરી હતી મારી સજાથી ગુસ્સે ન થતાં મનમાં જે સંકલ્પ કરતો કરતો તું જતો હતો તે મને માલમ છે મે તને કહ્યુ હતું કે માત્ર દૂધ પીને રહેવાથી ભગવાન મળતા નથી એ વાત યાદ રાખજે પણ સેવા કરીને ભગવાનની પ્રાપ્તિ કરવાનો તેં સંકલ્પ કર્યો તેથી હુ રાજી થયો છું. આવ તને ભેટુ ' એમ કહી પોતાના પગ આગળ સુતેલા બ્રાહ્મણને ઉઠાડી પ્રભુએ ગાઢ આલિંગન દીધુ એટલે તેજ ક્ષણે તેને પ્રેમ મળવાથી આનંદથી મૂર્છિત થઈ પૃથ્વી ઉપર પડી ગયો તે દિવસથી તે ગૌરાંગપ્રભુનો સદાનો દાસ થયો. વાંચનારે સમજવુ જોઇએ કે સઘળા ભક્તો સરખી પ્રકૃતિના ન હોય તો કીર્તનમાં કે ઉપાસનામાં આનંદનો તરંગ ઉઠતાં અડચણ પડે છે. આ કારણને લીધે ગૌરાંગપ્રભુ કીર્તન સમયે ભક્ત સિવાય બીજા ગમે તેવા માણસને આવવા દેતા નહિ.

હવે અદ્વૈત સાથે થએલા કલહની વાત કહેવામાં આવે છે એક વાર રાત્રે કીર્તન કરતાં પ્રભુને આનંદ થયો નહિ તેથી દુઃખ પામીને તેમણે કહ્યું, "શા અપરાધ બદલ મે પ્રેમ ગુમાવ્યો છે? મને રસ્તામાં કોઈ દુષ્ટનો સમાગમ થયો નથી શ્રીકૃષ્ણના પ્રિયતમ ભક્તો! મે શું તમારો અપરાધ કર્યો છે? મને બહુ મુંઝવણ થાય છે તમે કૃપા કરી મને પાપમુક્ત કરી મારૂ ખોવાયલુ પ્રેમધન પાછુ અપાવો નહિ તો આજે મારો પ્રાણ જશે"

વૈષ્ણવો નૃત્ય કરે છે તે પ્રેમની શક્તિ વડે (આપણા ગુજરાતના વૈષ્ણવો અથવા કહેવાતા હરિજનો તો માત્ર ધીંગાણુ જ મચાવે છે) કોઈ પણ કારણને લીધે જેના હૃદયમાંથી પ્રેમ ઝરણું સુકાઈ જાય છે તે માત્ર અમસ્થો કુદાકુદ કરે તો ભલે કરે પણ ખરેખરૂ નૃત્ય તો નજ થઈ શકે દારૂના વ્યસનીને નિશો ઉતરી ગયા પછી બીજો દારૂ ન મળતા જેવી વેદના થાય છે તેવીજ વેદના પ્રેમમસ્ત ભક્તને પોતાનો પ્રેમ એકાએક સુકાઈ જવાથી થાય છે ભક્તિ અને પ્રેમરૂપી મદિરાનો સ્વાદ જેણે ચાખ્યો નથી તેનાથી આ બાબત સમજાશે નહિ દારૂની લહેજત દારૂડીઆજ જાણે ગૌરાંગ પ્રભુ જ્યારે આ પ્રમાણે બોલ્યા ત્યારે તેમના શબ્દો સાંભળી સઘળા ભક્તો ભયભીત થયા માત્ર એકલા અદ્વૈત પ્રેમથીથી ઉન્મત્ત થઈ નૃત્ય કરતા હતા તે જોઈ નિમાઈએ નમ્રપણે અદ્વૈતને કહ્યું, "ગોસ્વામી, તમે આનંદથી નૃત્ય કરો છો પણ હું અને શ્રીવાસ પ્રેમ વગર તરફડીએ છીએ તમે પ્રેમના ભંડારી છો શ્રીપાદ નિત્યાનંદ પણ તમારી પાસે પ્રેમ મેળવીને નૃત્ય કરે છે ઘાચી, મોચી, અને બીજા અધમ જાતિના લોકો પણ તમારી કૃપા વડે પ્રેમનો સ્વાદ ચાખે છે. માત્ર હું અને શ્રીવાસ બેજ ભાગ્યહીન હોવાથી રહી ગયા છીએ. મહારાજ! અમારા ઉપર કૃપા કરો નહિ તો અમારા દેહનો અંત આણો."

આ વાત પર અદ્વૈતે જરાપણ લક્ષ આપ્યું નહિ અને હડપચીપર હાથ મૂકી મસ્તીમાં નૃત્ય કરવા લાગ્યા ત્યારે પ્રભુએ કંઇક વ્યંગમાં અને કંઇક ગુસ્સામાં કહ્યું, "ગોસ્વામી, જો તમે અમને પ્રેમધન નહિ આપો તો હું તમારા સર્વ પ્રેમનું શોષણ કરી લઇશ." "શોષણ કરી લઇશ" એ શબ્દો અદ્વૈતના હતા. તેમણે એકવાર કહ્યું હતું કે હું નિમાઇના સર્વ પ્રેમનું શોષણ કરી લઇશ. પછી જોઉં છું એ કેવી રીતે નાચે છે. અદ્વૈતના આ શબ્દો ઉપર ભાર મૂકીને પ્રભુએ ટંકાર કરી કે જો તમે મને પ્રેમ નહિ આપો તો હું તમારા પ્રેમનું શોષણ કરી લઇશ.

આ વાત સાંભળીને અદ્વૈતે કંઇક ઉત્તર આપ્યો પણ તેની નોંધ જોવામાં આવતી નથી. ચૈતન્યભાગવતમાં માત્ર એટલુંજ લખ્યું છે કે પ્રેમથી ઉન્મત્ત થએલા અદ્વૈતાચાર્ય કંઇક બબડ્યા ખરા પણ કોઇથી સમજાયું નહિ અને તે સમજીને પણ બોલ્યા ન હતા એટલે અનુમાન થાય છે કે આ વખતે અદ્વૈત કાંઇક કઠોર વચન બોલ્યા હતા ખરા. જે ભક્તિના પ્રભાવથી સત્યભામા કૃષ્ણને વેચવા તૈયાર થયાં હતાં તેવી જ ભક્તિના બળથી અદ્વૈતે ગૌરાંગપ્રભુને કડવા વચનો કહ્યા હશે. તે સાંભળીને નિમાઇ બારણું ઉઘાડી બોલ્યા ચાલ્યા વગર ગંગા તરફ દોડ્યા. આ કાર્ય તેમણે એટલી ઝડપથી કર્યું કે નિત્યાનંદ અને હરિદાસ સિવાય બીજા કોઇના જાણવામાં આવ્યું નહિ. નિત્યાનંદનાં નેત્ર ગૌર સિવાય બીજી કોઇ વસ્તુ ઉપર ઠરતાં નહિ. તેમનાં નેત્રરૂપી ભ્રમર હમેશાં ગૌરાંગના મુખપદ્મરૂપી મધુનુંજ પાન કરતા. તરતજ તેઓ પ્રભુની પાછળ દોડ્યા. નિમાઇએ ઘાટ ઉપર જઇ એકદમ ગંગામાં પ્રવેશ કર્યો. તેજ ઘડીએ નિતાઇ અને હરિદાસ ત્યાં આવી પહોંચ્યા અને તેમણે પણ પાણીમાં ઝંપલાવ્યું. નિમાઇ મૂર્છિત થઇને પાણીમાં ડૂબી

ગયા હતા. નિતાઈએ માથું પકડયું અને હરિદાસે પગ પકડયા. એમ કરીને તેમને ઉંચકીને કાંઠે આણ્યા. થોડીવારમાં તેમને શુદ્ધિ આવી એટલે તેમણે ક્રોધપૂર્વક કહ્યું, "મને શામાટે બહાર લાવ્યા? આ પ્રેમ-શૂન્ય દેહને રાખીને શુ કામ છે?" પ્રભુના આ શબ્દો સાંભળીને નિતાઈની આંખ આંસુથી ભરાઈ ગઈ તે જોઈ પ્રભુએ નીચી દૃષ્ટિ કરી. નિતાઈ કહે, "કદાચ સેવક અભિમાનથી અયોગ્ય વચન બોલે માટે શુ તમારે આત્મહત્યા કરવી જોઈએ? તમે આ પ્રમાણે વર્તીને અદ્વૈતને જીવથી માર્યા કરતાં કોઈ બીજી શિક્ષા કરો."

ત્યારે નિમાઈએ લજ્જિત થઈને કહ્યુ, "હુ આજ રાત્રે નદન આચાર્યને ત્યાં છપાઈ રહીશ તમે ઘેર જાઓ પણ આ વાત જાહેર કરશો નહિ." નિતાઈ અને હરિદાસ પ્રભુને નદન આચાર્યના ઘરસુધી પહોંચાડી સ્વસ્થાને ગયા. આચાર્ય ઘેર હતા. પ્રભુને પોતાને ઘેર આવેલા જોઈ તેના કુટુબીઓએ મહોત્સવ કર્યો તેમને કોરાં વસ્ત્ર પહેરાવ્યા એવામા નિમાઈ ભગવાન આવેશમાં આવી સિંહાસન ઉપર વિરાજ્યા અને તેવી સ્થિતિમાં તેમણે સઘળા કુટુબને સ્વર્ગનુ સુખ ચખાડયુ.

સવારમા પ્રભુએ આચાર્યને કહ્યું કે તમે શ્રીવાસને એકલાને અહીં તેડી લાવો શ્રીવાસને ઘેરથી કીર્ત્તનનો ત્યાગ કરી પ્રભુ એકાએક ચાલ્યા ગયા એ વાત બધાના જાણવામાં આવી. રાસપૂર્ણિમાની રાત્રે શ્રીકૃષ્ણ એકાએક અદૃશ્ય થઈ ગયા તે સમયે ગોપાંગનાઓની જેવી સ્થિતિ થઈ હતી તેવીજ અત્યારે ગૌરાંગ ભક્તોની હતી. તેઓનો આનદ એકદમ ઉડી ગયો. ત્યાં નિતાઈ અને હરિદાસને ન જોતાં સઘળા વિચારવા લાગ્યા કે તેઓ પણ પ્રભુની સાથે હશે તેથી તેઓને ઘણી ચિંતા થઈ. પણ સર્વના કરતાં અદ્વૈતની અવસ્થા ઘણીજ દયાજનક હતી. તેમનો માત્ર દેહમાંથી પ્રાણ જવોજ બાકી હતો. તેઓનું દુઃખ

જોઈ બીજા ભક્તો પોતપોતાનું દુ:ખ ભૂલી ગયા તેઓ પણ પોતાની જાતને નિરસ્કૃત કરી ઘેર જઈ ભૂખ્યા સૂઈ ગયા

આ બાજુએ નંદન આચાર્યની સાથે આવીને શ્રીવાસઃ પ્રભુની સામે ઉભા રહ્યા પ્રભુને જોઈ શ્રીવાસની આંખમાં અશ્રુ આવ્યાં. ત્યારે નિમાઈએ કહ્યું. " શાંત થાઓ અદ્વૈતની શી અવસ્થા છે " શ્રીવાસ કહે, "તે આખી રાત ભૂખ્યા પડી રહ્યા છે તેમને અપરાધના પ્રમાણમાં બરાબર સજા થઈ છે એમનો અપરાધ એવો ગભીર હતો કે જો બીજાએ તેમ કર્યું હોત તો અમે તે સહન કરત નહિ. પ્રભુ! તમે અમને જેટલા પ્રિય છો તેટલા તે પણ છે હવે અદ્વૈતને અભય વચન આપી તેમના દુ:ખનો અંત આણો "

નિમાઈએ કહ્યું, "ચાલો, આપણે અદ્વૈતને ઘેર જઈએ અને તેમને સાંત્વન આપીએ " એમ કહી બન્ને આચાર્યને ઘેર આવ્યા. અદ્વૈતનો આટલો બધો ગુન્હો હતો છતા પણ પ્રભુ પોતે ચાલીને તેમને દિલાસો આપવા ગયા જુએ છે તો આચાર્ય શબવત્ પડયા હતા નિમાઈએ આવી તેમને બોલાવ્યા. તેમણે કહ્યું, "આચાર્ય ઉઠો એ તો હુ આવ્યો છુ " આચાર્ય એક તો અપરાધી હતા વળી પ્રભુની કૃપા, મીઠીવાણી, ક્ષમા અને મહત્વ જોઈ શરમ અને પશ્ચાત્તાપથી મરવા જેવા થઈ ગયા. તેમનાથી બોલાયું નહિ. પ્રભુ બીજીવાર બોલ્યા ત્યારે અદ્વૈતે ધીરે ધીરે કહ્યું, "પ્રભુ, આજ મને આટલા દિવસે સમજાયું કે મારા જેવો ભાગ્યહીન કોઈ નથી બીજાઓને તમે દીનતા અને ભક્તિ આપી છે. તેથી તેઓ તમારા ચરણનો આશ્રય લઈ નિશ્ચિંતપણે સુખ ભોગવે છે. પણ મને તો તમે માત્ર અહંકારજ આપ્યો છે. તમે મને માન

આપો છો, મારૂં પૂજન કરો છો તેથી મારી દીનતા કમી થાય છે અને અહંકારની વૃદ્ધિ થાય છે હવે હું સમજુ છું કે બીજાને તમે પોતાના ગણો છો અને મને પારકા ગણો છો મારી સાથે નિકટનો સંબંધ આપ બતાવો છે તે માત્ર બ્હારનો દેખાવ છે તમે મારૂં જીવન છો. મારૂં સર્વસ્વ છો એટલી તો કૃપા કરો કે હું દીનતા પૂર્વક દાસ્ય ભાવે તમારા ચરણની સેવા કરૂં "

પ્રભુનો આ વખતે ભગવાન ભાવ હતો. તેમણે ગાંભીર્યથી કહ્યું. "તમને હું મારા પોતાના ન ગણતો હોત તો આ પ્રમાણે સજા કરત નહિ જે પુરૂષો મારી કૃપાને પાત્ર છે તેમનેજ હું સજા કરૂં છું." આ સાંભળી અદ્વૈત ઉભા થયા અને ઉંચા હાથ કરી નૃત્ય કરતા કરતા કહેવા લાગ્યા. "આજે મને સજા થઈ આજે હું કૃષ્ણનો દાસ થયો. આજે મેં જાણ્યું કે પ્રભુ મને ભૂલી ગયા નથી"

જે માણસે એકવાર ભગવાનનાં ચરણ કમળની ભક્તિ કરી છે તેને દુઃખની ઘડીએ ભગવાન ભક્તને કદી વિસરી જતા નથી એ વિચારથી ઘણું આશ્વાસન મળે છે.

મહાપ્રકાશ વખતે ગૌરાંગ પ્રભુએ પોતાનાં વૃદ્ધ માતાના મસ્તક ઉપર પગ મૂક્યો હતો તેમની અપ્રકાશ અવસ્થામા અત્યંત દીનતા ભરેલી વર્તણુક પણ આપણે અનુભવી છે તેમનુ દૈન્ય અને આતુરતા જોઈ હરકોઈનુ હૃદય દ્રવી જતુ. સાધારણ રીતે તે ખાસ વડીલ પુરુષો સિવાય બીજા કોઈને પગે લાગવા દેતા નહિ કોઈ તેમને પ્રણામ કરે કે તરત તેને પ્રણામ કરતા. આમ હોવાથી ભક્તો તેમને કદી પગે લાગતા નહિ ભગવાન ભાવમાં માતાને મસ્તકે પગ મૂકનાર નિમાઈ કેવા દીન અને વડીલો પ્રતિ કેવી ભક્તિ રાખતા તેનું એક દ્રષ્ટાંત સાંભળો. એક દિવસ તે ગંગાસ્નાન કરવા જતા હતા. એવામાં

એક વૃદ્ધ અને પૂજ્ય બ્રાહ્મણની સ્ત્રી આવી તેમને ચરણે પડી અને બોલી, "તમેજ ભગવાન છો મારૂ કલ્યાણ કરો"

આ શબ્દ કાને પડતાંજ નિમાઈ સ્તબ્ધ બની ગયા અને તેમનુ વદન કરમાઈ ગયુ તરતજ આત્મહત્યા કરવાનો દૃઢ સંકલ્પ કરી તેમણે એકદમ ગંગામા કૂદકો માર્યો ભક્તો પણ તેમની સાથેજ પાણીમાં પડ્યા પણ નિમાઈનો દેહ જડ્યો નહિ. પ્રભુ એકદમ આવું સાહસ કરશે એવો કોઈને ખ્યાલ પણ ન હતો જો તેઓ એમ જાણતા હોત તો તેઓ તેમને અટકાવી શકત પણ આ મોટો બનાવ એક વીજળીની ત્વરાથી બન્યો જ્યારે ઘણો પ્રયત્ન કરતાં પણ તેમનો દેહ ન જડ્યો ત્યારે સર્વને ખબર પડી પાણીના જોરથી તે દેહ ઘણે દૂર તણાઈ ગયો હતો તેથી જડ્યો નહિ.

આ માઠા સમાચાર એકદમ ગામમાં ફેલાઈ ગયા જેણે જેણે સાંભળ્યુ તેઓ સઘળા ત્યા આવી પહોંચ્યા દુ:ખી શચી માતાએ પણ જાણ્યું. તે બિચારાં કેવી હાલતમાં ઘાટ પર આવ્યાં હશે તેનુ વર્ણન કરવુ અશક્ય છે આવીને જુએ છે તો નિમાઈ જડ્યા નથી તે પણ પાણીમાં પડવા જતાં હતાં પણ ભક્તોએ તેમને અટકાવ્યાં.

શચી કાંઠે ઊભા રહી 'અરે નિમાઈ, અરે નિમાઈ' કરી કરૂણ સ્વરે કલ્પાંત કરવા લાગ્યાં અને જોરથી છાતી અને શિર કૂટવા લાગ્યાં. ફરી ફરીને ગંગામાં પડવા જાય અને ભક્તો તેમને વારી રાખે. એવામાં નિતાઈ આવી પહોંચ્યા. તેમણે પણ ગંગામાં કૂદકો માર્યો અને ડુબેલા નિમાઈને પાણીમાંથી બહાર લાવ્યા. થોડીવારે તેમને શુદ્ધિ આવી એટલે તેમણે નિતાઈને કહ્યું, "તમે મને શા માટે બહાર લાવ્યા? મારા આ અપરાધી દેહને શા માટે જીવવા દેવો જોઈએ? હું નરાધમ, મારી ચરણરજ તે પૂજ્ય બ્રાહ્મણ સ્ત્રીએ માથે લગાડી! મને પામર જીવને શ્રા-

કૃષ્ણ કહીને સંબોધન કર્યું ! આથી હું કૃષ્ણનો અપરાધી થયો છું. એ પાપમાંથી મુક્ત થવાનો ઉપાય મને જડતો નથી માટે મને છોડી દો. હું મારા પાપી દેહને હવે રહેવા દઇશ નહિ " એમ કહી પ્રભુ વ્યાકુળપણે કલ્પાંત કરવા લાગ્યા. ભક્તો અનેક યુક્તિ પ્રયુક્તિથી પ્રભુને સાત્વન આપે પણ તે માને નહિ. રડતી માતાના ખોળામાં માથું મૂકી નિમાઇ કલ્પાંત કરતા હતા અને હરિદાસ વગેરે ભક્તો પણ આ દેખાવ જોઇ મહા દુઃખ પામતા હતા. પ્રભુના હૃદયમાં તરંગ ઉપર તરંગ ઉછળતા હતા જો ગંગાના પ્રવાહને ઘાસના તણખલાથી રોકી શકાય તો ભક્તોના સાંત્વન વડે પ્રભુના દુઃખનું નિવારણ થઇ શકે. નિમાઇ કહે " હે કૃષ્ણ ! હે પિતા ! હું પાપી છું મને પાપમુક્ત થવાનો ઉપાય બતાવો એમ કહી તીવ્ર વેદનાથી વીંધાઇ જઇ પૃથ્વી ઉપર તરફડવા લાગ્યા. આ ઉપરથી તેમના મનની સ્થિતિ સમજી શકાશે ભક્ત અવસ્થામાં નિમાઇ અત્યંત દીન રહેતા. તેમને માત્ર શ્રીકૃષ્ણની દાસ્યભક્તિજ ગમતી. તે નિમાઇને જ્યારે એક વૃદ્ધ સ્ત્રી પ્રણામ કરીને કહે કે તમે શ્રીકૃષ્ણ છો. તમે મારો ઉદ્ધાર કરો ત્યારે તે વિચાર કરે છે કે વાહ! લોકો મને સારો માર્ગ બતાવે છે. મારા ઉપર કૃપા કરી મને ભક્તિ માર્ગે દોરવાને બદલે મનેજ ભગવાન કહે છે. એવા વિચારથી તેમને અસહ્ય દુઃખ થતું હતું. પછી તે ઉઠીને બેઠા થયા અને અશ્રુપાત કરતા કરતા જવા લાગ્યા. તદ્દન બાહ્યજ્ઞાનશૂન્ય સ્થિતિમાં તે ચાલ્યા ચાલ્યા મુરારિગુપ્તને ઘેર આવ્યા ભક્તો પણ તેમની પાછળ પાછળ ગયા. ત્યાં થોડીવાર બેઠા પછી તે વિજયમિશ્રને ઘેર ગયા. ત્યાં થોડો વખત બેઠા પછી હરિદાસ આચાર્યને ઘેર ગયા. ભક્તો પણ સાથેજ હતા. આખી રાત રૂદન કરવામાં પસાર થઇ. સવાર પડતાં હરિદાસને ઘેરથી એની એજ મનની સ્થિતિમાં ગંગા કાંઠે આવી હોડીમાં બેસી સામે પાર ગયા. આ

પ્રમાણે આખો દિવસ અને રાત રોવામાંજ વ્યતીત થયાં સામી પાર ગયા પછી કાંઇક શાંત થયા અને સાંજે ઘેર પાછા આવ્યા ત્યારે શચી, વિષ્ણુપ્રિયા અને ભક્તોના જીવમાં જીવ આવ્યો.

બપોરે નિમાઇની પ્રકૃતિ અસલ સ્થિતિપર આવેલી જણાઇ. તે શ્રીવાસને ત્યાં ભક્તોની સાથે બેઠા હતા તેવામાં તેમણે સર્વ સાંભળે તેમ કહ્યું, "જો હું મારી વૃદ્ધ માતાને છોડીને ચાલ્યો જાઉં તો લોકો મને અનુપકારી કહે અને મારા કૃત્યને વખોડે" આ વાત સાંભળી મુરારિ કહે, "તમારા ચરણના પ્રતાપથી મનુષ્યો ભક્તિ અને પ્રેમ મેળવે છે તેથી તમારૂં કોઇપણ કૃત્ય નિંદાને પાત્ર ગણાય નહિ" ભવિષ્યમાં પોતે "અનુપકારી" થઇ "નિંદાને પાત્ર કાર્ય" કરવાના હતા તેથી મુરારિના જવાબથી પ્રસન્ન થઇ પ્રભુએ તેમને સ્નેહપૂર્વક આલિંગન દીધું પ્રભુના સુખદ સ્પર્શથી પુલકિત થઇ ત્યાંને ત્યાંજ મુરારિએ નીચે પ્રમાણે શ્લોક બનાવ્યો -

क्वाहं दरिद्रः पापीयान् क्व कृष्ण श्रीनिकेतनः ।
ब्रह्मबंधुरिति स्माहं बाहुभ्यां परिरंभितः ॥

આ શબ્દ કાને પડતાંજ નિમાઇએ ભગવાન ભાવ પ્રકટ કર્યો. તેમનું સર્વ અંગ "સહસ્ર સૂર્ય જેવું તેજોમય" થઇ ગયું તેમણે કહ્યું. "મારો આ દેહ પરમ મનોજ્ઞ નિત્ય, જ્ઞાન અને આનંદમય છે તમે દૃઢ વિશ્વાસ રાખજો કે મારા શરીર સિવાય અખિલ જગતમાં બીજું કાંઇ છેજ નહિ."

કેટલીક વાર પછી ભગવાનભાવ સમાઇ ગયો. પછી નિમાઇની મેઠે બોલવા લાગ્યા. આ પ્રમાણે કોઇ કોઇવાર ભગવાન દર્શન આપતા

અને થોડીવારમાં અંતર્ધાન થતા. વધારે નવાઇની વાત એ હતી કે તે ક્યારે પ્રકટ થશે તેની અગાઉથી ખબર પડી શકતી નહિ. સાધારણ વાતચીત થતી હોય એવામાં એકાએક ભગવાન ભાવથી નિમાઇ આવિષ્ટ થઇ જતા, અને તેમનો દેહ હજારો સૂર્ય અને વીજળીના જેવી રોશનીથી ઝગારા મારતો અને ભક્તિ ઉદ્દીપક તથા ચિત્તાકર્ષક થતો. એ ચાર વાત કહી થોડીવારમાં સર્વ તેજ, ઐશ્વર્ય સમાઇ જતુ અને પાછા નિમાઇ સામાન્ય મનુષ્યની માફક વર્તન કરતા વળી ભગવાન તરીકે તે જે કાંઇ બોલતા તેને આગળ પાછળની વાત સાથે મુદ્દલે સંબધ હતો નહિ. ઉપર આપણે જોઇ ગયા કે જ્યારે મુરારિએ કહ્યું કે હું દરિદ્ર બ્રાહ્મણ છુ. તમે ભગવાન છો. છતાં તમે મને આલિંગન દો છો ત્યારે ભગવાન પોતાના સ્વરૂપ વિષે એકાદ બે વાત કહી અદ્રસ્ય થઈ ગયા. એક દિવસ નિમાઇએ પોતાનુ ચાવેલું પાન મુરારિને આપ્યું. તેમણે બે હાથે પ્રસાદ લઈ થોડોક ચાખ્યો અને બાકીનો માથે લગાડયો. પ્રભુ કહે, " મુરારિ! આ કરો છો શું ? શરીર એઠું કર્યું ! " એમ કહેતાં કહેતાં નિમાઇએ ભગવાન રૂપ ધારણ કર્યુ અને કહ્યું, "કાશીનો પ્રકાશાનંદ સરસ્વતી લોકોને ખોટું શિક્ષણ આપે છે, માયાવાદ ચલાવે છે અને મારા અવતારને માનતો નથી. તેને યોગ્ય સજા કરવામાં આવશે " પ્રકાશાનંદ તે વખતે સંન્યાસીઓનો શિરોમણી હતો અને ભગવાનની ભક્તિની મશ્કરી કરતો હતો. પણ કેટલાંક વર્ષ પછી તેજ પ્રકાશાનંદ સરસ્વતી ગૌરાંગ પ્રભુનો આધીન સેવક બની ગયો હતો. હવે વિચાર કરો કે મુરારિએ પાન માથે ઘસ્યું તેને પ્રકાશાનંદના માયાવાદ સાથે કાંઇજ સંબંધ ન હતો. નિમાઈ મુરારિની મશ્કરી કરતા હતા એવામાં એકાએક ભગવાનભાવ આવી

જવાથી "પ્રકાશાનંદ ખોટું શિક્ષણ આપે છે" વગેરે તેમણે કહ્યું. હવે મુરારિની મશ્કરી કરનાર અને પ્રકાશાનંદ તરફ ક્રોધ બતાવનાર વ્યક્તિ એક નહિ પણ ભિન્ન હતી આટલી વાત કર્યા પછી ભગવાન અદૃશ્ય થયા અને ફરી પાછા નિમાઈ સાધારણ મનુષ્યની પેઠે બોલવા લાગ્યા માત્ર મુરારિને અને પ્રકાશાનંદને બહુજ અલ્પ સબંધ હતો. મુરારિ પ્રથમ વેદ વેદાંતનો અભ્યાસ કરતા હતા તે માટે પ્રથમ એક વાર પ્રભુએ વરાહ ભાવમા ટંકાર કરી કહ્યું હતુ કે વેદ અંધ છે વેદ મારૂ રહસ્ય કેમ જાણી શકે ?

વળી કોઇ કોઇવાર ભગવાનઆવેશમાં ભક્તોને તેમની યોગ્યતાના પ્રમાણમા સુક્ષ્મતત્ત્વ સમજાવતા હતા જેમ મુરારિને વેદ અંધ છે એવી શિક્ષા આપી હતી તેમ એકવાર તેમણે

"हरेर्नाम हरेर्नाम हरेर्नामैव केवलम् ।
कलौ नास्त्येव नास्त्येव नास्त्येव गतिरन्यथा ॥"

એ શ્લોકનો અર્થ સમજાવ્યો હતો. આવી કેટલીક બાબતો ઉપર પ્રભુ એવું વિવેચન કરતા કે સઘળા ચકિત થઇ જતા એ બાબતો અતિ સામાન્ય હતી છતાં તેમાં આટલું ઊંડું રહસ્ય હશે એમ તેઓ જાણતા ન હતા ઉપલા શ્લોકનો ભગવાને કેવો અર્થ કરી બતાવ્યો તેની વિસ્તૃત નોંધ કોઇ ગ્રંથમાં નથી. માત્ર સંક્ષેપમાં તેનો સાર આપેલો છે તે નીચે મુજબ છે:—

હરિનામજ ખુદ ભગવાન છે. તેજ આદિ પુરૂષ છે. એ નામરૂપી આદિપુરૂષ બધા યુગમાં જગતમાં પ્રત્યક્ષ થતા નથી. માત્ર કળિયુગમાંજ તેમનો આવિર્ભાવ થાય છે. 'કેવલ' શબ્દનો એ અર્થ છે

કે હરિનામ વિના બીજા કોઈ દેવી દેવતા ઉદ્ધાર કરી શકશે નહિ. આ સિદ્ધાંત સર્વ શાસ્ત્રોના નવનીતરૂપ છે. તે સમજાવવાને માટે ભાર મૂકીને "નાસ્ત્યેવ" શબ્દ ત્રણ વાર વાપર્યો છે. એ ઉપરથી એટલું પ્રતિપાદન કરવામાં આવે છે કે કળિયુગમાં માત્ર હરિનામ વડેજ ઉદ્ધાર છે. બીજો માર્ગ નથી

એ પ્રમાણે એક દિવસ તેમણે કેરીની ગોટલીમાંથી વૃક્ષ ઉગાડયું. થોડીવારમાં તે વૃક્ષ પાછું અદૃશ્ય થઈ ગયું માત્ર કેરીઓ દેખાતી હતી. નિમાઈ ભગવાનભાવે કહે, "જુઓ, મારી માયા" જેના દ્વારા આ ફળની ઉત્પત્તિ મે કરી હતી તે વૃક્ષ જતુ રહ્યું માત્ર ફળ રહ્યું. એ પ્રમાણે આ અનિત્ય સંસારમાં પ્રેમરૂપી ધન એકજ માત્ર નિત્ય વસ્તુ છે તેના વડે શ્રીકૃષ્ણની સેવા કરવી જોઈએ" પ્રભુ પ્રકાશ અવસ્થામાં આ પ્રમાણે ઉપદેશ આપતા અને કોઈ વખત અપ્રકાશ અવસ્થામાં પણ ભક્તોને તત્ત્વબોધ કરતા તેમની પાઠશાળાના જૂના વિદ્યાર્થીઓ પણ ભક્તો બન્યા હતા અને હવે જુદાજ પ્રકારનો બોધ ધારણ કરતા હતા. એક શિષ્યે કહ્યું, "આપ 'કૃષ્ણ કૃષ્ણ' કરો છો એ પણ એક પ્રકારની માયા નહિ?" આ સાંભળતાજ તેમણે કાને હાથ દીધા અને કૃષ્ણ નામોચ્ચાર કરતા કરતા રુદન કરવા લાગ્યા થોડીવાર પછી તેમણે કહ્યું, "ચાલો, આપણે ગંગાસ્નાન કરી આવીએ કારણ કે કૃષ્ણ નથી એ વાત સાંભળી આપણે અપવિત્ર થયા છીએ" પેલા શિષ્યને પણ સાથે લઈ ગયા અને તેને પાણીમા ફરી ફરીને ડૂબકીઓ ખવડાવી, અને તેમ કરીને તેનો અવિશ્વાસ દૂર કર્યો. બાગોરાંગ કદી અલૌકિક કાર્ય કરતા નહિ તેમને અને તેમના ભક્તોને એવા ચમત્કાર તરફ તિરસ્કાર હતો તેમણે અદ્વૈતને

એક વાર કહ્યું હતું કે મારાથી કોઈ પણ પ્રકારનું દર્શન કરાવાશે નહિ. અમુક કાર્ય કેવી રીતે થાય છે તે હું જાણતો નથી. માત્ર એકજ દિવસ તેમણે કૌતુક કરવા માટે અથવા તો જરૂર જણાઈ માટે ચમત્કાર કર્યો હતો. એક દિવસ સંધ્યાકાળે વરસાદ ચઢી આવ્યો અને તેને લીધે કીર્તન બંધ કરવું પડશે એમ જાણતાં ભક્તો ખિન્ન થયા. તેમનું દુઃખ જોઈ પ્રભુએ હાથમાં મંજીરા લીધા અને આકાશ તરફ જોઈ નામસંકીર્તન કરવા લાગ્યા. તરતજ વાદળ વિખરાઈ ગયું. આ બનાવ મુરારિ ગુપ્તે જાતે જોયો હોવાથી તેમણે પોતાના પુસ્તકમાં નોંધ્યો છે.

ચાપાલ ગોપાળ નામે એક બ્રાહ્મણ મહાજાનો પંડિત હતો અને કીર્તનની નિંદા કરતો. શ્રીવાસને ઘેર કીર્તન થતું હોવાથી તેમના ઉપર તેને બહુ દ્વેષ હતો. તેમને પજવવાને વાસ્તે એક રાત્રે જ્યારે શ્રીવાસના ઘરમાં ભજન થતું હતું ત્યારે આંગણામાં તાંત્રિક લોકો મદ્યમાંસ વગેરે વસ્તુઓ વડે પૂજન કરે છે તે સઘળી ચીજ તેણે લાવીને શ્રીવાસના આંગણામાં મૂકી. સવારમાં શ્રીવાસે તે દીઠું. તેમણે પાડોશીઓને બતાવ્યું અને કશું ન બોલતાં આંગણું સાફ કરાવ્યું. એ દિવસ પછી ચાપાલને રક્તપિત્તનો વ્યાધિ થયો. તે પોતાની પાઠશાળામાં વિદ્યાર્થીઓને ભણાવતો હતો એવામાં એક છોકરાએ તેની આંગળી ફૂલેલી જોઈ કારણ પૂછ્યું. પંડિતે અભિમાનથી કહ્યું, " તું જે ધારે છે તે નથી. હું શાસ્ત્રજ્ઞ બ્રાહ્મણ છું. રોજ શિવપૂજન કરું છું. મને વ્યાધિ થાયજ શી રીતે ? " પણ દિવસે દિવસે રોગ વધતો ગયો. તે પ્રથમથીજ પોતાની સ્ત્રી અને પુત્રો પર બહુ જુલમ કરતો હતો તેથી આ લાગ જોઇ તેમણે તેને ઘર બહાર ડેહલીમાં રાખ્યો.

દૂર ઉભા ઉભા નાકે રૂમાલ દઈ તેની સ્ત્રી તેને ખાવાનું આપી જતી તે બિચારો ખાઈને લાકડીને આધારે ગંગા કાંઠે આવીને બેસતો. કેટલાક માણસોએ દયા લાવીને તેને નિમાઈ પાસે જવા કહ્યું. તેણે તેમ કર્યું અને કહ્યું, " નિમાઈ પંડિત, હું તમારા ગામના રહીશ છું. તમારી સાથે કાંઈક સંબંધ પણ ધરાવું છું મેં સાંભળ્યું છે કે તમે સાધુ પુરુષ છો અને વ્યાધિ સારા કરી શકો છો મારો રોગ નહિ મટાડો ? "

હજુ પણ ચાપાલના મનમાં અહંકાર અને મલિનતા પૂર્ણ અંશે હતાં હવે આ વખતે જો નિમાઈ નિમાઈજ હોત તો તે કહેત કે ભાઈ, આમ મને શા માટે કહો છો ! શ્રી કૃષ્ણને કહો પણ આ વખતે ચાપાલના શબ્દો સાંભળી તેમનામાં ભગવાન આવેશ આવ્યો અને તેમણે ક્રોધ કરી કહ્યું, " તું ભક્તદ્રોહી છે તને આ વ્યાધિ થયોછે તેના કરતાં પણ વધારે સખત પીડા હજુ તારે વેઠવી પડશે." એમ કહીને તેમણે ચાલવા માંડ્યું.

આ વાત બન્યા પછી કેટલેક વર્ષે તે મહાદુઃખે કાશી ગયો અને અન્ન પાણીનો ત્યાગ કરી કાશીવિશ્વેશ્વરના દેવાલયમાં શંકર સમક્ષ પ્રાણ ત્યાગ કરવાનો નિશ્ચય કરી બેઠો. રાત્રે તેને સ્વપ્નમાં મહાદેવે કહ્યું કે ભાઈ, નવદ્વીપમાં જે ગૌરાંગ છે તે સ્વયં ભગવાનજ છે સરળ ચિત્તથી તેના ચરણનો આશ્રય લે. તેથી તને પૂર્ણ શાંતિ મળશે. આ દરમ્યાનમાં શ્રીગૌરાંગ પ્રભુએ સંન્યાસ ગ્રહણ કર્યો અને પાંચ વર્ષ પછી ચાપાલને કુલીઆ ગામમાં તેમનાં દર્શન થયાં. તે વખતે તેણે પ્રભુને શું કહ્યું તે એક પ્રાચીન ગીતમાં વર્ણવેલું છે. તેનો સાર આ પ્રમાણે છે;—"હે પરમ કૃપાળુ નિતાઈગૌર બંધુઓ! હું કાશી

જઇ આવ્યો. ત્યાં મને શંકરે કહ્યું કે તમે પૂર્ણબ્રહ્મ છો. મારા શરીર-માં હવે કીડા પડયા છે હું મહાદુઃખ વેઠું છું મારો તેમાંથી ઉદ્ધાર કરો."

આ સાંભળી ભગવાને દયા લાવી કહ્યું કે તું શ્રીવાસનો અપરાધી છે. તેથી તેનું પાદોદક પીશ તોજ સારો થઇશ. ચાપાલે તેમ કર્યું અને ભવરોગ અને દેહરોગમાંથી મુક્ત થઇ ગૌરાંગ પ્રભુનો પરમ ભક્ત બન્યો.

વળી કોઇ કોઇ વાર કૃપાપાત્ર ભક્તોને ગુપ્ત રીતે પોતાનું સ્વરૂપ બતાવતા. શુકલાંબર બ્રહ્મચારી કરીને એક અત્યંત દરિદ્ર પણ પરમ ભક્ત મનુષ્ય નદીઆમાં રહેતા હતા. એકવાર પ્રભુએ તેમની ઝોળીમાંથી અન્ન લઇને ખાધેલું હોવાથી શુકલાંબરના મનમાં ઘણો ક્ષોભ ઉત્પન્ન થયો. તેને શાંત કરવા માટે પ્રભુએ તેને કહ્યું, "હું તારે ત્યાં જમવા આવીશ." આ સાંભળી શુકલાંબર હર્ષ પામ્યા પણ મનમાં મૂંઝાવા લાગ્યા કેમકે જ્ઞાતિના નિયમ પ્રમાણે શુકલાંબરને ઘેર પ્રભુથી જમાય નહિ. આથી તેમણે પ્રભુને કહ્યું, "મને માફ કરો. હું ઘણી હલકી જ્ઞાતિનો અને મલિન છું. મારી રાંધેલી રસોઇ આપને જમવા યોગ્ય નથી." પણ પ્રભુએ વિચાર ફેરવ્યો નહિ. શુકલાંબરે આ વાત કેટલાક ભક્તોને કહી. તેમણે કહ્યું, "ભગવાનને જાતિ ભેદ હોય નહિ. તે તો બધાનું ખાઇ શકે. માટે જા, રસોઇ કર અને જમાડ. પછી શુકલાંબરે ઘેર જઇ લક્ષ્મીજીનું ધ્યાન ધર્યું અને સ્વાદિષ્ટ ભોજન થાય એવી તેમની પ્રાર્થના કરી. પછી શ્રીગૌરાંગ પોતાના ભક્તો સહિત શુકલાંબર-ની ઝુંપડીમાં ગયા. નિત્યાનંદ અને તે જમવા બેઠા અને ભક્તો તેમને જોતા બેઠા. પ્રભુ કહે, "આવી સ્વાદિષ્ટ રસોઇ તો મેં કોઇ

દિવસ ચાખી નથી. તે જમી રહ્યા એટલે તેમના ઉચ્છિષ્ટ અન્નને માટે ભક્તોએ લૂંટાલૂંટ કરવા માંડી. જમ્યા પછી સઘળા સૂઈ ગયા પ્રભુ પણ સૂતા. તેમની પાસે વિજય કરીને એક કાયસ્થ ભક્ત સૂતો હતો તે પ્રભુનો ઘણો પ્રિય હતો. બધા ઉંઘી ગયા પછી પ્રભુએ પોતાનો હાથ વિજયની છાતી ઉપર મૂક્યો તે હાથના સ્પર્શથી વિજયે નેત્ર ઉઘાડયાં અને જુએ છે તો જે હાથ પોતાની છાતી ઉપર હતો તે ચિન્મય રત્નાભૂષણથી સુશોભિત હતો વળી તેને આખુ જગત સુશીતલ તેજથી ભરપુર લાગ્યું આ અદ્ભુત દર્શનથી તેનુ બાહ્યજ્ઞાન લુપ્ત થયું અને તે ગર્જના કરી બેઠો થયો. ભક્તો જાગી ઉઠ્યા. તેમણે અને પ્રભુએ પોતે પણ ગર્જના કરવાનું કારણ પૂછ્યું પણ ચકચૂર થયેલા વિજયથી કશો ઉત્તર અપાયો નહિ ત્યારે મોં મલકાવીને પ્રભુ કહે, "શુકલાંબરને ઘેર શ્રીકૃષ્ણ વિરાજમાન હોવા જોઈએ. તેમને વિજયે જોયા હશે ગમે તેમ પણ વિજયે કાંઈ અદ્ભુત દર્શન કર્યું છે, આમ કહી પોતે ભજવેલા નાટકને પોતેજ ગુપ્ત રાખ્યુ. પણ તેનુ ખરૂં રહસ્ય ભક્તો સમજી ગયા હતા તે દિવસથી સાત દિવસ સુધી આહારનિદ્રા વગેરે દેહના બીજા ધર્મો વિજય ભૂલી ગયો. આઠમે દિવસે તેને શુદ્ધિ આવી ત્યારે તેણે પોતાના વીતક ભક્તોને કહ્યાં. જે લોકો ભગવાનના તેજનું ધ્યાન કરવા ઇચ્છે છે તેઓ કેટલી ભૂલ કરતા હશે! કેમકે ભગવાનના પગની આંગળીના નખનું તેજ જોવાની પણ મનુષ્યમાં શક્તિ નથી. તેનું દર્શન કરવાથી જેવી દશા વિજયની થઈ તેવી સર્વની થવાનો સંભવ છે.

# અધ્યાય ૨૧.

## કૃષ્ણલીલા નાટ્ય તથા ભગવતી આવેશ

એક દિવસ નિમાઈએ શ્રીવાસને મ્હોડેથી કૃષ્ણકથા સાંભળતા કહ્યું ' ચાલો, આપણે એક નાટક રચીને ભજવીએ અને નાટકદ્વારા કૃષ્ણલીલામૃતનું પાન કરીએ ' ભક્તોએ પૂછ્યું કે કેવી રીતે કરીશું ? નિમાઈ કહે " તમે કૃષ્ણલીલા ભજવવા માટે જરૂરની વસ્તુઓ પ્રસ્તુત કરો પછી કેવી રીતે નાટક ભજવવું તે તમે જાણશો કાયસ્થ જમીનદાર બુદ્ધિમંતખાન અને સદાશિવ કવિરાજ પ્રભુને ઘણા પ્રિય હતા. તેઓના ઉપર આ નાટકના ખર્ચનો સઘળો ભાર મૂકવામાં આવ્યો હતો. ચંદ્રશેખર આચાર્ય રત્નનું વિશાળ દિવાનખાનું આ કાર્ય માટે નિયુક્ત કરવામા આવ્યું હતું.

ત્યા શું શું થશે એવું જ્યારે ઘણા ભક્તોએ આગ્રહ સહિત પૂછ્યું ત્યારે પ્રભુએ કહ્યું, " હું શ્રીરાધાનો પાઠ ભજવીશ " એમ કહી તેમણે અદ્વૈત તરફ જોયું. તે શિવના અવતાર છે એવું સૂચન કરી હસીને કહ્યું, " આ વખતે મારૂ સૌંદર્ય એવું મોહક થશે કે જિતેંદ્રિય સિવાય કોઈનાથી ત્યાં આવી શકાશે નહિ " આ કહેવાનું તાત્પર્ય એ હતું કે મહાદેવ એકવાર મોહિનીસ્વરૂપ જોઈ વિહ્વલ થયા હતા. આ વાતનું તાત્પર્ય અદ્વૈતના સમજવામાં ન આવવાથી તેમણે સખેદ કહ્યું, " મારાથી ત્યા અવાશે નહિ હજી હું પૂરેપૂરો જિતેન્દ્રિય થયો નથી " આ સાંભળી શ્રીવાસ કહે, " હું પણ નહિ આવું " ત્યારે નિમાઈએ હસીને કહ્યું, " તમે નહિ આવો ત્યારે નાટક કોણ કરશે? પણ હું તેનો ઉપાય બતાવું છું તમે મારા આશિર્વાદથી જિતેન્દ્રિય થશો અને મને દેખીને મોહિત થશો નહિ. આથી બધા હસી પડયા. ત્યાર પછી સઘળાઓએ પૂછ્યું, " જો

અમારે નાટક ભજવવાનું હોય તો કોણે કોનો પાઠ લેવાનો છે, શું બોલવાનું છે તે અમને આગળથી કહો તો ઠીક " પ્રભુ કહે, " હું રાધા થઈશ. ગદાધર લલિતા થશે નિત્યાનંદ બુઢ્ઢીનો પાઠ ભજવશે. હરિદાસ કોટવાલ થશે શ્રીવાસ નારદ થશે ' ત્યારે અદ્વૈતે હાથ જોડી કહ્યું "મને શી આજ્ઞા છે"

પ્રભુ કહે, "આ સર્વ લીલા તમારી છે. તમને હું શું શીખવું? તમે શ્રીકૃષ્ણ થજો " પછી ભક્તો પ્રભુને કહે, "અમારે ત્યાં શું બોલવું અને કેમ વર્તવું તે શીખવો પ્રભુ કહે, "તે કહેવામાં આવશે નહિ વખત આવશે ત્યારે શું બોલવું અને કેમ વર્તવું તે આપોઆપ સમજાશે આથી કરીને નાટક કેવા પ્રકારનું થશે અને બધા પાત્રો શું શું બોલશે તેની કોઈને સમજ પડી નહિ

આટલી વાત નક્કી કર્યા પછી ઉમંગભેર નાટકની તૈયારી થવા લાગી. વસ્ત્ર, ઘરેણાં, બનાવટી દાઢી અને વાળ, વાદ્ય વગેરે વસ્તુઓ આણવામાં આવી ચંદ્રશેખરને ઘેર બુદ્ધિમંતખાએ પોતાને ખરચે એક મોટો મંડપ બંધાવ્યો બેસવાને ગાદી તકિયા બિછાવ્યા અને રોશની કરવામાં આવી સાંજ પડી એટલે ભક્તો પોતપોતાના કુટુંબોને લઈ ત્યાં આવી પહોંચ્યા શચીદેવી, વિષ્ણુપ્રિયા, માલિનીદેવી તથા અને ભક્તોની સ્ત્રીઓ વડે અંદરનો ભાગ ભરાઈ ગયો બધા આવનાર આવી ગયા એટલે ખડકીનો દરવાજો બંધ થયો.

પાત્રોને વસ્ત્રાભૂષણ પહેરાવવાનું કામ વાસુદેવ આચાર્યને સોંપ્યું હતું પુંડરીક વિદ્યાનિધિ, ચંદ્રશેખર અને શ્રીવાસના ત્રણ ભાઈઓ મળી પાંચ જણને ગાવાનું કામ સોંપ્યું હતું. જેઓને વસ્ત્ર પહેરવાનાં હતાં તે અંદર ગયા અને રંગભૂમિ પર માત્ર ગાયક અને વગાડનાર રહ્યા.

પ્રથમ વાજીંત્ર વાગવા લાગ્યાં. પછી મધુર કંઠથી રાધાકૃષ્ણની સ્તુતિના પદ ગવાયા ગાયન પૂરું થતાં હરિબોલના ધ્વનિથી આખો મંડપ ગાજી ઉઠ્યો.

એવામાં હરિદાસ સુત્રધાર થઇને રંગભૂમિપર આવ્યા તેમણે વનાવરી મ્હોડું ધારણ કર્યું હતું આંખે મ્હોરી ડાગ હતી અને હાથમાં સુંદર સુવાસિત પુષ્પો હતાં. અશ્રુથી ગાલ ભીંજાતા હતા. આવીને તરત તેમણે પુષ્પવડે રંગભૂમિનું પૂજન કર્યું અને કહ્યું, " રંગભૂમિ ! તું આજે વૃન્દાવન થજે. ' પૂજન થયા પછી હરિદાસે પ્રેક્ષકોને કહ્યું, " આજે હું બ્રહ્મા પાસે ગયો હતો ત્યાં નારદમુનિ પણ હાજર હતા મને તેમણે કહ્યું કે બહુ દિવસથી મને શ્રીકૃષ્ણની લીલાનાં દર્શન કરવાની ઇચ્છા છે માટે મને તે નાટકરૂપે બતાવો એવી આજ્ઞા નારદે મને કરી છે હવે મારે એ આજ્ઞાનું કેવી રીતે પાલન કરવું તેનો વિચાર કરૂંછું એટલામાં હરિદાસની પાસે તેના પારિપાર્શ્વિક* આવી ઉભા તે મુકુન્દ હતા તેમને હરિદાસે કહ્યું, " નારદજીની આજ્ઞા સાંભળીને ત્યારે હવે નાટકનો સમારંભ કરો '

પારિ—" તમારી વાત સાંભળી હું વિસ્મિત થાઉં છું નારદજી તો જીવનમુક્ત છે બ્રહ્માના પુત્ર હોઇ બ્રહ્મા જેટલો અધિકાર ધરાવે છે. એવા સ્વયં આત્મારામને શ્રીકૃષ્ણની લીલા જોવાનું મન થાય છે એ ઘણી આશ્ચર્યની વાત છે. "

સૂત્રધાર—" તમને શું શ્રીમદ્ભાગવતનો આત્મારામ શબ્દથી શરૂ થતો શ્લોક યાદ નથી? જેઓ આત્મારામ છે તેઓને પણ

---

* સૂત્રધારનું મદદનિશ પાત્ર.

શ્રીકૃષ્ણની નિષ્કામ ભક્તિ પ્રાપ્ત કરવા અને તેમની લીલાનું અમૃત ચાખવાની ઇચ્છા હોય છે."

પારિ—" આત્મારામ પુરૂષો ઉત્તમ વસ્તુ મુકીને મધ્યમ વસ્તુને કેમ પસંદ કરે.

સૂત્રધાર—" અરે મૂર્ખ! તને ખબર નથી કે ભગવાનની અલૌકિક લીલા કરતા તેમની લૌકિક લીલા વધારે મધુર છે. સૃષ્ટિની ઉત્પત્તિસ્થિતિ ઇત્યાદિ ભગવાનનાં મહાન કાર્યોના અભ્યાસમાં રસ પડતો નથી. એવો વિચાર કરીને શુકદેવે શ્રીમદ્‌ભાગવતમાં ભગવાનની મધુર લીલાનું વર્ણન કર્યું છે. જેઓ તે ચાખેછે તેઓ શ્રીકૃષ્ણને પામે છે અને એટલા માટેજ એટલે કે મનુષ્યોનો ભજનમાર્ગ સરળ કરવાને ખાતરજ ભગવાન માનવ લીલા કરે છે."

પારિ—" ઠીક. ત્યારે આપણે નાટક કરીશુ પણ આટલી ઉતાવળ શાને? નારદ બ્રહ્મ લોકમાં છે તેમને આવતાં તો ઘણી વાર લાગશે."

સૂત્રધાર—" અરે મૂર્ખ, નારદ અંતિરક્ષ આવી શકે છે. તેને આવતાં વાર શાની? ઝટ તૈયાર કર."

પારિ—"જેવી આજ્ઞા પણ ભગવાનની કયી લીલા બતાવીશુ?"

સૂત્રધાર—" દાણલીલા "

પારિ—"તે શી રીતે બનશે? તમારી છોકરીઓને બોલાવવી પડશે."

સૂત્રધાર—" તેમાં શી હરકત છે? તેઓ ખુશીથી આવશે."

પારિ—" પણ હમણાં તો તેઓ ગોપેશ્વર મહાદેવનું પૂજન કરવા ગઈ છે."

સૂત્રધાર—" એતો મોટી મુસ્કેલીની વાત છે જો કૃષ્ણલીલા નહિ બતાવાય તો નારદ આપણને શાપ દેશે ત્યારે શું કરીશું ? "

પારિ—" ગભરાઓછો શાને ? તેઓ હમણાં આવશે. "

સૂત્રધાર—" તમે તો કહો છો કે હમણાં આવશે પણ તેઓને રસ્તાની ખબર નથી સાથે કોઇ છે નહિ. વળી મેં સાંભળ્યું છે કે તે વનમાં ઘણો ભય છે "

પારિ—" ભય શેનો સાથે ડોશી છેની "

સૂત્રધાર—( હસીને ) " શાબાશ છે ડોશીને ! આંખે દેખતી નથી, કાને સાભળતી નથી અને ઘરડીખખ થઇ ગઇ છે તો પણ જવાને તૈયાર થઇ છે "

એટલામા નારદજી આવી પહોંચ્યા તેમને જોતાંજ સૂત્રધાર ( હરિદાસ ) અને પારિપાર્શ્વિક ( મુકુન્દ ) બેઉ પોતાની કન્યાઓને બોલાવવાને ત્યાંથી શીઘ્ર ચાલ્યા ગયા નારદ રંગભૂમિ ઉપર ઉભા રહી વીણા વગાડી કૃષ્ણગીત ગાવા લાગ્યા સાથે શુકલાંબર હતા નારદને જોઇ સઘળા પ્રેક્ષકો સ્તબ્ધ બની ગયા કારણ કે શ્રીવાસને નારદના પાઠ આપ્યો છે એ સઘળા જાણતા હતા તોપણ અત્યારે કોઇ તેમને ઓળખી શક્યું નહિ તેમના ચહેરામા, અવાજમાં એટલો બધો ફેરફાર થઇ ગયો હતો

અત્રે એક ઝીણી વાતનો ભેદ ખોલવામા આવે છે પ્રેક્ષકોના મન ઉપર કોઇક ગૂઢ શક્તિદ્વારા એવી અસર થઇ કે આ નાટક થાય છે એ વાત તેઓ ભૂલી ગયા વળી પાત્રો પોતાપણું ભૂલી ગયા. શ્રીવાસ આ વખતે પોતે નારદજ છે એવું સમજતા હતા, અને ખરૂં જોતાં આ વખતે તે નારદજ હતા નારદના આત્માએ

તેમના દેહમાં પ્રવેશ કર્યો હતો. અદ્વૈત જ્યારે કૃષ્ણના વેશમાં રંગ-ભૂમિપર આવ્યા ત્યારે તે ખુદ કૃષ્ણસ્વરૂપ બન્યા હતા બોતેર વર્ષના વૃદ્ધ છતાં અત્યારે તે અગીઆર વર્ષના ભુવનમોહન સુંદર બાળક જેવા દેખાતા હતા કોઇપણ પાત્રને બિલકુલ શિક્ષણ કે સૂચના આપવામાં આવ્યાં ન હતાં તોપણ કુદરતી રીતે તેઓ બોલતા હતા અને પાઠ ભજવતા હતા જ્યારે નારદના વેશમાં શ્રીવાસ તકતા ઉપર આવ્યા ત્યારે તેમનાં પત્ની પણ તેમને ઓળખી શક્યાં નહિ કારણ કે સઘળાં પાત્રોના શરીરમા કોઈ બીજા આત્માનો પ્રવેશ થયેલો હોવાથી તેમના ચહેરામાં અને અવાજમા ફેરફાર થયો હતો.

નારદ—" કેમ ભાઈ ! કાંઇ નાટક જોવામાં આવતુ નથી ?" (એટલામાં સૂત્રધાર, પારિપાર્શ્વિક કેટલીક ગોપકન્યાઓને લઈને પ્રવેશ કરે છે )

નારદ (ગોપીઓ પ્રતિ)—" તમે કોણ છો ? "

સુપ્રભા—"અમે ગોપીકાઓ છીએ વ્રજમાં રહીએ છીએ હમણા ગોપેશ્વરનું પૂજન કરવા જઇએ છીએ. આપ કોણ છો ? "

નારદ—"હું કૃષ્ણનો દાસ નારદ છું " ( બધાં નારદને પ્રણામ કરે છે. )

ગોપી—" મહારાજ, અમે શ્રીકૃષ્ણને એટલે જે હમણાં ગૌરાંગ રૂપે પ્રકટ થયા છે તેમને કેવી રીતે પ્રાપ્ત કરી શકીએ ?" એમ કહી ખરેખરું રૂદન કરીને તેમણે નારદને પ્રણામ કર્યા.

નારદ—"તમને અવશ્ય મળશે. રોજ ભક્તિગંગામાં સ્નાન કરજો. તમે વ્રજવાસી ગોપીકાઓ છો. તમને નૃત્ય કરતાં તો આવડતુંજ હશે. મને એકવાર બતાવશો ?"

આ ગોપીકાનો વેશ ધરનાર ગદાધર હતા મૂળથીજ સુંદર હતા ગૌરાંગની પ્રાપ્ત કેવી રીતે થશે એમ પૂછતાંજ તે એવા તો ભક્તિપૂર્ણ થયા હતા કે તેથી તેમના સૌંદર્યમાં અતિશય વધારો થયો હતો પોતાની સખી સુપ્રભાના શરીરને અવલંબી તેમણે મધુર નૃત્ય આરંભ્યું હરિદાસ બાંધે ડાંગ મૂકી ફલગંભર સઘળે ઘમતા લાગ્યા અને પુકારી પુકારી કહેતા, "જીંદગીની સાંજ પડતી આવી છે ભગવાનનું ભજન કરી લ્યો "

પ્રેક્ષકો હરિદાસને મ્હોડે હરિ ભજન એવો ઉપદેશ સાંભળે છે અને તે ઉપદેશનું ફળ ગદાધરનું મધુર નૃત્ય જુએછે

સુપ્રભા--( ગદાધરને ) " સખી ! વખત થઇ ગયો છે પૂજનનું મોડું થશે "

ગોપી—( નારદને પ્રણામ કરી ) " મહારાજ! અમને જવાની રજા આપો. " (ગદાધર અને બીજાં પાત્રો જાય છે )

સ્નાતક—" આ લોકો વૃન્દાવન ગયાં. ચાલો, આપણે પણ જઇએ ત્યાં શ્રીકૃષ્ણનું રહસ્ય જોઇશું. "

નારદ—" ત્યારે શું આ વૃન્દાવન નથી ? "

સ્નાતક—મહારાજ, આપને ભ્રાંતિ થઈ છે આ વૃન્દાવન ક્યાંથી ? આવું ગાંડુ ગાંડુ ન બોલો "

નારદ—" હું ગાંડું બોલું છું ? કૃષ્ણપ્રેમાનંદ લોકોને ગાંડાજ બનાવે છે ચાલ, વૃન્દાવન જઇએ." મારાથી આંસુને લીધે રસ્તો દેખાતો નથી. મને દોરી લે. " નારદ કાંઇ નાટક કરતા ન હતા પણ ખરેખરા ભક્તિભાવથી પરિપૂર્ણ થયા હતા. આંસુથી ભીંજાયલા તેમના ચહેરામાં અપૂર્વ શોભા આવી હતી અને રગે રગ ભક્તિથી ઉછળી રહી હતી.

સ્નાતક—" તમારાથી વૃન્દાવન જવાવાનું નથી અને કૃષ્ણલીલા જોવાવાની નથી "

નારદ—" કેમ, શું થયું છે ? "

સ્નાતક—" તમે એક ડગલું ચાલો છો અને દશ મીનીટ નાચો છો. એવી રીતે ચાલતા વૃન્દાવન વખતસર પહોંચાશે ? "

નારદ—" વૃન્દાવન જાઉં છું એ વિચારથી મારા હૈયામાં આનંદ માતો નથી. વૃન્દાવન કૃષ્ણનું પ્રિય સ્થાન છે. ત્યાંનાં વૃક્ષલતા પણ આનંદમાં મશગુલ છે મારા પિતા બ્રહ્મા, સૃષ્ટિના કર્તા તે પણ વૃન્દાવનમાં વૃક્ષ થઈ શ્રીકૃષ્ણની પાસે રહેવા ઈચ્છે છે તેમણે ભગવાનને કહ્યું કે હે પ્રભો ! મને વૃન્દાવનમાં એક ક્ષુદ્ર ઘાસ બનાવો. ભગવાને કહ્યું, "હે બ્રહ્મા ! તમે મ્હોટું વૃક્ષ ન થતાં ન્હાનું તણખલું થવા કેમ ઈચ્છો છો ? બ્રહ્માએ કહ્યું કે ઋષિઓ હજારો વર્ષ પર્યંત તપસ્યા કર્યા પછી પણ ધ્યાનમાં તમારું દર્શન કરી શકતા નથી. એવા તમે દુર્લભ છતા પણ ગોપીઓ પ્રેમના બળ વડે તમારાં દર્શન નિત્ય કરી શકે છે માટે જો હું ઘાસ થઈને વૃન્દાવનમાં રહું તો તે ગોપીકાઓની ચરણરજ હું પ્રાપ્ત કરી શકું સ્નાતક ! વૃન્દાવન એક વાન્છનીય વસ્તુ છે તો ત્યાં જતાં હું નૃત્ય ન કરું ?" આ વખતે ( નેપથ્યમા ) વૃન્દાવનમા શ્રીકૃષ્ણની મુરલીનો ધ્વનિ થયો. )

એ મુરલીરવ થતાંજ ત્યાં જેટલા હાજર હતા તેટલા પ્રેક્ષકો અને અખિલ વિશ્વ મોહિત થયું. સર્વનાં અંગ શીતળ થયાં અને આનંદથી આત્મા તૃપ્ત થઈ ગયો

નારદ—" અરે સ્નાતક ! સાંભળ. સંગીતનો પ્રવાહ ચાલી રહ્યો છે શ્રીકૃષ્ણ વંશીનાદ કરે છે. તે સાંભળી કુલવતી

સ્ત્રીઓ ભય અને લજ્જાનો ત્યાગ કરે છે. હવે હું શું કરીશ ? મને લાગે છે કે શ્રીકૃષ્ણ પોતે આ તરફ આવે છે. તેમના દેહની સુવાસથી મારૂં નાક ઉન્મત્ત બની ગયું છે. ચાલો. જરા દૂર જઈએ નહિ તો આપણે મૂર્છિત થઈ જઈશું અને દર્શન નહિ થાય ( બાજુએ જાય છે )

( અદ્ભુત શ્રીકૃષ્ણના વેશમા મિત્રો સહ પ્રવેશ કરે છે )

તે આવ્યા એટલે તેમનાં દર્શનથી સર્વનાં નેત્ર તૃપ્ત થયાં અને સઘળાં સ્ત્રીપુરૂષોએ હરિધ્વનિ કર્યા તેઓ મોટ માંડીને કૃષ્ણનુ રૂપ, હાવભાવ, ચાલવાની છટા નિહાળવા લાગ્યા.

શ્રીકૃષ્ણ—" સખા શ્રીદામ, જો વૃન્દાવન કેવુ રમ્ય છે! પુષ્પની શોભા અને સુવાસથી નેત્ર અને નાસિકા તૃપ્ત થાય છે અખિલ વિશ્વમા આજ સ્થાન મને પ્રિય લાગે છે "

શ્રીદામ—" વૃન્દાવનની શોભા કરતાં તમારી લીલા વધારે મનોહર છે."

શ્રીકૃષ્ણ—" કેમ મધુમંગલ જણાતો નથી ? જા, તેને તેડી લાવ મધુમંગલ શ્રીકૃષ્ણનો સખા અને વિદૂષક છે ( મધુમંગલ પ્રવેશ કરે છે. )

મધુ ( શ્રી કૃષ્ણ પ્રતિ ) "રસ્તામાંજ બ્રહ્મહત્યા થવાની હતી. પણ તમારા પુણ્યથી બચ્યો છું. વૃન્દાવનમાં કેટલીક યુવાન ગોપીકાઓને એક ડોશીની સાથે મેં જોઈ. જાણે સાક્ષાત ડાકણ અને વનમાં મનેજ ખોળતી ફરે છે. જો હું પકડાયો હોત તો નક્કી મહાદેવને મારા દેહનું બળીદાનજ કરત. "

શ્રીકૃષ્ણ—" અરે સુબલ ! આ શી ગરબડ છે? મધુમગલ કોની વાત કરે છે!"

સુબલ—" ઘણું કરીને શ્રીમતી રાધિકા સખીઓની સાથે બડાઇ ડોશીને લઇને શિવપૂજન કરવા આવ્યાં હશે."

મધુમંગલ ( ખડખડ હસીને )—" જો રાધિકા આવ્યાં હશે તો જરૂર મારા મિત્રને હાથે પકડાઇ જશે."

નારદ—" સ્નાતક ' ચાલો, આપણે અંતરિક્ષમાં રહીને કૃષ્ણ-લીલાનાં દર્શન કરીએ."

(બડાઇ, સખીઓ અને રાધિકાનો પ્રવેશ.)

હવે આ ઠેકાણે વેશગૃહમાં શું થયું તે જોઇએ નિમાઇ ગદાધર વગેરેને વાસુદેવ આચાર્ય સ્ત્રીઓના વસ્ત્રાલંકાર પહેરાવતા હતા. નિમાઇના હાથે કંકણનો સ્પર્શ થતાંજ તેમનામા રૂક્મિણીભાવનો ઉદય થયો. તેમને મનમાં એમજ થયું કે હુંજ રૂક્મિણી છું અને મારૂં હમણાં લગ્ન થવાનું છે તેથી મને ઘરેણાં પહેરાવવામાં આવે છે. આ ભાવને લીધે નીચું મો કરી નિમાઇ આંસુથી જમીન ભીંજવતા હતા અને નખવડે શ્રીકૃષ્ણને પત્ર લખતા હતા. રૂક્મિણીનો જે પત્ર શ્રીમદ્ભાગવતમાં આપેલો તેનાજ શબ્દ શબ્દ પ્રભુ લખતા હતા.

"*સ્વસ્તિ શ્રીદ્વારિકા નગરીના નાયક, રાજરાજેશ્વર છો સદારે ;
ત્રિભુવનનાથ અનાથના બંધુ, સમર્થ ચતુર ચિંતામણીરે .
અપરં ચ એજ લખ્યાનું કારણ છે.મો ગુણનિધિમાં સુણ્યા હરિરે ;
તે થકી મારૂં મન તમમા લોભાયું, મન થકીહું તમને વરીરે.
આપ કહેશો કુળવંત કન્યાને, ન ઘટે કહેવું સામું કંથનેરે;
તે પણ સત્ય લૌકિકની રીતે, પણ નવ હોય તમ પંથનેરે."

ઇત્યાદિ.

---

*અસલ સંસ્કૃત શ્લોક ન આપતાં ભક્ત કવિ દયારામના ભાષાં-તરમાંથી ઉપલી પંક્તિઓનું અવતરણ કર્યું છે. વિશેષ માટે દયારામનું રૂક્મિણીહરણ જોવું.

રૂક્મિણી ( નિમાઈ ) નીચે મ્હોંડે આ પદ લખતાં હતાં અને તેમનાં આંસુના પ્રવાહથી લખેલું ભુંસાતું હતું. ફરીથી લખે છે અને ફરી ભુંસાઈ જાય છે. સામે કોઈ ઉભું હતું તથા તે એમ માને છે કે ચાઠ્ઠી લઇ જનાર બ્રાહ્મણ એજ હશે તેથી નીચી દૃષ્ટિએ લખતા લખતા તે સ્ત્રીના સ્વરથી કહે છે.+

"હે વિપ્ર ! તમે જલદી શ્રીકૃષ્ણ પાસે જાઓ અને આ પત્ર તેમને આપજો. તેમને મારી અવસ્થા સારી રીતે સમજાવજો કેમકે તેનું વર્ણન પત્રમા થઇ શકે તેમ નથી. ભાઇ ! મારા ઘરની સઘળી હકીકત કહેજો". આટલું કહેતાં ગૌરાંગ પ્રભુ ચોધાર આંસુએ રડે છે અને વેશઘરમાં બેઠેલા બધા લોકો આ રંગ જુએ છે.

વેશ ધારણ કર્યા પછી નિમાઇના ભાવમાં ફેરફાર થયો આ વખતે રૂક્મિણી ભાવ બદલાઇ રાધા ભાવ આવ્યો, અને એજ ભાવ આખા નાટકમાં ચાલુ રહ્યા પૂર્વે કહી ગયા છીએ કે સખીઓની સાથે શ્રીરાધા પ્રવેશ કરે છે.

નિમાઇ પોતે રાધિકા, ગદાધર લલિતા, અને નિત્યાનંદ બડાઇ બન્યા હતા. બીજા ચાર પાંચ ભક્તો ગોપીકાઓ બન્યા હતા. આ વખતે નિમાઇનુ રૂપ મોહિની તુલ્ય હતું. તેમની આકૃતિમાં પુરૂષ પણાનો છાંટો પણ ન હતો. એ અદ્દ્ભુત રૂપ દર્શનથી સર્વ સ્ત્રી પુરૂષો મોહિત થઈ ગયાં.

---

+આ વખત પ્રભુનો રૂક્મિણી ભાવ હોવાથી તેમનો ગંભીર સ્વર બદલાઇ સ્ત્રીના જેવો મધુર થયો હતો. "

શુભ્ર વસન ધરી, નૂપુર ચરણે ધરી.
સુલલિત તનુ કટિ શોભે,
રૂપે ત્રિજગત મોહે, અનુપમ તેજ સોહે
ગોપી વેશ ધરે પ્રભુ પોતે

નિમાઇનું આ વખતનું સૌંદર્ય એવું વિલક્ષણ હતું કે શચીમાતા પણ ઓળખી શકયાં નહિ. તેમણે પોતે કહ્યું હતું કે મારું રૂપ જોઈ સઘળા મોહ પામશો તેમજ થયું. સઘળા પ્રેક્ષકો એકદમ સ્તબ્ધ બની ગયા

હવે મધુમંગલ શ્રીકૃષ્ણને કહે, "ચાલો, ગોપબાલિકાઓ શું કરે છે તે આપણે છુપાઇને જોઇએ." શ્રીકૃષ્ણ અને તેમના સખાઓ સંતાય છે

રાધા—"સખી ! શિવ પૂજન કરવા માટે સર્વ સામગ્રી તૈયાર છે માત્ર તાજાં પુષ્પ લેવાનાં બાકી છે."

લલિતા—"વૃન્દાવનમાં ફુલની શી ખોટ છે!"

રાધા—"ફુલનો તો અભાવ નથી પણ અહિં જંગલી હાથીઓનો ઘણો ભય છે. મને તેમનો બહુ ડર લાગે છે."

મધુ "(શ્રીકૃષ્ણના કાનમાં)—સખે ! આ ગોપીનો ટંકાર સમજ્યા?"

શ્રીકૃષ્ણ—"કયો ટંકાર?"

મધુ—"આખા જગતમાં તમારા જેવો મૂર્ખ કોઇ નથી. મૂર્ખ ન હોત તો જગતના અધિપતિ છતાં શા માટે ગાયો ચારવા આવત? આ ગોપીકા તમને જંગલી હાથી કહે છે તે સમજતા નથી?"

રાધા (સખીને)—"એકલા જંગલી હાથીનો ભય છે એટલુંજ નહિ પણ તેની સાથે કેટલાક ગધેડાઓ છે. તેઓ પણ આપણને પજવે એવા છે.

મધુ —"સાંભળ્યુ આપણને શું શું કહે છે? તમને જંગલી હાથી કહે તે તો ઠીક. પણ મને બ્રાહ્મણના દીકરાને આ ગોવાલણ ગધેડા કહે એ તે કાંઈ જેવી તેવી વાત છે?"

રાધા—"ચાલો, આપણે લવંગલતાનાં ફૂલ ચૂંટીએ"

મધુ— 'છોકરી' જઈશ નહિ. જઈશ તો કૃષ્ણના હાથમાં ક્યાંઈ પડીશ. તે તોફાની છે અને તેને લવંગલતા બહુ પ્રિય છે."

લલિતા— "જો રાધા તેના હાથમાં કદી પકડાશે તો અમે તમને સન્માન આપીને અમારી સખીને છોડાવી લાવીશું."

એમ કહી બધી બાલિકાઓ હસતી હસતી ફૂલ ચૂંટે છે એટલામાં એક ભ્રમર રાધાના મુખની આસપાસ ગણગણાટ કરે છે. રાધા અતિ ગભરાય છે.

રાધા —"લલિતા! આ ભમરો મને બહુ પજવે છે"

શ્રીકૃષ્ણ (નેપથ્યમાં)— "ભમરાનો શો વાંક? તારું મુખ જોઈ તેને પદ્મની ભ્રાંતિ થાય છે"

મધુ—"દોસ્ત' બહુ સરસ લાગ છે કોણ ફૂલ તોડે છે એમ કહી ગુસ્સાનો ડોળ કરી ગોપીઓ પાસે જા તો ખરો"

શ્રીકૃષ્ણ—"ભાઈ, તું જડભરત જેવો છે. આમ ગુપ્ત રહીને મને રાધાના હૃદયનો ભાવ અને રૂપલહરીનું દર્શન કરતાં અત્યંત આનંદ થાય છે એ સુખ છોડવું મને કેમ ગમે ! હું પ્રગટ થાઉં તો તેમાંનું કાંઈ રહેશે નહિ જો તો ખરો, ભમરાના ભયથી રાધાના મુખ ઉપર શું સૌંદર્ય આવી રહ્યું છે તોપણ તું કહે છે તો હું જાઉં છું."

(પ્રકટ થઈને સખી મંડળ પ્રતિ) તમે કોણ છો ! જાણાઓછો

બાલિકાઓ પણ હીમત તો પુરૂષોના જેવી બતાવો છો. બીજાના બગીચામાંથી મરજીમા આવે તેમ ફૂલ ચુંટો છો તમને કોઈનો ભય નથી કે શું? તમારી મુખાકૃતિ ઉપરથી લાગે છે કે તમે સૌ સરળ હૃદયનાં છો પણ તમારો વ્યવહાર તેથી ઉલટો છે. ફૂલ તોડો છો. ફૂલની ડાળીઓ ભાંગો છો એ શું તમારો ચાલ છે ? ઉભા રહો તમને સજા કરૂં છું "

બડાઈ—"કૃષ્ણ ! તુ ઘણો તોફાની છે. વૃન્દાવન આપણું બધાનું છે તું તેનો ક્યાંથી માલીક થયો !"

મધુ—" અરે ડોશી ! તને બોતેર વર્ષ થયા તારે તો તેમને શીખામણ આપવી જોઈએ પણ તું ઉલટી ઉત્તેજન આપે છે "

બડાઈ—"તું બ્રાહ્મણનો દીકરો છે પણ તારી બુદ્ધિ ઢોર જેવી છે"

લલિતા—અરે બદમાસ ! તું આટલો રોફ મારે છે પણ કહે કે તું કોણ છે ?"

મધુ—" હું કોણ છું ? આ વનનો રાજા કૃષ્ણ મારો મિત્ર છે અને હું તેનો પુરોહીત અને મંત્રી છું.

બડાઈ—" અરે કૃષ્ણ ! આ બાલિકાઓ વૃન્દાવનની ગોપીઓ છે. તેઓ પોતાના જન્મસિદ્ધ અધિકારથી પુષ્પ ચુંટે છે. તુ તેમની સામે ન થતાં હું સલાહ આપું તેમ કર રાધાની પાસે નમ્રતા પૂર્વક ફૂલ માગ તો વળી કૃપા કરી તને બે ચાર આપશે "

એમ કહી રાધિકાની ચાળમાં જેટલા ફૂલ હતાં તે લઈ કૃષ્ણ ઉપર ફેંક્યાં.

રાધા ( મુખ ઢાંકી )—"ડોશી ! તમે આ શું કર્યું! આટલી મેહેનત કરીને ચૂંટેલાં ફૂલ બીકનાં માર્યાં કુપાત્રને આપી દીધાં !

ચડાઈ—" આપણે એ લુચ્ચાઓ સાથે ફાવી શકીશું નહિ માટે ચાલો આપણે ઘેર જઈએ અહીં રહેવું ઠીક નથી " ( એમ કહી રાધાનો હાથ પકડે છે. )

રાધા—' ડોશીમા, પૂજા કરવા આવ્યાં તે કર્યા વગર જવાય કે? અને વળી આ જગતપાનું શું કરીએ?'

મધુ—" જાય ક્યાં? દાણ આપો, પછી ઘેર જાઓ.

ચડાઈ—' અરે બાપરા! વળી દાણ લેવા શેનો આવ્યો છે? દાણ કોણે બેસાડ્યું છે?"

સુબલ—"અમારો મિત્ર કૃષ્ણ આ વનનો રાજા છે તેને દાણ આપ્યા વગર વૃન્દાવનમાં કોઈથી જવાતું નથી."

ચડાઈ—" હેં! કૃષ્ણ રાજા થયો છે? ઠીક! દાણ શેનું લે છે? અમારી પાસે વેચવાની કોઈ ચીજ નથી ફક્ત પૂજાની સામગ્રી છે"

સુબલ (શ્રી કૃષ્ણપ્રતિ)—" સખા! આનો ઉત્તર તમે આપો.'

શ્રી કૃષ્ણ ( અત્યંત ગંભીરપણે )— " મારા દાણઘાટનો એવો નિયમ છે કે જે સ્ત્રીઓ અહિં આવવા ચાહે તેણે પોતાનાં રત્નના આભરણ, હાથના અભિનય, મુખડાનું હાસ્ય, નેત્રનાં કટાક્ષ એ સર્વ મને આપવાં જોઈએ."

ચડાઈ—"અમારી પાસે રત્નમાં કાંઈ નથી, અને વસ્ત્રના છેડામાં ગોપેશ્વર મહાદેવની પૂજાની સામગ્રી છે"

મધુ—" ગોવાલણની બુદ્ધિ ક્યાંથી ચાલે? ગોપેશ્વર તો અમારો સખા કૃષ્ણ. તેને મૂકીને કોની પૂજા કરવા માગે છે?"

રાધા ( ધીમે સ્વરે )—" આટલી માથાકૂટ શાને કરો છો? જે હોય તે બતાવો."

બડાઈ (મધુ મગળને)—"સાંભળ તારા મિત્રને મારે ઘેર મોકલજે. અમે તેને પત્થરની વાડકીમાં મોકું અને ગોળ આપીશું તે ખુશીથી ખાશે."

(મધુમંગળ પૂજાની સામગ્રી ઝુંટવી લેછે.)

રાધા—"જુઓ, જુઓ. આ બધી પૂજાની સામગ્રી અભડાઈ ગઈ. ફેંકી દો બધી અને ચાલો ઘેર." (શ્રીકૃષ્ણ આડા હાથ ધરી ઉભા રહે છે.)

રાધા (બડાઈને)—"પૂજાની બધી સામગ્રી ફેંકી દીધી હવે શું આપીશું.?"

શ્રીકૃષ્ણ—"કેમ!

કાંચન કમલમુખ અમુલ્ય રતન,
નીલ રત્નસમ તુજ સરોજ નયન,
પદ્મરાગ પૂર્ણ શોભે અધર યુગલ,
શુભ્ર મુક્તાસમ શોભે દંત સુમધુર.

હે સુંદરી! તમારી પાસે આટલી બધી રત્ન સામગ્રી છતાં મારી પાસે કાંઇ નથી એમ કેમ કહો છો?"

શ્રીકૃષ્ણ રાધાને સ્પર્શ કરવા જાય છે પણ બડાઈ તેનુ રક્ષણ કરવા વચમાં ઉભી રહે છે.

બડાઈ—"અરે નંદના દીકરા! કુલવતી સ્ત્રીને સ્પર્શ કરતા શરમાતો નથી! તેના ઉપર જુલમ કર્યાથી શું તારૂં કલ્યાણ થશે?"

લલિતા—"વાહ! આવો તમારો જુલમ? જરા શરમાઓ." (શ્રીકૃષ્ણ બડાઇને ધક્કો મારી રાધાનું વસ્ત્ર પકડવા જાય છે.) એટલામાં જે દિવ્ય આત્માઓ પાત્રોના દેહમાં રહી આ સર્વ ખેલ

કરી રહ્યા હતા તેઓ અંતર્ધાન થઈ ગયા. બકાન્તના દેહમાંથી યોગમાયા જતાં રહ્યાં અને નિત્યાનંદ રહ્યા. શ્રીકૃષ્ણ જતા રહ્યા અને અદ્વૈત રહ્યા. રાધિકા ગયાં અને નિમાઈ રહ્યા. અને લલિતા ગયાં અને ગદાધર રહ્યા. આ સઘળા નાટ્યપ્રયોગમાં જે જે પાત્રોનો ઉપયોગ હતો તે સઘળા જાતે આવીને પોતપોતાને યોગ્ય શબ્દો બોલતા હતા. અદ્વૈતના દેહમાં શ્રીકૃષ્ણ પોતે વિરાજમાન થયા હતા. એથી કરીને તેમની આકૃતિમાં એટલે સુધી ફેરફાર થયો હતો કે તે છોતેર વર્ષના વૃદ્ધ પુરૂષ હતા છતાં યુવાન દેખાતા હતા શ્રીકૃષ્ણે રાધાના વસ્ત્રને સ્પર્શ કર્યો ત્યાર પછીની લીલા મનુષ્યને બતાવવાને યોગ્ય ન હોવાથી સઘળા અંતર્હિત થઈ ગયા. એથી કરીને આ નાટ્યપ્રયોગ એકદમ બંધ પડયો જેમ ઠંડુ પાણી ગરમી ઉપર ધરીએ અને ઉભરો આવે અને ગરમી ખેંચી લેતાં ઠંડુ પડી જાય તેમ સર્વ પાત્રો પોતપોતાના પાઠ ભજવતા બંધ પડી ગયા

જેવો નિમાઈનો રાધાભાવ લુપ્ત થયો કે તરતજ તેમના દેહમાં ભગવતીનો આવેશ આવ્યો અને તે આવેશમાં નૃત્ય કરવા લાગ્યા. પછી પોતે દેવમંદિરમા જઈ સિંહાસનપર બેઠા અને હરિદાસને પોતાના બાળકની પેઠે ખોળામાં લીધા.

ભકતોએ જોયું તો સિંહાસનપર જગદંબા બેઠાં છે અને હરિદાસ તેમના ખોળામાં શાંત પણે સુતા છે. આ સ્વરૂપ જોઇ સઘળા દેવીનું સ્તવન કરવા લાગ્યા જે પ્રમાણે શ્રીકૃષ્ણની પ્રાપ્તિને માટે ગોપીઓએ દેવીની સ્તુતિ કરી હતી તે પ્રમાણે તેઓએ કહ્યું, "માતા! અમને કૃષ્ણ-ભકિત આપો." એમ સ્તવન કરતાં કરતાં તેઓ ભકિતથી વિહ્વલ થઇ ગયા. તેઓ પોતાપણાને ભુલી ગયા અને ન્હાના બાળકની પેઠે

વર્તન કરવા લાગ્યા. તેમના મનમાં એવુંજ ઠસી ગયું કે સિંહાસન પર બિરાજનાર અમારી પોતાની માતાજ છે. હરિદાસની માતા તેમને ૭ માસના મૂકી તેમના પિતાની પાછળ સતી થઇ હતી. તેથી કરીને તેમણે માતાનું દૂધ બરાબર તૃપ્તિ પર્યંત પીધું ન હતું. હમણાં તેમને મા મળવાથી બાળપણની ધાવવાની ઇચ્છા થઇ આવી તેથી તેમણે માતા રૂપ નિમાઇના વક્ષસ્થળ ઉપર હાથ ફેરવવા માંડ્યા. બીજા ભક્તો પણ હરિદાસના આ ભાવ જોઇ માને ઘેરી વળ્યા. પછી સ્તવન કરવુ છોડી ન્હાનાં બાળકો જેમ મા વગર રૂદન કરે તેમ તેઓ મા, મા, કરી પોકાર કરવા લાગ્યા કેટલાક ખોળે બેસવા માટે સિંહાસન પર ચડવા લાગ્યા કેટલાક "ખોળે લ્યો" કહી માના હાથ, પગ અને વસ્ત્ર ખેંચવા લાગ્યા કેટલાક હરિદાસને જોરથી ખસેડી તેમની જગ્યાએ પોતે બેશી જવાને યત્ન કરવા લાગ્યા. કોઇ નૃત્ય કરવા લાગ્યા આખી રાત્રી આનંદમાં પસાર થઇ માના ખોળામાં ભક્તો આનંદથી લાડતા હતા એવામાં સવાર પડી તે જોઇ કરોડો પુત્ર શોકથી માતાને જેવી વેદના થાય તેવી વેદના ભક્તોને થઇ.

હરિદાસ જયારે ધાવવાની ચેષ્ટા કરવા લાગ્યા ત્યારે તેમને ન અટકાવતાં ભગવતીરૂપ નિમાઇ પોતાના સંતાનને પ્રેમથી માથે હાથ ફેરવી સ્તન પાન કરાવતા હતા. બધા ભક્તોને પણ તે સુખ લેવાની ઇચ્છા થઇ અને તેથી તેમણે ચિત્તની વ્યાકુળતા બતાવી. હરિદાસને ધવડાવ્યા. પછી તેમને નીચે મૂકી બીજા ભક્તને ખોળામાં લઇ ધવડાવ્યા. એમ એક પછી એક ભક્તોને ખોળે લઇ પરમ આનંદપૂર્વક પયપાન કરાવ્યું. સઘળા ભક્તો તૃપ્ત થયા. નાટયપ્રયોગનો અંત આવ્યો અને તેઓ એક પછી એક પોતાને ઘેર ગયા.

ચંદ્રશેખરને ઘેર ગૌરાંગ પ્રભુએ બતાવેલા અદ્ભુત પ્રકાશને લીધે સૌના ગયા પછી પણ આખું મકાન સાત દિવસ સુધી જ્યોતિર્મય રહ્યું. મુરારિગુપ્ત લખે છે કે —

श्रीचंद्रशेखराचार्यरत्नवाख्यां महाप्रभुः ।
ननर्त यत्र तत्रासीत्तेजस्तु महद्भुतम् ॥
सप्ताहं शीतलं चंद्रतेजसा सदृशम हरिम् ।

ચૈતન્ય ભાગવતમા લખ્યું છે કે સાત દિવસ પર્યંત આચાર્ય રત્નને ઘેર જાણે ચંદ્ર સૂર્ય અને વિજળીનું તેજ એકત્ર થયું હોય એવું પરમ અદ્ભુત તેજ નિરંતર રહ્યું.

કોટિ ચંદ્રમાના જેવો શીતલ પ્રકાશ જ્યારે નિમાઈએ ભગવાનનું સ્વરૂપ બતાવ્યું હતું ત્યારે થયો હતો તેમના અંતર્ધાન થયા પછી એવું તેજ કદી કોઈ ઠેકાણે જોવામાં આવ્યું નથી

## અધ્યાય ૨૨ મો.

### નવદ્વીપના કાજીનો ઉદ્ધાર.

ગયા પ્રકરણમા જણાવેલા ભગવતીભાવ બતાવ્યા પછી નિમાઈએ શ્રીમદ્‌ભાગવતમાં વર્ણવેલી શ્રીકૃષ્ણની તમામ લીલાઓ કરી બતાવી ચંદ્રશેખરને ઘેર તેમણે સૌથી પ્રથમ દાણલીલાનું નાટક કરી બતાવ્યુ હતું. ત્યાર પછી એજ પ્રમાણે નંદોત્સવ, ઝુલનોત્સવ, શ્રીમતી રાધાજીના જન્મોત્સવ વગેરે અનેક લીલાઓ ભક્તોની સાથે તેમણે કરી. વળી એક દિવસ જેમ શ્રીકૃષ્ણે પોતાના મિત્રો સાથે યમુનાને કાંઠે ઉજાણી

કરી હતી તેમ ગૌરાંગ પ્રભુએ પોતાના ભક્તોને લઇને ગંગાને કાંઠે હરિસંકીર્તન કરીને વનભોજન કર્યું.

આ રીતે નવદ્વીપમાં મહા કલ્યાણકારી આનંદનો પ્રવાહ વહેતો હતો. તેનું ઉત્પત્તિસ્થાન શ્રીગૌરાંગનું હૃદય હતું. તે નવદ્વીપમાં કેવા સ્વરૂપમાં લોકોની નજરે પડતા હતા તે વિષે એક પ્રાચીન પદ છે:-

શુભ્ર શશિ સમ મુખ શોભે સુમધુર,
મંત્રજાપે કંપે સદા પ્રવાલ અધર.

તે હંમેશાં કૃષ્ણનામનો જપ કરતા. અંતરમાં ગુપ્ત રહેલો કૃષ્ણપ્રેમ જ્યારે બહાર આવતો ત્યારે તેમના મધુર હોઠ ધીમેશથી કંપતા હતા. જે લોકોને આ બાબતનો અનુભવ હતો તેઓ જાણી શકતા કે જેમ કોઇ ન્હાના બાળકના હૃદયમાં નવીન ભાવ જાગતાંજ તેના હોઠ હાલવા માંડે છે તેમ શ્રીગૌરાંગના હોઠ વારંવાર કંપી ઉઠતા હતા. જે લોકો અત્યંત સરળ હૃદયના હોય છે તેઓજ આ પ્રમાણે પોતાના હૃદયના ભાવને સહેલાઇથી પ્રકટ કરી શકે છે

નવદ્વીપમાં રાતદિવસ આનંદના ધ્વનિ, હાસ્ય, નૃત્ય, ગીત અને ઉત્સવ થતા હતા. મૃદંગ, શંખ, કરતાલ અને મંજીરાના મધુર શબ્દ સાથે આનંદજનક હરિધ્વનિ થતા હતા. એ સર્વની વચમાં એક ચંદ્રવદન અને કમળ જેવાં બે નેત્ર—જેની કીકીઓ પ્રેમાનંદની ધારારૂપી મકરન્દથી ડુબી ગઇ હતી તેવી સુંદર છબી વિહાર કરતી હતી. આખા જગતને આથી આનંદ થતો હતો પણ દુષ્ટ બુદ્ધિવાળા લોકોને ક્રોધ ઉપજતો હતો. તેઓથી આ મધુર સ્વરૂપનું દર્શન કેમ સાંખી શકાય? ચોરને ચંદ્રપ્રકાશ કેમ પ્રિય લાગે?

કેટલાક દુષ્ટ હિંદુઓ છેવટે થાકીને શહેરના કાજી પાસે ફરિયા કરવા ગયા. પ્રથમ તો તેણે તેમની વાત સાંભળી નહિ. કારણકે ઘણો અભિમાની પુરુષ હતો એક તો નવદ્વીપ જેવા વિશાળ નગર અધિપતિ અને વળી ગૌડના બાદશાહનો તે દૌહિત્ર હતો. નિમાઈના માતામ નીલાંબર ચક્રવર્તીને આ કાજી સાથે સારો પરિચય હતો. તેથી નાઃ બરને તે કાકા કહેતો. પ્રથમ જ્યારે લોકોએ ફરિઆદ કરી ત્યારે કા કહે, "નિમાઈ ઘણો સારો માણસ છે. તેના ખાનગી વર્તનની વચ્ પડવાનું મારે કાંઈ પ્રયોજન નથી." એમ કહીને વાત ઉડાવી દીધ પણ જ્યારે તેના હાથ નીચેના મુસલમાન અમલદારો પણ કીર્ત બંધ કરવાનો આગ્રહ કરવા લાગ્યા ત્યારે થાકીને તે એક દિવસ હ આરબ્ધ સિપાઈઓ લઈને સાંજે શહેરમાં આવ્યો જુએ છે આખા શહેરમાં ખોલ કરતાલ વગેરે વાદ્યો વાગી રહ્યાં હતાં અને ચ દિશામાં હરિધ્વનિ સંભળાતા હતા. આખું શહેર જ્યાં ઉન્મત્ત બ ગયુ હોય ત્યાં કોને કોને અટકાવાય? તોપણ કેટલાક અમલદારો એક વૈષ્ણવના ઘરમાં જઈ કીર્ત્તન થતું અટકાવ્યું, વાજીંત્રો ભાં નાખ્યાં અને અનેક પ્રકારનો ભય બતાવ્યો. લોકો ત્યાંથી નાશી ગ પણ કેટલાક પકડાઈ ગયા. તેઓને ધમકાવી કાજીએ કહ્યું, "મા મના છતાં તમે કોના કહ્યાથી શહેરમાં આ પ્રમાણે ઉપદ્રવ કરો છો ખબરદાર! આજપછી એવું કામ કર્યું તો! હવે પછી નગરમાં કો આ પ્રમાણે ધાંધલ કરશે તો તેને જાનથી મારવામાં આવશે." આ પ્રમાણે ભય બતાવી કાજી પોતાને મકાને ગયો.

કાજીના આ કાર્યથી ભક્તોના માથા ઉપર વજ્રપાત થયો. આ ત્યારસુધી તેઓ કીર્ત્તનોન્મત્ત હોવાથી રાતદિવસ પણ જાણતા ન હત

તેવામાં એકાએક આ ઉત્પાત થવાથી તેઓ ભયભીત થઈ ગયા. કાજીની પાસે મોટું લશ્કર હતું તેથી પોતાની સત્તા વડે તે લોકોને વશ કરી શકે એ સહજ હતું. વળી ભક્તોના જીવનનો એક માત્ર આધાર હરિનામ અને ખોલ કરતાલ હતાં. તેઓને સંસાર પ્રતિ વિરાગ આવી ગયો હતો અને કોઈ પણ કારણસર મારામારી કે કાપાકાપી કરવા તરફ તેઓને તિરસ્કાર આવતો હતો. આવા દીન સાધુ વૈષ્ણવો અપ્રધાન સૈન્યના સેનાપતિ કાજીની સામે કેમ થઇ શકે ? કાલાવાલા કરીને પણ મુસલમાન બાદશાહ પાસેથી હરિભજન કરવાની પરવાનગી મળશે તેનો પણ ભરોસો ન હતો. આવી અવસ્થામાં નિરૂપાય થઈને તેઓ ભગવાનની પાસે આવ્યા અને પોતાના દુઃખની સઘળી હકીકત કહી. નિમાઈએ સઘળાને દિલાસો આપી કહ્યું, "તમે નિર્ભયપણે હરિભજન કરો. તમને જે અટકાવશે તેમનું સજન કરવા હું તૈયાર છું." આ વાત સાંભળી તેઓને કાંઇક ધીરજ આવી પણ હજી તેમનો ભય પૂરેપૂરો દૂર થયો ન હતો. કારણકે રોજ સાંજ પડયા પછી કાજી લશ્કર લઇને લોકો કીર્તન ન કરે તેટલા માટે શેરીએ શેરીએ ફરતો હતો. આમ હોવાથી થોડા વખતમાં હરિભજન બંધ થઈ ગયાં. કેટલાક કહે કે જો આપણાથી અહિં રહીને ભજન ન કરાય તો બીજા દેશમાં જઈને રહેવું એ બહેતર છે. ચાલો, જ્યાં કીર્તનનો કોઇ અટકાવ ન કરે એવા દેશમાં જઇને વસીએ. કેટલાક એમ પણ કહેવા લાગ્યા કે કોલાહલ કરીને ભજન કર્યાથી શો લાભ છે. ભજન તો એકાંતમાં ગુપ્તપણેજ કરવું જોઇએ. કાજી લશ્કરના બળે બળવાન હતો અને શહેરની હિંદુ વસ્તીનો મોટો ભાગ પણ શ્રીગૌરાંગથી વિરૂદ્ધ હતો તેનું કારણ તો આગળ કહેવામાં આવ્યું છે. આથી શહેરના લોકોને ભય લાગ્યો. તેમાં તેઓનો બહુ દોષ કહાડવા જેવું ન હતું.

તેઓ એકઠા થઈને પ્રભુની પાસે આવ્યા અને કહ્યું, "પ્રભુ, અમારાથી કીર્તન થઈ શકતું નથી. અમને રજા આપો તો બીજે ઠેકાણે રહેવા જઈએ." આ વાત સાંભળતાંજ નિમાઈએ એકદમ ભયંકર સ્વરૂપ ધારણ કર્યું. તેમનું તમામ સૌંદર્ય અને માધુર્ય એક પળમાં ઉડી ગયું અને તેને ઠેકાણે એક ભયંકર રૂદ્રમૂર્તિ સર્વની નજરે પડી. પછી તેમણે કહ્યું, "એમ! કાજી કીર્તન બંધ કરાવે છે? કૃષ્ણકીર્તન બંધ કરાવે છે? તો પ્રથમ તેણે મનોજ ભજન કરતાં અટકાવવો જોઈએ. આજે હું શેરીએ શેરીએ કીર્તન કરીશ. આજે હું કાજીનો અહંકાર ચૂર્ણ કરીશ. આજે હું પ્રેમના તરંગથી નવદ્વીપને ડુબાવી દઈશ. નિત્યાનંદ! તમે તૈયાર થાઓ. તમે જઈને બધાને ખબર કરો કે આજ સાંજે હું શહેરમાં જાહેર સંકીર્તન કરવાનો છું માટે બધાએ સવેળા જમીને મારે ઘેર આવી હાજર થવું. અને તો દરેક જણે હાથમાં એક એક મશાલ લઈને આવવું." પછી તેમણે લોકોને કહ્યું, "તમે ડરશો નહિ. મારી આજ્ઞા તમે સર્વત્ર ફેલાવો કે આજે નગરસંકીર્તન થવાનું છે."

તે વખતે ભક્તોએ નિમાઈના જે સ્વરૂપનાં દર્શન કર્યાં તે જોતાંજ અને તેમના ઉત્સાહક શબ્દો સાંભળતાંજ તેમનો ભય દૂર થઈ ગયો. તે સમયે તેમને દૃઢ વિશ્વાસ થઈ ગયો કે નિમાઈ પોતેજ શ્રી ભગવાન છે. તેઓ આનંદ અને ઉત્સાહથી રોમાંચિત થઈ ગયા અને ઉલટથી તેમણે પ્રભુની આજ્ઞા સર્વને જાહેર કરી. થોડા વખતમાંજ આ વાત નવદ્વીપમાં ઘેરઘેર ફેલાઈ ગઈ. આજ નિમાઈ પંડિત શેરીએ શેરીએ કીર્તન કરશે. આજે તે કાજીનો અહંકાર તોડશે. એ વાત વીજળીના વેગે ગામમાં ફેલાઈ ગઈ. આ ઉદ્ઘોષણાથી શહેર તળે

ઉપર થઇ ગયું. શ્રીગૌરાંગના મિત્રો અને શત્રુઓમાં ભારે ખળભળાટ ઉત્પન્ન થયો. મિત્રોને સમાચાર મળતાંજ તેઓ પ્રભુને ઘેર દોડી ગયા. શત્રુઓ પણ તમાસો જોવાને ઉત્સુક થયા અને જેઓ તટસ્થ હતા તેઓ પણ આતુરતાથી સાંજ પડવાની રાહ જોવા લાગ્યા

તે વખતે નવદ્વીપ હાલના મુંબઇ કે કલકત્તા કરતાં વધારે વિશાળ અને બહોળી વસ્તિવાળું હતુ એવા મોટા શહેરમા એકદમ કોલાહલ થઇ રહ્યો. તમામ લોક નાના પ્રકારની તૈયારી કરવા લાગ્યા ગૌરાંગ પ્રભુ કયે રસ્તે જશે તે કોઇને માલુમ ન હતું. તોપણ બધા લોક પોતપોતાનું આંગણુ સાફ કરવા લાગ્યા. બારણે આંબાનાં પાનના તોરણ બાંધ્યાં, કેળના થંભ રોપ્યા અને પાણીથી ભરેલા ઘડા મુક્યા સૌભાગ્યવતીઓ સુંદર વસ્ત્રાભુષણ પહેરી આંગણે સાથીઆ વગેરે સુશોભિત ચિત્રો કાઢવા લાગી સન્ધ્યાકાળ થયા પછી ઘેરઘેર રોશની થઇ. સારાંશમાં આખુ શહેર ઉમંગમાં આવી ગયું હતુ. તેઓ એક રીતે ઉન્મત્ત બની ગયાં હતાં.

જેઓ કીર્ત્તનમંડળીમાં જોડાવાને માટે ગયા તેઓ હાથમાં એકએક મશાલ અને તેલનુ વાસણુ લેતા ગયા. ગળામાં પુષ્પની માળા પહેરી અને અંગે ચંદન લગાડ્યું. જેઓને ઘેર નોકર હતા તેમણે દરેક નોકરના હાથમાં એકએક મશાલ આપી. કેટલાક શ્રીમંતો તો સો બસો નોકરોને મશાલ સહિત તેડી લાવ્યા. લાખો માણસો આવી ગયા અને હજી આવતાજ હતા. પ્રભુની શેરીમાં તલપુર જગ્યા ન રહી તેથી ઘણાને તો પોતાને બારણેજ ઉભા રહેવું પડ્યું. જેઓ પ્રભુના આંગણામાં ઉભા હતા તેઓ હરિધ્વનિ કરતા હતા. જાણે આખું શહેર કંપી ઉઠશે અને બ્રહ્માંડ તૂટી પડશે એવી ગગનભેદી ગર્જના

થતી હતી. પ્રભુના અંગત ભક્તો આંગણામાં ઉભા હતા. બહારના લોકો જરા દૂર ઉભા હતા અને પ્રભુ પોતે ઘરના અંદરના ભાગમાં હતા. ગદાધર તેમને સજ્જ કરતા હતા. તે પ્રભુના કપાળ ઉપર સુંદર તિલક અને કસ્તુરીની ટપકી કરતા હતા. તેમણે પ્રભુના વાળ સુંદર રીતે ઓળ્યા અને તેમાં માલતિનાં સુવાસિત પુષ્પ ગુંથ્યાં. પછી આખે શરીરે ચંદન અને બીજાં સુવાસિત દ્રવ્યનો લેપ કર્યો. પછી પ્રભુ ઉઠીને ઉભા થયા એટલે તેમને માથેથી તે પગ સુધી આવે એવી લાંબી પુષ્પની માળા પહેરાવી. ત્યાર પછી તેમણે જૂનું વસ્ત્ર ત્યાગ કરી નવું સુંદર વસ્ત્ર પહેર્યું ખાંધે સુંદર દુપટ્ટો નાંખ્યો પગે નૂપુર પહેરાવ્યાં અને હાથે તથા ગળે સુવર્ણના અલંકાર પહેરાવ્યા. શચીમાતા વૃદ્ધ સ્ત્રીઓની સાથે અને વિષ્ણુપ્રિયા પોતાની સમવયી સખીઓની સાથે ઝરૂખામાં ઉભાં ઉભાં નિમાઇનો વેશવિન્યાસ જોતાં હતાં. જ્યારે તે કાર્ય પૂર્ણ થયુ ત્યારે ગદાધર અને નરહરિ વગેરે ભક્તો ત્યાંથી ખસી ગયા.

નિમાઇ આ પ્રમાણે શામાટે સુંદર વસ્ત્રાભૂષણ પહેરતા હશે? શું એ સાસરે જાય છે? નહિજ, તે તો તરવાર અને બંદૂક ધારણ કરનાર અફઘાન સૈન્યના ઉપરી કાજીને વશ કરવા જાય છે. તે તો શત્રુઓની સામે, અને તેમને જોતાંજ જેમની આંખમાં ખુન્નસ આવે; એવા લોકોની સામે જાય છે. શુ તેમના સુંદર કેશ અને પુષ્પની માળા જોઇ કાજી પોતાનું માથું નમાવશે? શત્રુઓ ગૌરાંગ પ્રભુનો આ વેશ જોઇ ઉલટા વધારે હસવા લાગ્યા. પણ આ વેશ ધારણ કરવામાં નિમાઇનો હેતુ જુદાજ પ્રકારનો હતો. તે પોતાના રૂપ અને વેશથી જગતને જણાવતા હતા કે ભગવાનનું ભજન દુઃખરૂપ નથી પણ આનંદમય છે. તેને માટે ભસ્મ ચોળવાની કે જટા રાખવાની

જરૂર નથી. ભગવાન જીવ માત્રના પ્રાણેશ્વર છે. તેમનું દર્શન કરવા જવું અથવા તેમનું ભજન કરવા તૈયાર થવું એ કાર્ય પ્રિયાને મળવા કરતાં પણ વધારે સુખકર છે. આ દૃષ્ટિબિંદુથી જોતાં નિમાઇની આ તૈયારી દોષયુક્ત ન હતી. અલબત્ત કાજી પાસે અફઘાનોનું બળવાન લશ્કર હતું અને તેનો પરાજય કરવા માટે તિલક, કેશભૂષણ, પુષ્પની માળા વગેરે આયુધો ઉપયુક્ત ન હતાં. પણ નિમાઇએ અફઘાનોનાં તીક્ષ્ણ શસ્ત્રોની સામે પુષ્પની માળા લઇ યુદ્ધ કરવાની હિંમત ધરી હતી. તેમણે બતાવી આપ્યું કે ફૂલની માળામાં જેટલું સામર્થ્ય છે તેટલું સામર્થ્ય કહેવાતાં શસ્ત્ર અસ્ત્રમાં નથી. તેમના વિરોધીઓ મશ્કરી કરતા હતા પણ તેમણે કાજી પાસે શું શું કર્યું તે આપણે જોઇશું.

ઉપર કહ્યાં તેવાં વસ્ત્રાભુષણ ધારણ કરી નિમાઇ ધીમે ધીમે આંગણામાં આવ્યા. તેમના આવતા પહેલાંજ લોકો બન્ને બાજુએ હટી ગયા હતા પ્રભુ આવે છે એ ખબર મળતાંજ હજારો માણસોએ હરિધ્વનિ કર્યો તેમના આ સમયના રૂપથી જોનારા લોકો મોહિત થઇ ગયા. નિમાઇનું નટવર નાગર સ્વરૂપ જોતાં દરેકની આંખમાંથી પ્રેમાનંદની ધારા વહેવા લાગી. પ્રભુનું અંગ જાણે સ્નેહથી પીગળી જતું હોય અને જાણે પોતાના પ્રસન્ન વદનથી જગતનું દુઃખ હરણ કરતા હોય એવો તેમનો દેખાવ હતો. તેમણે મધુર હાસ્ય કરી ચારે તરફ જોયું અને જેઓના ઉપર તેમની નજર પડી તે સર્વ લોકો આનંદથી વિહ્વલ થઇ ગયા. એ આનંદનો તરંગ લોકસાગરની સીમા પર્યંત પહોંચી ગયો. સર્વનાં ચિત્ત સ્થિર થઇ ગયાં અને શરીર હલકાં થઇગયાં. આનંદથી નૃત્ય કરવા પગ ટમટમવા લાગ્યા. સર્વ કોઇ બીજું કશું ન કરી શકતાં માત્ર હરિધ્વનિ કરવા લાગ્યા. પછી તેમણે લોકોના ચાર

વિભાગ કર્યા. એક વિભાગ અદ્વૈતને સ્વાધીન કર્યો [illegible] હરિદાસને આપ્યું; ત્રીજો શ્રીવાસને આપ્યો અને ચોથાના નાયક પોતે થયા. જે મંડળમાં પોતે હતા તેજ મંડળમાં નિતાઇ અને ગદાધર હતા. પ્રભુની ડાબી બાજુએ ગદાધર અને જમણી બાજુએ નિત્યાનંદ ચાલતા હતા. આરંભમાં આ પ્રમાણે ચાર મંડળ હતાં પણ પાછળથી અનેક થઇ ગયાં હતાં. કેટલીક વાર સુધી રાહ જોયા પછી લોકો અધીરા થવા લાગ્યા. એટલામાં સાંજ પડી અને દીવા થયા. શહેરમાં લગભગ એકેએક ઘેર રોશની થઇ. એક તો અજવાળી રાત અને તેમાં અસંખ્ય દીવાનો પ્રકાશ મળવાથી દિવસના જેવું અજવાળું થઇ ગયું હતું.

પછી કીર્તન કરતા કરતા અને હરિધ્વનિની ગર્જના કરતા હજારો લોકો શેરીની બહાર આવ્યા. સૌથી આગળ અદ્વૈતનું મંડળ હતું. ત્યાર પછી શ્રીવાસ અને હરિદાસ પોતાના મંડળ સાથે આવ્યા અને સૌથી છેલ્લા પ્રભુ પોતે નીકળ્યા. જગાઇ માધાઇના ઉદ્ધારને દિવસે કેટલાક લોકોએ નિમાઇનું કીર્તન જોયું હતું. આજ સમગ્ર નવદ્વીપના લોકો આ કલ્યાણકારી દેખાવ જોતા હતા. રસ્તામાં બન્ને બાજુએ સ્ત્રી પુરૂષોના થોકેથોક ઉભા છે. જેઓને અગાશીઓ અને ઝરૂખા હતા તેઓ ત્યાં રહીને નિમાઇનું કીર્તન જુએ છે. રસ્તામાં તલપૂર જગ્યા નથી. આસપાસથી હજારો લોકો પ્રભુનાં દર્શન કરવા દોડતા આવે છે. હજારો દીવા ઝગઝગાટ બળી રહ્યા છે અને ચારે દિશા-માં હરિધ્વનિ થઇ રહ્યા છે. અને તે સર્વની વચમાં ગૌરાંગ મહાપ્રભુ નૃત્ય કરતા કરતા આવે છે. નવદ્વીપના લોકોએ કીર્તન વિષે સાંભળ્યું હતું પણ કોઇ દિવસ નજરે કીર્તન

જોયું ન હતું. નિમાઈને સઘળાએ જોયા હતા પણ તેમનું કીર્તન જોયું ન હતું. તેમણે સાંભળ્યું હતું કે નિમાઈના કીર્ત્તનમાં મઘમંત વ્રજરસ જોવામાં આવે છે. તેથી કરીને શાકતો, શૈવો, વૈષ્ણવો સઘળા લોકો જોવાને એકઠા થયા હતા. નિમાઈના શરીરમાં તે વખતે ભગવાનનો આવેશ આવ્યો હતો. તેથી સર્વાંગે જ્યોતર્મય દેખાતા હતા. પ્રભુ જે ઘરની નજીક આવતા હતા તે ઘરના પુરૂષો શંખધ્વનિ કરતા હતા અને સ્ત્રીઓ મંગળ ગીત ગાતી હતી કુમારિકાઓ પ્રભુને ધાણી, ફૂલ અને પતાસાંથી વધાવતી હતી. હજારો માણસો તેમને ચરણે પડતા હતા. જે લોકો તેમની સાથે કીર્ત્તન કરવા આવ્યા હતા તેમાંના કોઈને બાહ્યજ્ઞાન ન હતું. જેઓ દર્શન કરવા આવ્યા હતા તેઓ પણ આનંદથી વિહ્વલ થઈ ગયા. સર્વ નૃત્ય કરવા લાગ્યા અને મંત્રમુગ્ધ સર્પની પેઠે પ્રભુની પાછળ ચાલવા લાગ્યા. ઘરબાર સૂનાં મૂકી તેઓ આનંદને લીધે માયા અને મોહનો ત્યાગ કરી મિથ્યા સુખને બદલે ખરૂં સુખ લેવાને જતા હતા.

પ્રથમ નૃત્ય કરતા કરતા નિમાઈ પોતાના ઘાટ આગળ આવ્યા. ત્યાં થોડીવાર બેઠા અને ભજન કર્યું. પછી ગંગાને કાંઠે કાંઠે નૃત્ય કરતા કરતા આગળ ચાલ્યા. પ્રેમ સરોવરમાં જાણે સોનાનું કમળ ડોલતું હોય તેમ ગૌરાંગ પ્રભુ જતા હતા. તે કયાં જતા હશે? મુસલમાન સેનાધિપતિ ચાંદખાં કાજી અને તેના મદોન્મત્ત અફઘાન સિપાઈઓને વશ કરવા જાય છે. આગળ પાછળની મંડળીઓ ભજન ગાતી હતી. પ્રભુની મંડળી તેમના પોતાના બનાવેલા પદની ધુન મચાવતી હતી. તે નીચે પ્રમાણેઃ—

તુજ ચરણે મન લાગ્યું રે—સારંગધર—ટેક.

કોઇવાર નિમાઇ 'શિવ', 'શિવ' બોલીને પણ નૃત્ય કરતા હતા. આ વખતે તેમનું શરીર એટલું કોમળ દેખાતું હતું કે જાણે તેમાં હાડકાં છેજ નહિ. કોઇવાર મધુર હાસ્ય કરતા તે વખતે લોકો જોઇ શકતા કે તેમના મુખમાંથી તેજના અંબાર વરસતા. એ હાસ્ય-દર્શનથી લોકોને ખાત્રી થતી હતી કે જગત સુખમય છે, ભગવાન આનંદમય છે અને તે જીવ માત્રનો નિકટ સંબંધી છે. પ્રભુનાં નેત્રમાંથી અશ્રુની ધારા વહેતી હતી તે જોઇને સર્વ પ્રેક્ષકોનું હૃદય કોમળ થતું હતું અને તેમને બીજા ઉપર પ્રેમ અને કરુણા ઉત્પન્ન થતી હતી. પ્રભુ અભિનય કરીને નૃત્ય કરતા હતા તે જોઇ સર્વનાં હૃદય પણ સાથે સાથે નાચતાં હતાં. કેટલાક ભક્તોને આ દર્શનથી સમાધિની અવસ્થા પ્રાપ્ત થઇ. પોતે ક્યાં ઉભા છે અને શું કરે છે તે સર્વ ભૂલી ગયા. જાણે પોતે વૈકુંઠમાં હોય અને પ્રભુની સમીપ બેસીને આનંદનો ઉપભોગ કરતા હોય એમ તેમને લાગતું હતું. કેટલાકનાં હૃદય એવાં તો કઠણ હતાં કે જિંદગીમાં કદિ પણ પીગળ્યાં ન હતાં. વળી તેઓ નિમાઇના કટ્ટા શત્રુ હતા. પણ આ સ્થાને નિમાઇનું નૃત્ય અને સૌંદર્ય જોઇ પ્રથમ સ્તંભિત થઇ ગયા. પછી ઇચ્છા વિરૂદ્ધ તેમનાં હૃદય કોમળ થયાં અને તેમનાં મરૂભૂમિ જેવાં શુષ્ક નેત્રમાંથી અશ્રુધારા ટપકવા લાગી. તે વખતે તેમને સર્વ તત્ત્વ સમજાઈ ગયું કે આપણે પ્રભુના છીએ અને પ્રભુ આપણા છે. કેટલાક કહેવા લાગ્યા, "આ છે શું ? શું ચંદ્ર આકાશમાંથી ઉતરીને પૃથ્વી ઉપર નૃત્ય કરે છે?" કોઇ કહે, "શું આ સુવર્ણની પ્રતિમા છે? કયા કારીગરે એ ઘડી હશે?" હવે ગૌરાંગના વિરોધીઓમાંથી કોઇને પણ શત્રુતા અગર અશ્રદ્ધા રહી નહિ. જે

લોકોએ નિમાઇનું વિશ્વમોહન સ્વરૂપ જોયું તેમાંના કોઇને તેમના તરફ વિરક્તિ નહિ પણ અનંતગણું આકર્ષણ થયું. પ્રથમના ઘણા શત્રુઓ હવે બોલવા લાગ્યા કે ધન્ય છે જગન્નાથ મિશ્રને! ધન્ય શચીને કે જેને આવો પુત્ર છે! કોઈ કહે, "ધન્ય નવદ્વીપને કે જ્યાં આવા મહાપુરૂષનો જન્મ થયો." ભક્તોમાંથી જેઓ ઉત્તમ અધિકારી હતા તેઓને સમજાયું કે અમે કૃષ્ણ સાથે રાસ ક્રીડા કરીએ છીએ અમે રાધિકાની સખીઓ છીએ. નિમાઇ કૃષ્ણ છે અને નવદ્વીપ વૃન્દાવન છે એવી તેમના મન ઉપર પ્રબળ છાપ પડી ગઇ. તેઓ જુએ છે કે નંદનંદન કૃષ્ણ અમારી આગળ નાચે છે અને તેમના નૃત્યનું અનુકરણ કરી તથા તેમના સામે દૃષ્ટિ રાખી અમે પણ નાચીએ છીએ. લાખો લોકોનાં ટોળાંની વચમાં નિમાઇનું દર્શન કરવાને મુશ્કેલી ન હતી. કારણ કે તેમનુ સુવર્ણરંગી સુદીર્ઘ શરીર બધા મનુષ્યો કરતા તદ્દન જુદુ પડી જતું હતુ જે હજારો ભક્તો નિમાઇની સાથે એકત્ર થયા હતા તેઓ બધા તદ્દન બાહ્યજ્ઞાનશૂન્ય થઇ ગયા હતા. પછી સંકીર્તન શરૂ થતાંજ તેઓ આનંદના તરંગમાં તણાવા લાગ્યા. કેટલાક ગાતા હતા પણ પોતે શું ગાય છે તે જાણતા ન હતા. આ સમયે ગમે તેવો કર્કશ કંઠ પણ મધુર બની ગયો હતો. ભક્તિ અને પ્રેમની સત્તા એટલી બધી છે કે બદશીકલ ચહેરાને અને કઠોર કંઠને સુંદર અને સુમધુર બનાવે છે. તેમની અવસ્થા કવિ વૃન્દાવનદાસ નીચે મુજબ વર્ણવે છેઃ—"કેટલાક ગાતા હતા, કેટલાક નાચતા હતા, કેટલાક હરિધ્વનિ કરતા હતા, કેટલાક દેહનું ભાન ભૂલી જઇ પૃથ્વી ઉપર આળોટતા હતા, કેટલાક નાના પ્રકારનાં વાદ્ય વગાડતા હતા, કેટલાક આનંદમુગ્ધ થઇને ક્રંદન કરતા હતા, કેટલાક ભક્તોને ચરણે પડી

અશ્રુપાન કરતા હતા, કેટલાક સાધુઓના પગ પોતાના વાળથી લૂંછતા હતા, કેટલાક ગાઢ સ્નેહથી પરસ્પર આલિંગન કરતા હતા, કેટલાક એક બીજાના મ્હોં સામુ જોઇ હસી પડતા હતા, કેટલાક અલૌકિક ભાષા બોલતા હતા, કેટલાક ઉન્મત થઇને ઝાડ ઉપર ચ્હડી ડાળી પકડી લટકતા હતા અને કેટલાક વિહ્વલપણે ઉંચી ડાળી ઉપરથી ભુસ્કો મારતા હતા" કોઇ કોઇ મનમાં એવો વિચાર કરતા હતા કે અમેજ નિમાઇ પંડિત છીએ અને તેવા ભાવથી લોકોને કહેતા, 'હે દુખી જીવો ! હુ નિમાઈ પંડિત આવ્યો છું. હવે તમે બ્હીશો નહિ. જીવ માત્રનો ઉદ્ધાર થશે " વળી બીજન ક્રોધ યુકત રીતે બોલતો, "અધર્મીઓ જગતનું અકલ્યાણ કરે છે આજે હુ દુનિઆના તમામ નાસ્તિકોનો નાશ કરીશ" એમ કહી ઝાડની એક ડાળી ભાંગી નાસ્તિકોનો વધ કરવા જતો હોય તેમ જોર ભેર ચાલતો તે વખતે બધાના શરીરમાં અદ્ભુત બળ આવ્યુ હતુ. તેમની સહજ અવસ્થામાં તેઓ કદિ આચકો મારી ઝાડની ડાળી ભાંગી શકે એમ ન હતું કેટલાક તો એવા ઉન્મત્ત થઈ ગયા હતા કે જાણે નાસ્તિક અધર્મી લોકો તેમની સમીપજ ઉભા હોય તેમ હાથમાંની સોટી જોરથી જમીનપર મારતા અને કહેતા, "હે દુષ્ટો ! નિમાઇ પંડિત સ્વયં શ્રીભગવાન છે. તે હરિનામનો પ્રચાર કરવા અવતર્યા છે. તેમનું ભજન કર નહિ તો પ્રાણ લઇશ." કેટલાક જાણે પોતાની સન્મુખ યમદૂત ઉભા હોય તેમ કહેતા, "હે યમદૂત ! તમે ચાલ્યા જાઓ. તમારા રાજા યમને જઇને કહો કે પ્રભુ પોતે, યમના પણ યમ અમારી પાસે આવ્યા છે. હવે અમને તમારો ડર નથી. હવે તમારા ચિત્રગુપ્તને કહો કે પોતાનો ચોપડો ફેંકી દે. હવે અમે પાપથી ડરતા નથી." કેટલાક તો એથી

આગળ વધી યમરાજાને બાંધવા જતા હોય તેમ છલંગભેર દોડતા હતા.

ગૌરાંગ પ્રભુ કાજીને જીતવા જતા હતા પણ અત્યાર સુધીના તેમના વર્તનથી એ વાત લોકોને સમજાતી ન હતી. તે તો સુંદર વસ્ત્રાભુષણ પહેરી મધુર નૃત્ય કરતા જતા હતા અને લોકો તેમના માર્ગમાં પુષ્પના ઢગલા કરતા હતા. પોતાના ઘાટ આગળ થોડી વાર વિશ્રામ લઇ તે આગળ ચાલ્યા. પછી માધાઇઘાટ પાસે આવી પહોંચ્યા. ત્યાં થોડી વાર ભજન કર્યું. ત્યાર પછી તેમણે કાજીના ઘર તરફનો રસ્તો લીધો. આ ઉપરથી માલમ પડે છે કે નિમાઇ ભક્તિના તરંગમાં નૃત્ય કરતા હતા પણ કાજીની વાત ભૂલી ગયા ન હતા. જે લોકો તટસ્થ હતા તે લોકો સમજતા હતા કે આજે જરૂર મોટો અનર્થ થશે અને ભારે ખૂનરેજી થશે. શત્રુઓ સમજતા હતા કે કાજીનું લશ્કર આવતાંજ આ લોકોનો ભક્તિભાવ ઊડી જશે અને તેઓ ઘેટાંની પેઠે નાશી જશે અથવા માર્યા જશે, આજે નિમાઇ પંડિતે મોટી ભૂલ ખાધી છે.

હવે આ વખતે કાજી શું કરતો હતો તે જોઇએ. કેટલાક દિવસ સુધી દરરોજ લશ્કર લઇને તે શેરીએ શેરીએ ફર્યો. પછી તેણે ગામમાં આવવું આપોઆપ બંધ કર્યું.

અત્યારે તે ઘેર હતો. એક દિવસમાં નિમાઇ લાખો માણસોને એકઠાં કરી જાહેર કીર્તન કરશે તેની તેને કશી ખબર હતી નહિ. ગૌરાંગ પ્રભુની અલૌકિક શક્તિનું આ એક ઉદાહરણ છે. એક ચક્રવર્તી બાદશાહે જો લોકોને આજ્ઞા કરી હોત તો માણસોની આટલી મોટી સંખ્યા રાજીખુશીથી એકઠી થાત નહિ, અને જોત જોતામાં આખું

શહેર પુષ્પ, તોરણ અને દીપમાળથી શણગારાત નહિ. પણ શ્રીગૌરાંગના એક શબ્દવડે આ કાર્ય થઈ ગયું. આખા શહેરના રસ્તા પુષ્પથી ભરાઇ ગયા હતા. પોતાની ઇચ્છા માત્રથી લોક–સમુદ્રને લઇને નિમાઇ આવે છે એ વાતની કાજીને બિલકુલ ખબર હતી નહિ. જે ક્ષણે તેમણે કાજીને ઘેર જવાનો રસ્તો લીધો તે ઘડીએ લોકોને કાજીની વાત યાદ આવી. તેથી "કાજીને મારો, કાજીને મારો" એવા પોકાર લાખો માણસો કરવા લાગ્યા. ગૌરાંગ પ્રભુનું કીર્તનદળ જ્યારે કાજીના ઘરથી થોડે દૂર રહ્યું ત્યારે તેને કાને કીર્તનનો કોલાહલ પડયો. તેથી તે બહાર આવ્યો. જોયું તો આખું શહેર તેજોમય થઈ ગયું હતું. હકીકત જાણવા માટે તેણે પહેરેગીરને કહ્યું, "અલ્યા, જો તો, આ શી ગરબડ છે? શુ કોઇનો વરઘોડો જાય છે"? વળી કાને પડતો અવાજ સાંભળ્યાથી તેને સમજાયુ કે આતો કીર્તન થાય છે. આથી ગુસ્સે થઇ તે બોલ્યો, "એ તો વરઘોડો ન હોય. એ તો શેતાન લોકોનું કીર્ત્તન છે. આજ પછી જે નિમાઇ કીર્ત્તન કરશે તો નદીઆના તમામ હિંદુ લોકોની કતલ કરાવીશ. જાઓ, જઇને તેને ખબર આપો."

કાજીના સિપાઇઓ દોડી ગયા. જઇને જુએ છે તો અસંખ્ય લોકો હાથમાં મશાલો લઇને ગાતા અને નાચતા તેમના તરફ આવે છે. આ પાસે કાજી જુએ છે તો ગરબડ ધીમે ધીમે વધતી જણાઇ અને લોકોનો સમુદાય તેના ઘર પાસેજ આવતો હોય એવું તેને લાગ્યું. તેથી ગભરાઇને તેણે વધારે માણસો મોકલ્યાં. પણ જે સિપાઇઓ ગયા તેઓ પાછા ફર્યાજ નહિ. તેથી ભયભીત થઇ કાજીએ લગભગ બાકી રહેલા તમામ સિપાઇઓને જવાનો હુકમ કર્યો.

અસંખ્ય માણસોને આવતાં જોઇ તેઓ હિંદુઓની પાસે જતાં ડર્યા. વળી તેમણે સાંભળ્યું અને થોડીવારમાં પ્રત્યક્ષ જોયું કે અનેક માણસો હાથમાં ઝાડની ડાળીઓ લઇને "કાજીને મારો, કાજીને મારો" એવું પોકારતા આવે છે. આથી તેઓને ડર લાગ્યો અને નાસવાને પાછા ફર્યા. પણ જે બાજુએ શ્રીગૌરાંગ જતા હતા તે બાજુએથી ઘણા માણસો કાંતો પ્રભુને વધાવી લેવા આવતા હોય અથવા તો કીર્ત્તન મંડળીમાં જોડાવા આવતા હોય તેમ આવતા જણાયા આમ બન્ને બાજુએથી અફઘાન સિપાઇઓ સપડાઈ ગયા. નાસવાનો રસ્તો રહ્યો નહિ અને ગમે એટલા જોરાવર અને હથિઆર બંધ છતાં પણ લાખો માણસોની અંદર તેઓ અટવાઇ ગયા. વળી કીર્ત્તનના પ્રબળ આંદોલનના સપાટામાં આવી જઇ તેઓ પણ વિહ્વળ થઇ ગયા અને તેમનામાંથી તમોગુણનો અને ક્રુરતાનો નાશ થઇ ગયો.

આ બાજુએ કાજી ભારે ચિંતામાં આવી પડયો. તેણે સાંભળ્યું કે લાખો માણસો "મારો, મારો" કરતા તેના ઘર તરફ આવે છે. તેના સિપાઇઓ જેમ સમુદ્રમાં જળબિંદુ સમાઇ જાય તેમ આ વિશાળ લોકસમુદ્રમાં ડૂબી ગયા હતા આથી ભયભીત થઇને તેણે નાસવાનો પ્રયત્ન કર્યો પણ નાસી શકયો નહિ. તેના મહેલની આસ-પાસ કોટ કે કિલ્લો હતો નહિ તેથી તેને પોતાના રક્ષણ માટે સૈન્ય ઉપરજ આધાર રાખવો પડતો હતો. પણ તે લશ્કરનું હવે ઠેકાણું ન હતું તેથી બિચારો કાજી પોતાના પ્રાણરક્ષણને માટે નાસીને જનાનખાનામાં ભરાઈ બેઠો.

આ બાજુએ મુસલમાન લોકો સંકીર્તન મંડળીમાં અટવાઇ ગયા તેઓનાં હથિઆર પડી ગયાં. તે વખતે કોણ હિંદુ અને કોણ

મુસલમાન તે જોવાનું કોઇને ભાન ન હતું. તેથી મુસલમાનોને કાંઇ ખબર થઇ નહિ. જોતા જોતામાં લોકોએ ચારે બાજુથી કાજીનું ઘર ઘેરી લીધું. ગૌરાંગ પ્રભુએ કહ્યું હતું કે હું કાજીનો અહંકાર તોડી નાખીશ તેનો અર્થ સાધારણ લોકોએ એવો કર્યો હતો કે કાજીને મારી નાખવાનો પ્રભુનો ઇરાદો છે તેથી લોકોએ દરવાજામાં પેસતાંજ વાડીના ફૂલનાં ઝાડોનો નાશ કર્યો, દરવાજા તોડી નાખ્યા તથા કાજીના ઘરની આસપાસનાં ન્હાનાં ઘરને ભાંગવા માંડયાં પ્રભુ સૌથી પાછળ હતા તેમણે આવતાંજ આ અઘટિત કાર્યને અટકાવ્યું, પોતાના લોકોને શાંત કર્યા અને નૃત્ય અને ભાવનું સંવરણ કર્યું. પછી આંગણામાં ઉભા રહી શાંતપણે તેમણે કાજી ક્યાં છે એમ પુછ્યું કોઇએ જવાબ આપ્યો કે તે તો જનાનખાનામાં ભરાઇ ગયા છે. આ સાંભળી પ્રભુએ કેટલાક પ્રતિષ્ઠિત અને ડરેલ માણસોને તેને બોલાવી લાવવા માટે અંદર મોકલ્યા તે વખતે આખા ઉત્તર હિંદુસ્તાનમાં હિંદુઓ અને મુસલમાનો વચ્ચે ભારે ધર્મયુદ્ધ ચાલતું હતું. કાજીએ વગર કારણે પોતાની હિંદુ રૈયત ઉપર અત્યાચાર કર્યો હતો તેથી તેના સમજવામાં એમ આવ્યું કે લોકો મારી સામે બળવો કરીને આવ્યા છે. એક તો પ્રથમનો ક્રોધ હતો અને વળી કીર્તનનો વિરોધ કરવાથી તેમાં વધારો થયો હશે. આ વિચારથી કાજી પોતાની અને પોતાના કુટુંબીઓની સલામતી માટે ઘણો ભયભીત થયો હતો. પણ હવે તેના જાણવામાં આવ્યું કે લોકો તદ્દન શાંત થઈ ગયા છે. નિમાઇએ આવી તેમને શાંત કર્યા છે અને તેમની આજ્ઞાની રાહ જોતા હોય તેમ લાખો માણસો તેમના મુખ તરફ જોઇ રહ્યા છે. નિમાઇએ

મોકલેલા માણસોએ અંદર જઇ કાજીને કહ્યું કે તમને નિમાઇ બોલાવે છે. આ સાંભળી કાજી આશ્વાસિત થયો. પ્રથમ તેને પોતાની જીંદગીને માટે ઘણો ભય લાગ્યો હતો. તેથી તે સર્વાંગે ધ્રૂજતો હતો. નિમાઈ પંડિત બોલાવે છે અને જે લોકો "મારો, મારો" કરતા આવ્યા હતા તે લોકો નિમાઇના કહેવાથી શાંત થઇ ગયા છે એ જાણીને કાજીને હિંમત આવી.

તે ધ્રૂજતો ધ્રૂજતો પેલા માણસોની સાથે ગયો અને શ્રીગૌરાંગ આગળ હાથ જોડી નીચે મ્હોડે ઉભો રહ્યો. પણ પ્રભુએ તો કાજીનું સારી રીતે સન્માન કર્યું અને પોતાની પાસે બેસાડયો. પછી જરાક મશ્કરીમાં કહ્યું, "આપનું સૌજન્ય આવું કેવું ! હું હાલીચાલીને આપને ઘેર આવ્યો ત્યારે આપ તો ઘરમાં ભરાઈ બેઠા!" હવે કાજીએ માથું ઉંચું કર્યું અને નિમાઇના ચંદ્રવદન સામે જોયું. તે વદનમાં ક્રોધની એક પણ રેખા ન હતી પરંતુ દયા અને પ્રેમથી પરિપૂર્ણ હતું. તે મુખ સામું જોઈ કાજીને આશ્વાસન મળ્યું એટલુંજ નહિ પણ તેની ચિત્તવૃત્તિમાં ફેરફાર થવા લાગ્યો. જાણે નિમાઇ તેના હૃદયને પોતાની તરફ ખેંચતા ન હોય.

કાજી કહે, "મેં કીર્તનનો અટકાવ કર્યો અને તમારા લોકો ઉપર ઘણો જુલમ ગુજાર્યો હતો તેથી મારા પર ગુસ્સે થઇ તમે આવ્યા હશો એમ જાણી સંતાઇ ગયો હતો. તમે શાંત છો એમ જાણીને મેં બહાર આવવા હિંમત કરી છે. તમે મારો અપરાધ ક્ષમા કરો. કેમકે હું તમારો મામો થાઉં છું. નીલાંબર ચક્રવર્ત્તી ગામના સગપણને લીધે મારા કાકા થાય છે અને તમે તેમના દૌહિત્ર છો તેથી હું તમારો મામો થાઉં. તમે મારા ભાણેજ થાઓ. મામાનો અપરાધ ભાણેજે

માફ કરવો જોઇએ. લોહીના સગપણ કરતાં ગામનું સગપણ વધારે કહેવાય છે. માટે ભાઇ, તમે મારે ઘેર આવ્યા છો એમ નહિ પણ આ તમારૂંજ ઘર છે. હું તમારો સત્કાર કેવી રીતે કરૂં ?"

નિમાઇ કહે, "મારે તમને એક બે વાત પૂછવાની છે. પ્રથમ તો અમે તમારૂં શું બગાડયું હતું કે તમે અમારૂં કીર્ત્તન બંધ કર્યું ? વળી તમે પોતેજ એકાએક કેમ શાંત થઇ ગયા અને પ્રથમની પેઠે સિપાઇઓને લઇને ગામમાં આવતા શા માટે અટકી ગયા ?" કાજી કહે, "લોકો તમને 'ગૌર હરિ' કહે છે. હું પણ તમને તેજ નામથી બોલાવીશ. હે ગૌર હરિ ! મેં તમારા કીર્ત્તનને શા માટે અટકાવ્યું તેનુ કારણ ખાનગી રાખવા જેવું છે." નિમાઇ કહે, "જે અહિં ઉભા છે તે મારા વિશ્વાસપાત્ર પુરૂષો છે કીર્ત્તનના અવરોધની વાત સઘળા જાણે તે વધારે સારૂ છે."

કાજી કહે, "મને તો કીર્ત્તનને અટકાવવાની ઇચ્છા ન હતી. પણ મારા અમલદારોનો એ વિષે ઘણો આગ્રહ હતો. તેઓ મને કહેતા કે જો તમે કીર્ત્તન નહિ અટકાવો તો બાદશાહ તમારા ઉપર ગુસ્સે થશે. તોપણ મેં કીર્ત્તનને અટકાવ્યું નહિ. પણ ત્યાર પછી તમારા હિંદુ લોકોજ આવીને ફરિયાદ કરવા લાગ્યા. તેઓએ કહ્યું કે નિમાઇ પંડિત નવો ધર્મ ચલાવે છે અને તે હિંદુ ધર્મથી વિરૂદ્ધ છે. તેઓના કહેવા પ્રમાણે હિંદુ લોકો કેવળ મનમાંજ જપ કરે છે. મ્હોટેથી ગાઇને અને નાચીને ભજન કરવામાં પાપ છે એવું તેમણે મને કહ્યું. વળી તમારા નવા ધર્મથી હિંદુઓ જાતિભ્રષ્ટ થાય છે તેથી તમારા ધર્મનો અટકાવ કરવો એ રાજાની ફરજ છે એમ સમજીને રૈયતને રાજી કરવા મેં એ કામ કર્યું હતું. પણ ત્યાર પછી મને મનમાં

થયું કે મેં આ સારૂં કામ કર્યું નથી. એકવાર મને રાત્રે સ્વપ્નું આવ્યું કે મેં કીર્તનનો અટકાવ કર્યો તેથી એક મનુષ્ય રૂપી સિંહ મારા ઉપર ચ્હડી આવ્યો. વળી ત્યાર પછી મેં જોયું કે જે સિપાઇઓને મેં કીર્ત્તનને અટકાવવા મોકલ્યા હતા તેમાંના કેટલા 'હરિ, હરિ' અને 'કૃષ્ણ, કૃષ્ણ' કહી નાચતા શીખ્યા હતા પહેલાં તો હું એમ સમજ્યો એ લોકો હિંદુઓના ચાળા પાડતા હશે પણ તેમ ન હતું. તેઓ તો જાણે ભૂત વળગ્યું હોય તેવા બની ગયા હતા મે તેઓને પકડીને મારવા માંડયા ત્યારે તેમણે કહ્યું, "કીર્તનને અટકાવવા જતાં અમારી આ અવસ્થા થઇ છે. અમારા મ્હોં ઉપર કૃષ્ણ નામ એવું તો ચોંટી ગયું છે કે ખસેડયું ખસતું નથી "

આવા બનાવ તે વખતે નવદ્વીપમાં વારંવાર બનતા હતા. નિમાઇના અગર તેમના કોઇ ભકતના દર્શનથી કે સ્પર્શથી હરિ નામ અથવા કૃષ્ણ નામની લગની લોકોને લાગી જતી. તે એવી તો સજ્જડ લાગતી કે કોઇ પણ ઉપાયે હરિ નામ છુટતું નહિ. મુસલમાન હરજીનું દૃષ્ટાંત આપણે આગળ જોઇ ગયા છીએ.

કાજી કહે કે આ સઘળી બાબતપર મેં વિચાર કર્યો તેથી મને સમજાયું કે કીર્તનનો અટકાવ કરવાનું કામ વાજબી નથી. એ કીર્તન કોઇ મનુષ્યની યોજના નથી પણ તેની અંદર કોઇ સમર્થ દિવ્ય શકિત રહેલી છે. એમ સમજીને મેં કીર્તનનો અટકાવ કરવાનું કામ છોડી દીધું.

કાજી નિમાઇના મ્હોં સામું જોઇ રહ્યો છે અને ઉપર પ્રમાણે બોલે છે. તેના જીવનની આ ધન્ય ઘડીએ તેના મનમાં ધીમે ધીમે એક નવીન વિચારનો ઉદય થયો કે આ નિમાઇ કોણ હશે.? આ

પ્રશ્ન પ્રથમ પણ તેના મનમાં ઉત્પન્ન થયો હતો. પછી તેને સમજાયું કે નિમાઇના દર્શનથીજ મનમાં આ વિચાર આવ્યો છે તેથી તે પ્રભુની સામું એકી નજરે જોવા લાગ્યો. આંખે આંખ મળી અને ભાગ્યશાળી કાજીના સર્વ અંગમાંથી આનંદની લહરી પસાર થઇ ગઇ. આનંદથી કંપતો કંપતો કાજી મનમાં કહે છે, "અરે તમે કોણ હશો!" તેમનાં નેત્ર પુનઃ મળ્યાં અને હું તેજ છું એવો ઇસારો જાણે પ્રભુએ કર્યો હોય તેમ કાજી સમજી ગયો. હવે તેનાથી ધીરજ રખાઇ નહિ. તેણે કહ્યુ, "ગોર હરિ! મને સમજાય છે કે જે પરમાત્માને હિંદુઓ નારાયણ કહે છે તે તમેજ છો." આ સાંભળી દયાસિંધુ ગૌરાંગ પ્રભુએ કાજીની એક આંગળી પકડીને કહ્યું, "તમે જ્યારથી હરિ, કૃષ્ણ અને નારાયણ એ ત્રણ નામનો ઉચ્ચાર કર્યો તે ક્ષણથી તમારાં તમામ પાપનો નાશ થયો છે. ખરેખર તેમજ થયુ હતુ. નિમાઇની આંગળીના સ્પર્શથીજ કાજીનાં પાપ બળી ગયાં. તેનો સ્વભાવ ફરી ગયો. તેની બન્ને આંખોમાંથી અશ્રુની ધારા વહેવા લાગી. લાંબો થઇને તે પ્રભુના ચરણમાં પડી ગયો. તે કહે, પ્રભો! તમે મારા ઉપર એટલી કૃપા કરો કે જેથી હું તમારી ભક્તિ કરી શકું." પ્રભુએ કાજીને પ્રેમથી ઉઠાડયો અને કહ્યું કે તમારી પાસે હું એટલું માગી લઉં છું કે હવેથી કીર્ત્તનનો અવરોધ કરશો નહિ. કાજી કહે, "બાપ રે બાપ, હું તો શું પણ મારા વંશમાંથી કોઇ પણ પુરૂષ કીર્ત્તનનો અટકાવ કરશે નહિ" એમ કહી કાજીએ આકરા શપથ લીધા.

આ વાત થઈ એટલે નિમાઇ ઉઠી ઉભા થયા અને નૃત્ય કરતા કરતા ઘર તરફ વળ્યા. કાજી પણ 'હરિ હરયે નમઃ, કૃષ્ણાય યાદવાય નમઃ' એમ બોલતો બોલતો નાચવા લાગ્યો અને ગાયની પાછળ વા-

છરડું જાય તેમ પ્રભુની પાછળ જવા લાગ્યો. પ્રભુએ તેને શાંત કરી, સમજાવીને ઘેર મોકલ્યો.

એજ કાજી બંગાળાના હુસેનખાં બાદશાહનો દૌહિત્ર હતો. તેણે ગૌરાંગ પ્રભુને પૂર્ણબ્રહ્મસનાતન તરીકે માન્યા. હિંદુઓએ કાજીને પોતાના મંડળમાં લીધો નહિ પણ તેણે અને તેના વંશજોએ હિંદુઓના આચાર અને વ્યવહાર પાળવા માંડયા. આ કાજીની કબર અદ્યાપિ મોજુદ છે. ત્યાં જઈને હજુ પણ ગૌરાંગ ભકતો ભજન કરે છે અને આનંદથી પૃથ્વીપર આળોટી ત્યાંની પવિત્ર રજનો સ્પર્શ કરે છે. ગૌરાંગ પ્રભુનો બીજો અપ્રધાન ભક્ત બીજલીમાં હતો. તેની કથા આગળ આવશે. તેના વંશજો હજી ઉત્તર હિંદુસ્તાનમાં છે અને તેઓ પઠાણ વૈષ્ણવો કહેવાય છે.

હવે આ પ્રસંગે પ્રભુના કાર્યનું એક ગૂઢ રહસ્ય કહેવામાં આવે છે. જ્યાં સુધી મનુષ્યનો અહંકાર ટળી જતો નથી ત્યાં સુધી તેને ભકિત અથવા સત્યજ્ઞાન કદિ પ્રાપ્ત થતું નથી. જેમ પાણી નીચાણ તરફજ વહે છે અને ખાલી વાસણમાંજ પાણી ભરાય છે તેમ અભિમાન વગરના દિલમાંજ ભકિતનો સંચાર થઈ શકે છે. આવો નિયમ હોવાથી ગૌરાંગ પ્રભુ જેના ઉપર કૃપા કરતા તેનો અહંકાર પ્રથમથીજ તોડી નાખતા. જે બાબતમાં જેનો અહંકાર હતો તેજ બાબતમાં તેના માનનું ખંડન કરતા અને પછી તેના ઉપર પોતે કૃપા કરતા. કાજીને પોતાના બાહુબળનું અને લશ્કરનું અભિમાન હતું તે અભિમાન પ્રભુએ તોડયું અને લશ્કર ઉપર અવલંબેલી સત્તા કેટલી પોકળ છે તે બાબત તેના મનપર ઠસાવી. કેશવ કાશ્મીરીને વિદ્યાનું અભિમાન હતું તેને વિદ્યાના વિવાદમાં પરાજીત કર્યો. અદ્વૈતને ભકિતનું

અભિમાન હતું તો તેમને ભક્તિનું રહસ્ય બતાવી નમ્ર બનાવ્યા.

આ પ્રમાણે નવદ્વીપના લોકો નિશ્ચિંત થયા. ગૌરાંગ ભક્તો કહે છે કે ગૌર અવતારના જેવો કરૂણ અવતાર કોઈ યુગમાં થયો નથી કારણકે શ્રી કૃષ્ણે પોતાના મામા કંસનો વધ કર્યો પણ ગૌરાંગે તો પોતાના મામા કાઝીને પ્રેમદાન કરી કલ્યાણ માર્ગે મોકલ્યો.

એ પ્રમાણે કાઝીનો ઉદ્ધાર કરી સઘળા ભક્તો નૃત્ય કરતા કરતા ઘેર જવા લાગ્યા. તેમનો જયધ્વનિ શેરીએ શેરીએ ગાજી રહ્યો અને તેઓ હર્ષના પૂરમાં તણાવા લાગ્યા. માર્ગમાં એક વેપારીની દુકાન આવી. તેણે પ્રભુના માર્ગમાં ફૂલ પાથર્યાં કેમકે કઠણ માટી ઉપર નૃત્ય કરતા પ્રભુના પગને ઈજા થતી હતી. આગળ ચાલતાં શ્રીધરની ભાંગીતૂટી ઝૂંપડી આવી. બારણા આગળ પાણીની એક ગોળી હતી. તે એટલી જૂની હતી કે કોઈપણ તેને લેવાને ઈચ્છા કરે તેમ ન હતું. તે ગંદા વાસણમાંથી ભગવાને પાણી પીધું. શ્રીધર અટકાવવા ગયા પણ પ્રભુ બધું પાણી પી ગયા અને શ્રીધર મૂર્છિત થઈને પૃથ્વી ઉપર પડી ગયા. પ્રભુએ તેમના શરીરને સ્પર્શ કરી જાગૃત કર્યા અને કહ્યું. "આજે મારૂં હૃદય તમારૂં પાણી પીને પાવન થયું છે."

જે અસંખ્ય લોકોનો સમુદાય ત્યાં એકઠો થયો હતો તે સર્વને ખાત્રી થઈ હતી કે ગૌરાંગ મનુષ્ય નથી પણ પૂર્ણબ્રહ્મ છે. તે દયામય ભગવાને કંગાલ શ્રીધરની ગંદી ગોળીમાંથી પાણી પીધું તે જોઈ લોકોનાં હૃદય પીગળી ગયાં. તેઓ મનમાં કહેવા લાગ્યા, "તમે સર્વેના અધિપતિ છો. દીનતા હંમેશાં મધુર લાગે છે. પણ તમારી દીનતામાં અલૌકિક માધુર્ય છે."

પંડિતોથી ભરચક થયેલી નવદ્વીપ નગરી ઉપર અઘ્યાપકોનો અધિકાર હતો, છતાં યવનસેનાપતિની સામે જવાને નિમાઇએ એક પળમાં લાખો માણસોને પ્રેરિત કર્યાં તેમણે સર્વને સંપૂર્ણ રીતે વશ કરી જેમ બાજીગર પૂતળાંને નચાવે છે તેમ તેમની પાસે હરિકીર્તન કરાવ્યું અને વળી નૃત્ય કરાવ્યું. વળી ક્રોધથી 'કાજીને મારો. કાજીને મારો' એવા પુકાર કરાવ્યા, અને કાજીને તેનાજ ઘરમા તેનું લશ્કર છતા નમાવ્યો એ કાર્ય મનુષ્યનું નથી. વળી નવદ્વીપ કાંઈ મૂર્ખ લોકોનું ગામ ન હતું ત્યાં મોટા જ્ઞાની પંડિતો વસતા હતા. અનેક આચાર્યો હતા. અનેક જણ પોતપોતાના મત ચલાવતા હતા તે સર્વની વચમા એકવીશ વર્ષના યુવાન નિમાઇ સંપૂર્ણ રીતે નવો મત ચલાવે અને "વેદ અંધ છે" એવો સ્પષ્ટ ઉદ્‌ગાર કાઢે અને વેદથી પણ પર એવી કૃષ્ણભક્તિનો પ્રચાર કરે એ કાર્ય અમને તો માણસનું લાગતું નથી. નિમાઇના અવતાર પહેલાં ગીત અને નૃત્ય સાથે ભજન કદી પણ થયું ન હતું અત્યારે પણ ત્યા ત્યાં બંગાળામાં કે બીજા પ્રાંતોમાં ગીત વાદ્ય સાથે ભજન થતું જોવામાં આવે તો તેની ઉત્પત્તિ પરોક્ષ રીતે કે અપરોક્ષ રીતે શ્રીગૌરાંગ તરફથીજ થઈ છે. દરેક આચાર્યોએ ધર્મોને પ્રવર્તાવ્યા છે, મહાભાષ્યો લખ્યાં છે, વેદાંત અને તત્ત્વજ્ઞાનનાં દૂધ માખણ દોહીને તથા વલોવીને જગતને પાયાં છે પણ ભજનનો આવો સરળ અને મધુર માર્ગ, બ્રાહ્મણ અને શૂદ્ર સર્વને એક રીતે ઉપયુક્ત માર્ગ, ગૌરાંગ પ્રભુ વિના બીજા કોઇએ બતાવ્યો હોય એવું અમે જાણતા નથી. વળી પાપી જીવો પ્રતિ તેમના જેટલી દયા ક્રાઇસ્ટ અને બુદ્ધ સિવાય બીજા કોઇએ બતાવી નથી.

ગૌરાંગ પ્રભુની મધુર લીલાનું આટલું આસ્વાદન કરાવી અમે વિશ્રાંતિ લઈએ છીએ અને તેમની ઇચ્છા હશે તો તેમની માનવલીલાનાં બીજાં પ્રકરણો થોડા સમયમાં ભક્તોની આગળ રજુ કરીશું. જો આટલાજ વાચનથી કોઈના હૃદયની રસવૃત્તિ જાગૃત થઈ હોય તો હવે પછી વર્ણવાતી પિયુષરસધારા ઝીલવા તેઓએ તૈયાર રહેવું



## પ્રભુ, મનુષ્ય અને કુદરત—એક વિવેચન.

પરમેશ્વરને વિષે માણસ જે કાંઇ જ્ઞાન મેળવી શકે છે તે સર્વ અવલોકન, ચિંતવન, ભજન અને પ્રેરણા એટલાં સાધનોદ્વારા મળી શકે છે. જે જ્ઞાન પ્રેરણાદ્વારા પ્રભુ તરફથી પ્રાપ્ત થાય છે તે જેમના મગજનું બંધારણ એ જ્ઞાન ઝીલવા ઉપયુક્ત હોય છે તેમનાજ દ્વારા પ્રાપ્ત થઇ શકે છે. તેવા પુરૂષો અવતાર અથવા પેગંબર કહેવાય છે સઘળા સત્ શાસ્ત્રો આજ નિયમ પ્રમાણે મનુષ્ય જાતિને પેગંબરો, ઋષિઓ અને દૃષ્ટાઓ દ્વારા ઇશ્વરી પ્રેરણાથી મળેલાં છે જેમકે વેદ, કુરાન અને બાઇબલ.

એમ મનાય છે કે ઇશ્વર દુર્જય અને દુર્લભ છે પણ ઉપરોક્ત ઋષિમુનિઓ જાતિ અનુભવથી આપણને કહે છે કે જેઓ ઠોકશે તેને માટે દરવાજા ઉઘડશે. જેટલા ઉત્સાહ અને પરિશ્રમથી સોના હીરાની ખાણો ખોળવામાં આવે છે તેટલાજ ઉત્સાહથી પરમધન જે પરમેશ્વર તેને શોધાય તો અનંતગણું ફળ પ્રાપ્ત થાય. હરકોઇ મનુષ્ય પોતાની આસપાસની અને પોતાની અંદરની સૃષ્ટિ અવલોકે તો કુદરતનાં ઘણાં છુપાં રહસ્યોના ભેદ તેની આગળ ધીમે ધીમે ખુલ્લા થઇ જાય.

પ્રથમ તેને જગતનો કોઇ સર્વજ્ઞ અને સર્વ શક્તિમાન કર્તા સ્વીકારવો પડશે. કારણ કે જગતના સર્વ નિયમ એવા સુનિયમિત છે કે તેનો કોઇ મહા સમર્થ સુત્રધાર હોવો જોઇએ દુનિયામાં નાસ્તિકો છે ખરા પણ તેઓ પોતાના દુરાગ્રહથીજ તેવા બન્યા છે અને તેઓ પણ લાંબા વખત સુધી નાસ્તિક રહી શકતા નથી. કારણકે પોતાના હૃદયમાંથી ઇશ્વર સંબંધી વિચારનો બહિષ્કાર કરવો એ અશક્ય છે. અણધાર્યા સંકટને પ્રસંગે અથવા તો એવા બીજા અણીના સંજોગો વખતે

મોટા મોટા નાસ્તિકોને પ્રભુનું અસ્તિત્વ સ્વીકારવું પડયું છે નાસ્તિક-
પણું ટાળવાનો ઉપાય સંતનો સમાગમ છે હજારો પુસ્તકો જે કાર્ય
ન કરી શકે તે કાર્ય પ્રભુમાં તન્મય થયેલા સંતના સ્પર્શથી થઈ શકે
છે જેમ અગ્નિની ચણગારી વડે લાખો મણ કચરો બળીને ભસ્મ થાય છે
તેમ સંત સમાગમથી અનેક જન્મનાં સંચિત પાપમાંથી મનુષ્ય મુક્ત થાય
છે પરદો સત્યશોધકને સમજાય છે કે સૃષ્ટા એક છે અને તે બ્રહ્માંડના જેટલો
મહાન છે બુદ્ધિવાન મનુષ્યોને ઉત્પન્ન કરનાર ઈશ્વર અનંત ગણો
બુદ્ધિમાન હોવોજ જોઈએ ટુંકામાં, આખું જગત તનામાંથી ઉત્પન્ન
થયું છે તેથી તેના ગુણો જગતમાં હોવા જોઈએ તેથી મનુષ્ય અને
કુદરતનું અવલોકન કર્યાથી ઈશ્વરના કેટલાક ગુણોનું જ્ઞાન મેળવી
શકાય આ બધું વિચારી જેતના સત્ય શોધકને સમજાય છે કે મનુ-
ષ્યના ઉત્તમ ઉત્તમ ગુણો ઈશ્વરમાં છે અને તે ઉપરાંત બીજા અનંત
ગુણો રહેલા છે

એ અનંત ગુણોનું અવલોકન કરનાર મનુષ્ય મૂંઝાય છે.
કારણ કે મનુષ્યની ટુંકી બુદ્ધિથી તે સમજાય એવા નથી કારણ કે
માણસના ખ્યાલમાં માણસજ આવી શકે, તેની પાર જવાય નહિ;
મનુષ્યથી ભિન્ન સ્વભાવાદિ યુક્ત પરમેશ્વરની કલ્પના રચવા ફાંફાં
મારે, તેને અનેક હાથ અને માથાંવાળો ચિતરે પણ તેને મનુષ્યથી
અધિક અંગે ભિન્ન કલ્પી શકશે નહિ તે કહેશે કે પરમેશ્વર અના-
દ્યનન્ત છે પણ એ શબ્દો શબ્દોજ રહે છે સાક્ષાત્કાર થતો નથી.
એક દૃષ્ટાંત લઈએ સૂર્ય સાડાનવ કરોડ માઈલ દૂર છે એમ આપણે
જાણીએ છીએ. પણ તેટલા અંતરનો ખ્યાલ આપણે કદી લાવી શકતા નથી.
હવે સૂર્ય બ્રહ્માંડમાં અણુ સરખો છે, અને બ્રહ્માંડને ઉત્પન્ન કરનાર

પ્રભુ બ્રહ્માંડ જેટલો વિશાળ તો હોવોજ જોઈએ હવે સમજાયું હશે કે ઈશ્વરની અનંતતાનો ખ્યાલ આણવો એ મનુષ્યશક્તિની બહાર છે એવા પ્રયત્નની નિષ્ફળતા જોઈ આખરે તે એવા ઠરાવ ઉપર આવે છે કે મનુષ્યને ફક્ત અનાદિ અનંત પણ ઉત્તમ, દિવ્ય અને માનુષિ-ગુણોથી યુક્ત ઈશ્વરનોજ ખ્યાલ આવી શકે અને આગળ તે કંઈ પણ જોઈ શકે નહિ. આમ હોવાથી વૈષ્ણવો પરમેશ્વરના બીજા ગુણોને બાદ કરી માત્ર તેના ઉપર કહેલાજ ગુણ લેવા છે મનુષ્યમાં જેટલા ગુણો ખીલ્યા હોય તેનાથી પ્રભુના તેટલાજ ગુણ સમજાય પણ જીવાત્મા જેમ આગળને આગળ પ્રગતિ કરે છે, તેમ તેને પ્રભુના અનેક અનેક ગુણો જણાતા જાય છે, અને આત્મસુધારણાના શિરોબિંદુએ જતાં તેને સમજાય છે કે જીવાત્મા પરમાત્માથી અભિન્ન છે

જો ઈશ્વર મનુષ્યના જેવો છે તો તેનામાં મનુષ્યના અધમ ગુણો છે કે નહિ કુદરતનું ઉપરચોટિયું અવલોકન કર્યાથી એમ સમજાય છે કે ઈશ્વરમાં ઉત્તમ અને અધમ બન્ને પ્રકારના ગુણો રહેલા છે એક દિવસ વૃષ્ટિ થાય છે તો બીજા દિવસે હજારો માણસોના નાશ કરનાર વાવાઝોડાં થાય છે માના હૃદયમા પ્રેમ અને સ્તનમા દૂધ છે ત્યારે બીજી બાજુએ આપણે મૃત્યુના ક્રૂર હાથે છીનવી લીધેલાં બાળકો માટે રડતી માતાઓ અને પતિ માટે રડતી વિધવાઓ જોઈએ છીએ આપણે જગતમાં જ્યાં નજર ફેરવીએ ત્યાં અમૃત અને ઝેર સાથે જોઈએ છીએ. પૂણ્ય અને પાપ જોઈએ છીએ. સાધુઓ અને દુષ્ટો જોઈએ છીએ હવે શંકા એ ઉત્પન્ન થાય છે કે દયાળુ ગુણનિધિ અને પરમપવિત્ર પ્રભુમાંથી આ શી રીતે ઉત્પન્ન થયાં હશે?

**પણ વધુ ઊંડી તપાસથી સમજાય છે કે જેને આપણે**

અનિષ્ટ કહીએ છીએ તે દેખાતાં છે. વાસ્તવિક નથી. અગ્નિ દાહક છતાં ઉપયોગી છે. એવુજ સઘળા પ્રકારના અનિષ્ટ માટે કહી શકાય. વસ્તુ અનિષ્ટ નથી પણ માણસ તેને એવા વત્તા પ્રમાણમાં અથવા અસ્થાને વાપરીને દુઃખના ભોક્તા થાય છે. અત્તર નાકને સુવાસ આપે છે પણ આંખમાં આંજ્યાથી ચચરે છે. માણસ જો વિવેકનો ઉપયોગ કરે તો કહેવાતા તમામ અનિષ્ટ તેના અખત્યાર નીચે આવી જાય. આવી રીતે તર્ક કરીને કેટલાક લોક કહે છે કે દુનિયામાં અનિષ્ટ જેવું નહિ. જગત આનંદમય છે. તેનો કર્તા પણ આનંદમય છે. આના ઉત્તરમાં સત્ય શોધક કહે છે કે મનુષ્યનો મોટો ભાગ વિવેક રહિત હોય છે. તેનું મનોબળ દુર્બળ હોય છે. એમ હોવાથી તે પોતાની સ્થિતિ ઉપર અખત્યાર રાખી શકતા નથી. તે લાલચો અને સંકટોથી ઘેરાયલો છે. તેનું નિવારણ કરવાની તેને પૂરી શક્તિ આપી નથી છતાં તેને બિચારાને પાપ પ્રસંગનો જવાબદાર ગણ્યો છે.

ઈશ્વરની સૃષ્ટિમાં આ પ્રમાણે દોષ ન કાઢતાં આપણે એના કરતાં વધારે સારી સૃષ્ટિ બનાવી શકીએ કે નહિ તેનો વિચાર કરવો જોઈએ. ધારો કે આપણામાં સૃષ્ટિ ઉત્પન્ન કરવાની શક્તિ છે અને આપણે મનુષ્ય ઉત્પન્ન કર્યા. તેને શાશ્વત યૌવન, અખંડ આરોગ્ય અને ઉત્તમ પ્રકારનાં સુખ આપ્યાં. હવે આ માણસો સુખી થશે એવી આપણી ખાત્રી છે? શું થોડાજ વખતમાં તે પોતાના સુખથી નહિ કંટાળે? બધી રીતે સુખી પણ સુખથીજ ધરાઈને દુઃખી થતાં માણસો આપણે નથી જોતા? જગતનો એવો નિયમ છે કે માણસને એકના એક સુખથી કંટાળો આવે છે. તેથી સુખનાં ગમે તેટલાં સાધનો મળ્યા છતાં પણ વિવિધતા વગર લાંબું આયુષ્ય જરૂર બોજા રૂપ લાગે છે.

હવે આપણે ઇશ્વરની સૃષ્ટિના માણસની હકીકત જોઇએ તે વૃદ્ધિને પામે એવો ઇશ્વરનો હેતુ છે એક જગતમાં મનુષ્યને જેટલો વિકાસ કરી શકાય તેટલો જ્યારે થાય છે ત્યારે તેને પ્રભુ બીજા જગતમાં ઉપાડી લે છે ઇશ્વરની યોજનામાં મનુષ્યનો અનંત વિકાસ છે, અને તે પ્રમાણે તે ધીમે ધીમે સુખ અને શક્તિ પ્રાપ્ત કરે છે. મનુષ્યનો આત્મા અમર છે અને આ જીંદગી પુરી થતા તેને બીજા જગતમાં જવું પડે છે એમ વાત જો આપણને પુરવાર કરી બતાવવામાં આવે તો જગતનાં ઘણા દુઃખોની તીક્ષ્ણતા ઘસાઇ જાય ઘણાં દુઃખો માત્ર આભાસ જેવાં થઇ જાય અને કેટલાક તો વળી સુખરૂપજ માલુમ પડે દાખલા તરીકે મૃત્યુ જગતમા મોટામાં મોટી વિપત્તિ ગણાય છે પણ જો મૃત્યુ પછી મનુષ્ય વધારે સુખમય જગતમા દાખલ થાય અને તેને પોતાના પ્રિયજનોનો પુન મેળાપ થાય તો પછી મૃત્યુ વિપત્તિ નહિ પણ આશિર્વાદ તુલ્ય મનાય

મોટો સવાલ એ છે કે પરમેશ્વર દયાળુ છે ત્યારે મનુષ્ય દુઃખી કેમ છે? તેને સારા માઠાનો વિવેક આપેલો છે છતા પણ તે બધી વાતે સ્વાતંત્ર નથી. તેની સાવચેતી છતાં તેને વ્યાધિ થાય છે, મરણ આવે છે એટલે તેને એકલાને નહિ પણ તેનાં તમામ સગાંસ્નેહીને અત્યંત દુઃખ થાય છે.

આવા આવા અનેક પ્રશ્નોનું નિરાકરણ કરવા માટે આપણે મનુષ્ય અને પ્રભુ વચ્ચે એક કલ્પિત સંવાદ રચીએ.

મનુષ્ય—“પ્રભુ ! તમારી સૃષ્ટિમાં શોક અને દુઃખ કેમ છે?”

પ્રભુ—"વત્સ! તું હજી બાળક છે તારી શક્તિઓ હજી ખીલી નથી મારી સઘળી યોજનાઓ તું સમજી શકે નહિ તારે તો હજી ઘણું જાણવાનું છે અને અનંતકાળ સુધી તું નવું અને નવું જાણ્યા કરીશ આરંભમાં તને પૂર્ણ જ્ઞાન કેવી રીતે મળે? પૂર્ણ જ્ઞાની તો માત્ર હુંજ છું જ્ઞાન મેળવવા માટે તું જે પ્રયત્ન કરે છે તેથી તને આનંદ મળશે અને તારો વિકાસ અને વૃદ્ધિ થશે તારા મનમાં જે શંકાઓ આવે છે તે સર્વનો આ ઉત્તર છે હવે સમજ્યો?"

મનુષ્ય—"પણ જ્ઞાન મેળવવાની મને બહુ આતુરતા છે અને હું ઘણો મુંઝાઉં છું."

પ્રભુ—"એમ છે તો સાંભળ મને વિચારશીલ પ્રાણીઓ ઉત્પન્ન કરવાનું ગમે છે હવે કાંતો હું મારા જેવા પૂર્ણજ્ઞાની અને બધી રીતે પૂર્ણતાને પામેલા જ્ઞાનીઓને અથવા તો તારા જેવા અપૂર્ણ બાળકને ઉત્પન્ન કરી શકું. તને સમજાશે કે મારાથી પૂર્ણ સિદ્ધ જીવો પેદા કરી શકાય નહિ તેથી કરીને હું અપક્વ જીવો ઉત્પન્ન કરું છું પણ પછી તે જીવો ક્રમે ક્રમે મારા જેવા પૂર્ણ થાય છે પૂર્ણ આનંદ માત્ર પૂર્ણ જીવોજ ભોગવી શકે છે. અપક્વ જીવનો અધિકાર નથી પણ તે કસાઈને પૂર્ણ થાય તેટલા માટે મેં તેને લાલચો અને સંકટો વચ્ચે મુક્યો છે."

"દુનિયામાં અનિષ્ટ છેજ નહિ. દરેક ચીજનો રૂડો ઉપયોગ છે. તે તમારા સુખને માટેજ ઉત્પન્ન થઇ છે. તમને સુબુદ્ધિ આપી છે તેનો દુરૂપયોગ કરી કુદરતના નિયમો ભંગ કરો છો અને પોતાના સુખને હાથે કરીને નિર્મૂળ કરો છો."

મનુષ્ય—" પણ હે પિતા ! તમો શા માટે માણસોને કુદરતના નિયમની વિરૂદ્ધ જવા દો છો ? શા માટે તમે તેમને અગમચેતી અને દુઃખનું નિવારણ કરવાની શક્તિ આપી નથી ? "

પ્રભુ—" ત્યારે તું એમજ કહેની કે માણસોને બનાવીને તેમને સુખશાંતિથી ભરપૂર સ્થાનમાં મારે મૂકવા જોઈતા હતાં પણ તને ખબર નથી કે તેમ કરવાથી તેઓની પશુ જેવી હાલત થઈ જાય. હું તને ફરીથી કહું છું કે હું પૂર્ણ આત્માઓ પેદા કરતો નથી. તું ઈચ્છે છે તેવી સ્થિતિમાં હું માણસને મૂકી શકત પણ તેમ કરવાથી તેનો વિકાસ અટકે અને પ્રવૃત્તિ તથા વિવિધતા વગર તેને પોતાને પણ જિંદગીનો કંટાળો આવે. જેને તું અત્યારે સુખ ગણે છે તેજ પરમ દુઃખ તુલ્ય ગણાય. આપત્તિઓ અને લાલચોની સામે યુદ્ધ કરી વિજય મેળવ્યાથી જીવનો વિકાસ થાય છે અને યોગ્ય સમયે તે મારા જેવો પૂર્ણ થાય છે."

"અત્યારે ભવિષ્યની વિપત્તિઓ જાણી લેવાની માણસમાં થોડી શક્તિ તો છે અને જેમનામાં નથી તેઓ ખીલવી શકે. પોતાની શક્તિઓ વધારવાના પ્રયાસથી જિંદગી મધુર થાય છે "

મનુષ્ય—" પ્રભુ ! જગતમાં એટલું બધું દુઃખ છે કે માણસ પાસે તેને નિવારવાનાં સાધન નથી."

પ્રભુ—" હા. દુઃખ છે પણ પૂર્ણતા સિવાય સુખ હોતું નથી અને દરેક પ્રકારનું દુઃખ સુખને ઉત્પન્ન કરે છે. તું મને કહીશ કે રોજ પૂર્ણ ચંદ્ર કેમ ઉગતા નથી ? પણ અમાવાસ્યા છે તોજ પૂર્ણ ચંદ્રની શોભા તેમને આનંદ આપે છે નહિ તો કોઈ તેના તરફ જોત પણ નહિ. તેમ વિયોગથી તપેલાં પ્રિય હૃદય જ્યારે મળે છે ત્યારે તેમનો આનંદ સોગણો વધે છે. ગમે તેવા પ્રિયજનનો પણ હંમેશનો સમાગમ અરૂચિકર છે. વિયોગ વગર સંયોગનાં સુખ ભોગ-

થાતાં નથી. એ પ્રમાણે તમે જેને જેને અનિષ્ટ કહો છો તે વિચારી જોતાં સુખનાં સાધન જણાશે. હવે માણસ પોતે પોતાનાં સુખદુઃખ પસંદ કરે છે. તેમ કર્યાથી તેનો વિકાસ થાય છે અને સુખમાં વૃદ્ધિ થાય છે. પણ તેની શક્તિ મર્યાદિત હોવાથી તે ઘણીવાર ખોટી પસંદગી કરે છે. પણ પરિણામે તે સુખમાં નીવડે છે. તેને કદિ [illegible] [illegible] થતી નથી. કારણ કે આત્મા અમર છે. ઘણીવાર તો એવું દુઃખ એકદમ સુખરૂપ બની જાય છે.

મનુષ્ય— 'પ્રભુ! તમે કહો છો તે ખરું. પણ વ્યાધિ ઘણો ત્રાસ કરે છે, અને મૃત્યુ, ગરીબાઈ, સત્તાવાળાઓનો જુલમ, અપકીર્તિ વગેરે મનુષ્યોને માથે કેમ આવાં દુઃખો છે?'

પ્રભુ— 'હા, દરદ દુઃખરૂપ છે. પણ દરદમાં તંદુરસ્તીના બીજ છે. પ્રથમ તો તમે ઝેર ન ખાઓ અને વ્યાધિમાંથી બચો તેટલા માટે મેં તમને બુદ્ધિ આપી છે. પણ તમે ભૂલ કરો છો અને શરીરમાં વિષ દાખલ કરો છો તે વિષને કહાડી નાખવાને કુદરત પ્રયત્ન કરે છે તેને તમે દરદ કહો છો. જેમ અગ્નિમાં તપાવેલું વાસણ શુદ્ધ થાય છે તેમ મંદવાડ પછી શરીર નિરોગી અને હલકું થાય છે. તેવીજ રીતે પાપ એ આત્માનું વિષ છે અને પશ્ચાત્તાપ આત્માને પાપમાંથી મુક્ત કરવાનું સાધન છે. જો જગતમાં મેં ઝેર ઉપજાવ્યું છે તો તેના ઉપાય પણ હાજર છે. પ્રથમ વિષ ન ખવાય તેને માટે કાળજી રાખો અને ખાઈ જવાય તો ઉપાયો વડે દૂર કરો. તું કહીશ કે અમને યોગ્ય ઉપાય જડતા નથી. પણ તમારો વિકાસ થશે એટલે જડશે. કદાચ તમારૂં ઓસડ ગુણ નહિ કરે. પણ મેં તમારા શરીરની રચના એવા પ્રકારની કરી છે કે ઘણાં દરદ એની મેળેજ સારાં થાય છે,

અને સારાં નહિ થાય તો તમે મરણ પામશો. મરણ દુઃખરૂપ નથી પણ સુખનો દરવાજો છે. તમારાં ઐહિક દુઃખોનો નાશ કરનાર છે અને બીજી સુંદર દુનિયામાં પ્રવેશ કરાવનાર છે.'

"તમારાં દુઃખો સ્વપ્ન જેવાં ક્ષણિક છે. જેમ માઠું સ્વપ્ન આવ્યા પછી સવારમાં તે સ્વપ્નને સંભારી તમે તેને હસી કાઢો છો તેમ દુઃખનું વાવાઝોડું પસાર થયા પછી સુખના દિવસો આવતાં તમને દુઃખના સ્મરણથી એક પ્રકારની મીઠાશ મળે છે. જો તમે વિચારો કે તમે અનંત પ્રગતિના માર્ગ ઉપર છો, અમર છો અને શાશ્વતકાળના સુખ ઉપર તમારો જન્મસિદ્ધ હક્ક છે તો તેટલા વિચારથી તમારા ભારેમા ભારે દુઃખો તૃણવત્ થઇ જાય જો તમે એટલુંજ યાદ રાખો કે તમે અખિલ બ્રહ્માંડના અધિપતિ અને પરમ પ્રેમી પિતાના પુત્ર છો તો તમે દરેક દુઃખ ઉપર વિજય મેળવવા શક્તિમાન થાઓ. મૃત્યુ એટલે શું? આ જગતમાંથી બીજા અનેકગણા સુખમય જગતમાં દાખલ થવું તે. જો એમ હોય તો વિયોગ એ આભાસ છે. ગરીબાઇ, કેદખાનાં, જુલમ વગેરે દુઃખો પોતાની અંતિમ સ્થિતિ સમજનારને મન સ્વપ્ન જેવાં છે."

કેટલાંક સત્યો ઘણાંજ પાતળાં પડ નીચે ઢંકાઇ રહેલાં છે જે જરાક વિચાર કરતાં એકદમ સમજાય છે દાખલા તરીકે કુદરત કદિ ભૂલ કરતી નથી એવો મહાનિયમ છે. ઇશ્વરને નહિ માનનાર મનુષ્યો કેટલાક હશે પણ આ નિયમ ન સ્વીકારનાર એક પણ બુદ્ધિવાન મનુષ્ય નથી. કુદરત ભૂલ કરતી નથી એ નિયમની ચાવીવડે સૃષ્ટિના ઘણા ભેદ ખુલ્લા થઇ જાય છે. જો મનુષ્યને કામવાસના છે તો તેને તૃપ્ત કરવા સ્ત્રીપુરૂષનાં યુગલ રચાયલાં છે. ભૂખ અને તરસ મૂકી છે તો જગતમાં

અન્નજળ ભરપૂર છે. તેમ કુદરતી રીતે જો માણુસના હૃદયમાં ભક્તિનાં બીજ છે તો તે ભક્તિ અને પ્રેમનું પાત્ર પરમેશ્વર હોવોજ જોઇએ જો કે બધા મનુષ્યોમાં આવો ભાવ સરખા રીતે ઉદય થયો હોતો નથી તોપણ પ્રત્યેક મનુષ્યમાં તે છે ખરો. ઋષિથી તે છેક જંગલીમાં જંગલી મનુષ્ય સુધી દરેકને કોઇકની ભક્તિ કરવાની કુદરતી રીતે પ્રેરણા થાય છે નાસ્તિકો પણ તેમના હૃદયમાંથી આ ભાવને તદ્દન નિર્મૂળ કરી શકતા નથી.

એ પ્રમાણે મનુષ્યની વિવિધ લાગણીઓનું પૃથક્કરણ કર્યાથી પરમેશ્વરના સ્વભાવનું કાંઇક જ્ઞાન થાય છે. માણસને કુદરતી રીતે સારા તરફ પ્રેમ અને ખોટા તરફ તિરસ્કાર હોય છે તે ઉપરથી પરમેશ્વર પણ સારાને ચાહે છે અને ખોટાને ધિક્કારે છે એમ સમજાય છે. બીજુ દરેક માણુસ મૃત્યુથી ડરે છે. એથી સાબીત થાય છે કે આત્મા અમર છે કુદરતી રીતે, મરી જવુ અને પોતાના અસ્તિત્વને ભૂસી નાખવું એ કોઇને પસંદ હોતું નથી પોતાના પરલોકવાસી પ્રિય સ્વજનને મળવાની તેને કુદરતી અભિલાષા છે તો તે અભિલાષાને પૂર્ણ કરવાનુ સાધન કુદરતમાં હોવુજ જોઇએ.

જેમ પિતાના ગુણ બાળકમાં હોવા જોઇએ તેમ પ્રભુના ગુણ મનુષ્યમાં પણ હોવા જોઇએ. મનુષ્યમાં જે ઉત્તમ અને રસિક ગુણો આપણે જોઇએ છીએ તે તેણે પોતાના પેદા કરનાર પાસેથી મેળવેલા છે. હવે મનુષ્યના સ્વભાવનું વધારે સૂક્ષ્મ પૃથક્કરણ કર્યાથી જણાશે કે તેને બનાવનાર પરમ રસિક, સુઘડ, સૌંદર્ય અને કળાનો શોખીન હોવો જોઇએ, અને વળી તે હંમેશાં ગંભીર ન રહેતાં કોઇ કોઇ વાર હાસ્યરસનો ઉપભોગ કરતો હોવો જોઇએ.

કોઈ કોઈવાર કદરૂપું અને ઉજ્જડ જમીનમાં સુંદર ફૂલ જાણે જાણી જોઈને છુપાવી રાખેલું હોય તેમ એકાંત ખૂણામાં ઉગેલું જોવામાં આવે છે. આસપાસની ઉજ્જડ જગ્યાને મુકાબલે અને ઘાસથી ઢંકાયેલું હોઈ અધિક સુંદર દેખાય છે. વળી દરિયાને તળીએ સુંદર રંગીન છીપ જોવામાં આવે છે. એ ફૂલનો ઘડનાર કેવો રસિક અને છીપને ચીતરી તેને દરિયાને તળીએ નાંખી દેનાર કેવો વિનોદી હોવો જોઈએ? એક માખીનું માથું જુઓ. એટલી નાની જગ્યામાં તેણે કેવા કેવા રંગ પૂર્યા છે! હવે દુનિયાનાં લાખો ભિન્ન ભિન્ન પ્રાણીઓ, તેઓની ચામડીના, પીછાંનો હજારો પ્રકારના રંગ એ સર્વ પેદા કરનાર કેટલો ઉદ્યમી અને કેવો રસિક હોવો જોઈએ?

પરમેશ્વરનું વિનોદીપણું ખાસ કરીને જ્યારે આપણે પશુ પક્ષીઓને પ્રેમ કરતાં જોઈએ છીએ ત્યારે સ્પષ્ટ જણાઇ આવે છે. ઘુવડના જેવા ગંભીર પક્ષીને પોતાના ગાંભીર્યનો ત્યાગ કરી અંધારી ગુફામાં પોતાની માશુક સાથે અનેક પ્રકારનાં નખરાં કરી પોતાના ખરા જીગરનો પ્યાર બતાવતો જોઈ અને એક ગધેડાને પોતાના ભેરી નાદથી કુરૂપ ગર્દભી પ્રતિ પ્રણય ગીત ગાતો જોઈને કોને હસવું નહિ આવે ? આવાં આવાં રમકડાં બનાવી તેમને ખેલ કરાવી જગતમાં સર્વત્ર પણ અંતરિક્ષ રહેલા ભગવાન પૂર્ણ આનંદમાં રહે છે. જગતમાં જ્યાં જોઈએ ત્યાં હસવું આવે એવા અનેક દેખાવો નજરે પડે છે. ગોધાઓનાં યુદ્ધ, બિલાડીઓનાં પરસ્પર ઘૂરકવાં, ઘેટાઓની કુસ્તી એ સર્વ દેખાવ જોતાં આખું જગત હાસ્યમય લાગે છે. એકલાં જાનવર નહિ પણ મનુષ્યની પણ તેવી સ્થિતિ છે. કામ અને ક્રોધના આવેશમાં મનુષ્યો પણ તેમનાથી અધમ ગણાતાં પશુઓના જેવાંજ આચરણ કરે છે. આવી-

પરથી માલુમ પડશે કે આ જગતનો ઉત્પાદક ઘણોજ આનંદી અને કૌતુકપ્રિય હોવો જોઈએ. એક મરઘો પોતાના હરીફને હરાવી કચરાના ઢગલા ઉપર ચઢી જ્યારે પોતાનું વિજય ગીત ગાય છે ત્યારે આપણે હસીએ છીએ. પણ જ્યારે એક લડાઈમાં વિજય મેળવી વિજયી સેનાપતિ પોતાની ખુશાલીની તોપો ફોડે છે ત્યારે શું પરમેશ્વર તેની મૂર્ખાઈપર નહિ હસતો હોય ? પરમેશ્વરનું એક નામ અખંડસચ્ચિદાનંદ છે તે આ સર્વ જોતાં ખરૂં પડે છે.

આ પ્રમાણે કુદરતના અને મનુષ્યના અવલોકનથી પ્રભુની રસિકતા અને પ્રેમના પુરાવા મળે છે. હવે જગતમાં આપણી અપૂર્ણ નજરને ખોડખાંપણ જણાય તો તેટલા ઉપરથી પ્રભુના કાર્યને વખોડવું એ ઘણુંજ મૂર્ખાઈભરેલું છે કારણ કે જે આપણને ખામીવાળું લાગે છે તે બીજી કોઈ વસ્તુને મુકાબલે સુંદર દેખાય અથવા સૌંદર્ય ઉપજાવે.

મનુષ્ય સ્વભાવમાંથી આપણને એક વાત એ જડે છે કે તેને જીવન અત્યંત પ્રિય છે દુઃખીમાં દુઃખી માણસ પણ જીવનને વળગી રહે છે કેટલીક અનિત્ય ઉપાધિ અને વિપત્તિની સામે થયા વગર આત્માનો વિકાસ થઈ શકતો નથી પ્રભુનો એ નિયમ છે અને પોતાના નિયમનો તે કદિ ભંગ કરતો નથી

આપણે એક માણસને આ જિંદગીમાં અત્યંત દુઃખી, દરિદ્રી અને વ્યાધિગ્રસ્ત જોઈએ છીએ. પણ પરલોકમાં તે કેવા સુખનો ભોકતા થશે અને અહિં વેઠેલા દુઃખનો બદલો તેને કેવા ઉત્તમ પ્રકારનો મળશે તેની જો આપણને ખબર પડે તો દરેક માણસ સુખ ન ઈચ્છતાં દુઃખજ માગે. મરણ પછીની સ્થિતિ વિષે માહિતી આપણને પુરાણ ઇત્યાદિ ધર્મશાસ્ત્રોમાંથી તથા હાલમાં પ્રત્યક્ષ પ્રમાણ

વિના બીજાં કોઈ પ્રમાણને નહિ સ્વીકારનાર પાશ્ચાત્ય શોધકોએ કરેલી આત્મિક દુનિયાની શોધખોળની તવારીખ ઉપરથી મળી આવે છે. * જ્યોર્જ પેલ્હામ નામે એક પાશ્ચાત્ય વિદ્વાન પોતાના મરણ પછી બીજી દુનિયાનું જે સ્વરૂપ તેના જોવામાં આવ્યું તે "પરકાયાપ્રવેશ" નામની વિધિ વડે જગતને જાહેર કરે છે. તે કહે છે કે હું પરમસુખી છું. જે દુઃખો મેં જગતમાં વેઠયાં તેનો ત્યાંજ અંત આવ્યો છે. મારા અગાઉના મિત્રોને હું મળ્યો છું અને જેઓ હવે પછી અહિ આવશે તેઓ પણ મને મળશે. મને વ્યાધિ નથી. વિયોગ નથી, કલેશ નથી, દુખ નથી માત્ર મારે મારા આત્માનો વિકાસ કરવાનો છે. હૃદયને વધારે શુદ્ધ અને પવિત્ર કરવાનું છે. પ્રભુ સંબંધી વધારે જ્ઞાન મેળવવાનું છે અને મારા પ્રેમને વધારે વિસ્તૃત કરવાનો છે. આવા આવા પરલોકગત આત્માઓ તરફથી અનેક સંદેશાઓ મળ્યા છે અને તેમનું સત્ય "પ્રોફેસર સિજ્વિક" "સર વિલિયમ ક્રુક્સ" 'પ્રોફેસર જેમ્સ' અને સર્વના શિરોમણી 'ડોકટર પીબલ્સ' અને 'ડબલ્યુ ટી સ્ટેડ' જેવા દૂરદર્શી જ્ઞાનગંભીર વિદ્વાનોએ બારીકીથી ઉલટ તપાસ કરી સ્વીકાર્યું છે. આટલું છતાં પણ જો કોઇને પોતાની સ્થિતિ ખૂંચતી હોય અને દુઃખો ન સહેવાનાં હોય તો ગૌરાંગ પ્રભુએ પોતાના ભકતોને જે શીખામણ આપી હતી તેનું અમે સ્મરણ કરાવીશું. તેમણે કહ્યું છે, "માણસે દુઃખથી હારી જવું નહિ. કારણકે તેના

---

* અત્રે આ સંબંધ જે કહેવામાં આવે છે તેને સાબીત કરવાનો અવકાશ નથી. જેમને સાબીતી જોઈતી હોય તેમણે સાઇકીકલ રીસર્ચ સોસાઈટીનો રીપોર્ટ તથા તત્સંબધી બીજું સાહિત્ય જોવું.

માથા ઉપર શ્રીકૃષ્ણ જેવા સર્વશકિતમાન અને પ્રેમસિંધુ પિતા છે." એક દિવસ કેટલાક ભકતોએ કહ્યું કે આજ ઘણો તાપ લાગે છે. ત્યારે તાપનું નિવારણ કરવાના ઉપાય તરીકે તેમણે ભજન કરવા સૂચવ્યું. કોઈ સવાલ કરશે કે શું ભજનથી ગરમી ઓછી થતી હશે ? ઉત્તરમાં અમે કહીશું કે કેટલાક દુઃખી પામર જીવો પોતાના દુઃખનું ઘડીભર વિસ્મરણ કરવા માટે દારૂ પીએ છે પ્રભુનું નામ અને તેમના ગુણનું કીર્ત્તન ભકતોના દિલને દારૂ કરતાં પણ વધારે નિશો આપે છે અને તેની ધુનમાં સૂર્યની ગરમી તો શું પણ જગતના ત્રિવિધ તાપને તુચ્છ ગણે છે. દાખલા તરીકે રૂપ અને સનાતન નામના ગોસ્વામીઓ કહે છે કે જયારે અમે બાદશાહી ભોગવતા હતા તે વખતના અમારા સુખ કરતાં પણ અમે હાલ ઝાડ તળે સુઈને રોગથી જર્જરિત થયેલા દેહ છતાં પણ વધારે સુખ ભોગવીએ છીએ. જગતના મનુષ્યને ખ્યાલ પણ ન આવે એવાં સુખ ભોગવવાનો ભકતનો અધિકારછે.

પ્રથમ કહેવામાં આવ્યું છે કે પ્રેરણાથી પણ ઈશ્વરનું જ્ઞાન થાય છે. જેમ અવલોકન પછી ધ્યાનની અવસ્થા આવે છે તેમ ઉંડા ધ્યાન પછી એકાએક પ્રેરણાનો પ્રકાશ આવે છે ધ્યાનની પરાકાષ્ટાને યોગ કહે છે. એ સ્થિતિ પ્રાપ્ત કરવાને કેટલીક ક્રિયાઓની જરૂર છે. ચિત્તવૃત્તિ સ્થિર થતાં જે જ્ઞાન પુસ્તક વડે અથવા અવલોકન વડે ન મળે એવું ઉંચા પ્રકારનું જ્ઞાન હૃદયમાં રહેલો અંતર્યામી સર્વજ્ઞ આત્મા પ્રેરે છે. જગતમાં મ્હોટી મ્હોટી શોધો થાય છે તે બધી જાણે અજાણે આ મહાન નિયમનું પાલન કર્યાથીજ થાય છે. કેટલાક શોધકો આ સત્ય સ્વીકારે છે અને કેટલાક નથી સ્વીકારતા.

નાસ્તિક લોકો પ્રેરણાને માનતા નથી પણ તેમનામાં વિચારનીજ ખામી છે. અનુભવી માણસોએ કહેલી હકીકતને જૂઠી પાડવાને

બીનઅનુભવીને હક્ક નથી. જે રીતે પ્રયત્ન કરવાનો છે તે રીતે જો તેઓ કરે તો તેમને પણ અનુભવથી સમજાય. જો પ્રયત્ન કરવાનું સામર્થ્ય ન હોય તો તેમણે ઋષિઓ અને પેગંબરોનાં વચન ઉપર વિશ્વાસ મૂકવો જોઇએ. દુનિઆમાં જેટલા ધર્મો ચાલે છે તે સર્વનાં શાસ્રો પ્રેરિત પુરૂષોદ્વારા લખાયાં છે.

આજના જમાનાની મોટામાં મોટી ખામી એ છે કે લોકોના મનની ચંચળતા બેહદ વધી પડી છે. એક મિનિટ પણ સ્થિર ચિત્ત બેસવાનો તેઓને અભ્યાસ હોતો નથી સ્વર્ગસ્થ ડબલ્યુ. ટી. સ્ટેડ સાહેબ કહે છે કે પૈસાનો અભખરો અને સ્વાર્થ એ આપણા કટ્ટા શત્રુઓ છે. પણ તેના કરતાં પણ મોટો શત્રુ આત્માની વિસ્મૃતિ છે. આપણે આત્મા છીએ એ વાત ભૂલી ગયા છીએ અને આપણી સર્વ પ્રવૃત્તિઓ દેહને માટેજ છે આપણે માત્ર આપણા ખોવાયેલા હીરાને પુનઃ મેળવવાનો છે. જેમ માણસોના ટોળામાં આપણો મિત્ર ખોવાઇ જાય તેમ પાર્થિવ વસ્તુઓના મોહમાં આપણો આત્મા ખોવાઇ ગયો છે. જીંદગીમાં એકજ કાર્ય કરવાનું છે અને તે આત્મસાક્ષાત્કાર કરવાનું છે. તમે કહેશો કે અમને વખત નથી. તમને પૈસા કમાવાનો વખત છે, વિલાસ કરવાનો વખત છે, સ્રીઓ સાથે પ્રેમ કરવાનો વખત છે, ન્યુસપેપર વાંચવાનો વખત છે, નાટક તમાશા જોવાનો વખત છે, માત્ર તમને આત્માનું ચિંતવન કરવાનો વખત નથી અને તેથી તમે જડ બની ગયા છો.

ધ્યાન દરેક માણસને જાતે કરી લેવાનું છે, તેને માટે રાજમાર્ગ નથી. સુખ મેળવવા માટે જ્યારે અથાગ શ્રમ કરવો પડે છે ત્યારે પરમેશ્વર જે સુખના મૂળ ઝરો છે તેને માટે વધારે નહિ પણ તેટલો તો શ્રમ લેવોજ પડે. એટલા માટે મહાપુરૂષો કહી ગયા છે કે પ્રયત્ન જારી રાખો, મંડ્યા રહો. નાસ્તિકો હસે તો હસવા દો. અનુભવ વગરનો શું જાણે ?

ધ્યાનસ્થ થવાની ઘણી રીત છે. સૌથી સહેલી રીત એ છે કે એકાંતમાં બેસી પોતાના આત્માનું અને ઇશ્વરનું ચિંતવન કરવું. આપણે કોણ છીએ, પરમેશ્વર કેવા દયાળુ છે. તેમના પ્રત્યે આપણી શી ફરજ છે એવા એવા વિષયોપર ચિંતવન કરવું અને બીજા વિચારો તરફ ચિત્ત દોડે તો તેને વાળીને આત્મામાં સ્થિર કરવું. આને માટે મહા-ભારત પ્રયત્નની જરૂર છે પણ તે મહેનતનો ઉત્તમ બદલો મળશે. આરંભમાં શ્રદ્ધા ન હોય તોપણ આ માર્ગ મહાપુરૂષોએ બતાવ્યો છે માટે સત્ય હોવોજ જોઇએ એમ વિશ્વાસ રાખી આગળ ચાલવું એ વધારે સારૂં છે સંદેહ ઉત્પન્ન થતાં તેનું સમાધાન કરવા ઇશ્વરની પ્રાર્થના કરવી આરંભમાં શ્રદ્ધા ન હોય તો પણ સાચા દિલથી અને સત્યશોધક વૃત્તિથી અજમાવી જોનારને અનુભવ ઉપરથી ખાત્રી થશે. માત્ર અભિમાની અને દુરાગ્રહી નાસ્તિકનેજ બધુ અંધારૂ દેખાશે. થોડા વખતમાંજ જીવનમાં અને વિચારોમાં ફેરફાર થવા લાગશે જીંદગીની ગૂઢ બાબતોપર પ્રકાશ પડવા માંડશે. ઉન્નતગામી વિચારોથી મગજ ભરપૂર થઇ જશે અને પ્રભુનાં સાક્ષાત્ દર્શન કદાચ નહિ તોપણ હૃદયમાં તેના અસ્તિત્વની સ્પષ્ટ નિશાનીઓ જોવામાં આવશે. જેઓને સાકાર પ્રભુની ઉપાસના કરવાને હરકત નથી તેમણે હૃદયમાં ઇષ્ટ ભગવાનની મૂર્તિને ધારણ કરવી. તેમ કર્યાથી ધ્યાનની ક્રિયા વધારે સરળ થશે. નિરૂત્સાહી થયા વગર પ્રયત્ન જારી રાખવો. ઇશ્વરનો સાક્ષાત્કાર કરવો એ રમત વાત નથી. તેને મેળવવા તપસ્વીઓએ અરણ્યમાં જીંદગી ગુજારી છે. માટે મહાત્માઓનાં વચન ઉપર ભરોસો મૂકી આ રસ્તે પ્રયત્ન કર્યાથી અદ્ભુત પરિણામ આવવાની ખાત્રી છે. માટે સત્ય શોધકે સંસારની સર્વ પ્રવૃત્તિઓને સમાવી દઇ, મનની ઊર્મિઓની કતલ કરી એક ચિત્તથી, એક ઇચ્છાથી ઇશ્વરને મેળવવા યત્ન કરવો.

# શ્રીગૌરાંગ ધર્મને લગતાં પુસ્તકો.

**ચૈતન્ય ચરિત.** ( સંસ્કૃતમાં ) લખનાર પ્રભુના પાડોશી અને ભક્ત **મુરારિગુપ્ત.**

**અદ્વૈત મંગલ.** ( બંગાળીમાં ) પ્રભુના શિષ્ય **નાગરે** રચેલું.

**ચૈતન્ય ચરિત કાવ્ય.** ( સંસ્કૃતમાં ) રચનાર પ્રભુના સમકાલીન કવિ કર્ણપૂર.

**ચૈતન્ય ચંદ્રોદય.** ( સંસ્કૃત નાટક ) કર્ણપૂર પ્રણીત

**ચૈતન્ય ભાગવત.** ( બંગાળી મહાકાવ્ય ) રચનાર નિત્યાનંદજી ની પ્રેરણાથી શ્રીવાસના ભાઇના પૌત્ર **વૃન્દાવનદાસ.**

**ચૈતન્ય મંગલ.** ( બંગાળી કાવ્ય ) પ્રણેતા કવિ **લોચનદાસ.**

**ચૈતન્ય ચરિતામૃત.** શ્રીગૌરાંગ વિષે સર્વોત્તમ અને સર્વમાન્ય શાસ્ત્રીય ગ્રંથ. રઘુનાથ ગોસ્વામીની રૂબરૂમાં રચનાર **કૃષ્ણદાસ કવિરાજ.**

**રૂપ, સનાતન અને સ્વરૂપ** ગોસ્વામીની ટીકાઓ.

**વાસુદેવ ઘોષનાં** કાવ્યો.

**ચૈતન્ય ચંદ્રામૃત.** મહાજ્ઞાની સંન્યાસી **પ્રકાશાનંદ સરસ્વતી** જેમને પ્રભુએ ભક્ત બનાવ્યા હતા તેમણે સંસ્કૃતમાં રચેલું કાવ્ય.

અત્રે માત્ર હજારો પુસ્તકોમાંથી થોડાં ગણાવ્યાં છે. ગૌરાંગ લીલાને પુરવાર કરવા માટે પ્રમાણ જોઇએ તે કરતાં અનેકગણાં છે. તે સમયે બંગાળી સાહિત્ય પૂર જોસમાં હતું.

# પાગલ હરનાથ.

**પૃષ્ટ ૧૫૦ ભાગ ૧ લો કિં. રૂ. ૦॥.**

**( બંગાળી ઉપરથી )**

એક વિદ્યમાન મહાત્માએ પોતાના શિષ્યોને લખેલા ભક્તિપૂર્ણ આડત્રીશ પત્રો. આ ન્હાનું પુસ્તક કૃષ્ણભક્તિના કલ્પવૃક્ષ સમાન છે અને ભાગવત ધર્મનાં સર્વ રહસ્યોનો તેમા સમાવેશ કરવામાં આવ્યો છે. તેનું અંગ્રેજી ભાષાંતર યુરોપ અને અમેરિકાના સત્યશોધક સ્ત્રી પુરૂષોમાં આદરણીય થયું છે. વળી તેની તમામ ઉપજ "હરનાથ મિશન"ના લાભમાં જાય છે.

થોડાક અભિપ્રાય જુઓઃ—

"જ્યારે અમને "પાગલ હરનાથ" નામનું પુસ્તક મળ્યું ત્યારે તેના વાંચનથી આનંદાશ્રુ ટપકાવવામાં અમે આખી રાત્રી પસાર કરી. પરમાત્માના ચરણકમળમાં નિઃસીમ ભક્તિથી પ્રાણ અર્પણ કરનાર મહાત્માઓ આ જગતમાં છે એ જાણી અમારા હર્ષનો પાર રહેતો નથી." **સિસ્ટર ઓફા.** ન્યુ મેક્સિકો યુરાનિયા મિશન.

"પાગલ હરનાથના એક એક પૃષ્ટમાં અમૂલ્ય ઉપદેશો છે."

**ડિવાઇન ટ્રુથ.**

"જ્ઞાનની આ રમણીય સરિતાનાં નિર્મળ અને મીઠાં જળ પાને સંસારથી તપેલા ઘણા જીવો શાંતિ મેળવે એવી પ્રાર્થના છે."

**એફ. ટી. બ્રુક્સ.**

આ પુસ્તકનું ગુજરાતી ભાષાંતર વાંચનાર કેટલાક સજ્જનોએ વગર માગ્યે પોતાના ઉદ્ગાર અમને લખી જણાવ્યા છે. તેમના પત્રોમાંથી થોડાકના ઉતારા નીચે આપવામાં આવે છે:—

૧ "મહાત્મા હરનાથજી ઠાકુરનું અમૃતધારાથી તથા ભકિતપરાયણ ભાવોથી ભરેલું પુસ્તક મળ્યું છે. બીજા ભાગો બહાર પડે એટલે મોકલવા કૃપા કરશો."

**વકીલ રવિશંકર જીવણલાલ.** જેતલસર કાઠીઆવાડ.

૨ "પાગલ હરનાથ" નામનું પુસ્તક જે તમારા તરફથી થોડા વખત થયાં પ્રગટ થયું છે તે વાંચતાંજ મારૂં ચિત્ત મુગ્ધ થયું છે, અને શ્રીકૃષ્ણના પૂજ્ય ભકત શ્રીહરનાથજી પ્રતિ મને ઘણી ભકિત ઉત્પન્ન થઇ છે." (અંગ્રેજી પરથી ભાષાંતર)

**ફતેહખાન જમાલખાન પઠાણ.** હેડ માસ્તર સોનગઢ.

૩ "પુસ્તકમાં તમે લખ્યું છે કે ઠાકુર હરનાથજી પ્રેમ અને દયા વડે જીવ માત્રને આકર્ષે છે પણ હું કહું છું કે તેમના લખાણના માત્ર ભાષાંતરથીજ હું તેમના તરફ ખેંચાયો છું અને તેમના મહાનુભાવપણા માટે મને અત્યંત ભકિત ઉત્પન્ન થઇ છે. પુસ્તકથી આટલી અસર થાય છે ત્યારે તેમના સ્પર્શથી કેટલી થતી હશે?" (અંગ્રેજી પરથી ભાષાંતર) **શાહ નારાયણદાસ વ્રજલાલ**. ત્રીજે ભોઇવાડો, ભુલેશ્વર, મુંબાઈ.

૪ "હમણાં થોડા દિવસ ઉપર મારા એક સંબધીને ત્યાં હું જઈ ચઢયો ને ત્યાં એ પુસ્તક મેં પડેલું જોયું. મને એક બે પાનાં ઉથલાવતાં રસ પડયો અને તેને હું મારે ત્યાં લઇ ગયો અને મેં વાંચી નાંખ્યું. મને વાંચીને જે આનંદ થયો છે તેનું હું શું વર્ણન

કરૂં ! સહૃદય એમાં હું ઉતરી ગયો અને મને પરમ પૂજ્યભાવ મહાત્માશ્રી ઠાકુર ઉપર ઉત્પન્ન થયો છે અને તે દહાડેથી મારા જીવને ચેન નથી. મારી વાત હું શું તમને કરૂં ? + + + + આપનું પુસ્તક મેં જો કે વાંચીને પૂરૂં કર્યું છે તોપણ મને હાથમાંથી મૂકવું ગમતું નથી અને બસ એજ વાંચવાનું મન થાય છે. હું આપને શું કહું ! એમાંજ સર્વસ્વ ભર્યું છે. એમાં લખ્યું છે તેના કરતાં જગતમાં વિશેષ કાંઇ નથી. અતિ અદ્ભુત વસ્તુ એમાં ભરી છે જેના જેવા સંસ્કાર તે તેમાંથી તેટલુ લઈ શકે એમ છે.” + + +

**ભગવાનદાસ કલ્યાણદાસ**, કૃષ્ણકુંજ, મલબાર હીલ, મુંબઇ.

**પાગલ હરનાથ** પૃષ્ટ ૩-૪. .........

(હરિ) નામ ભુલતા નહિ. સર્વ શક્તિના આધાર અને બીજ રૂપ નામ ઉપર વિશ્વાસ કરી મન, વાણી અને કર્મેથી તેનો આશ્રય લેવો જોઇએ જેની પાસે રહેવાથી સદા હરિકથા થયા કરે તેનેજ ખરો બંધુ ગણવો; પણ જે પૃથ્વીના સકલ બંધનને વધારે દ્દઢ અને જબરાં કરવાનો યત્ન કરે તેને કદી પણ બંધુ પદ આપી શકાય નહિ. આ દુનિયાદારીનું જે કર્તવ્ય હોય તેને તેમ સમજી કરો અને નામને પોતાના પરમ મંગલ અને પ્રીતિદાયક નિજ ધન ગણી તેને ખરા અંતઃકરણથી ચાહો. તમારો પ્રાણ કોઇને પણ અર્પણ કરતા નહિ. પાર્થિવ દેહને પાર્થિવ કાર્ય માટે વાપરો અને કૃષ્ણનાં પ્રાણ અને મન કૃષ્ણને સમર્પી સુખસમુદ્રમાં ડુબેલા રહો એટલે તમને કદી પણ ઉદ્વેગ થશે નહિ અને તમને કોઇનો પણ ભય રહેશે નહિ. જે જગતનું બીજ અને મૂળ કારણ છે તેના પર જો તમે પ્રેમ રાખશો તો સર્વ જીવ અને સકલ વસ્તુ ઉપર પ્રેમ રાખ્યા બરાબર

ગણાશે. જેમ વૃક્ષનાં મૂળમાં જળ સિંચન કર્યાથી તેના સર્વ અંગને જળ સિંચન કરેલું ગણાશે તેમ કૃષ્ણના ઉપર પ્રેમભાવ રાખ્યાથી સઘળા ઉપર પ્રેમભાવ રાખેલો ગણાશે. જે કૃષ્ણનો સ્નેહી છે તે જગતનો સ્નેહી છે. માટે મન. વાણી અને કર્મથી તેજ સર્વ કારણના કારણ રૂપ કૃષ્ણ ઉપર પ્રેમ રાખવો એ સર્વનું કર્તવ્ય છે.

---



\+ \+ \+ \+ \+ \+ \+

ફણસ કાપવું હોય તો હાથે તેલ ઘસીને કાપવું. નહિ તો તેનો ચીકણો રસ તારા હાથને ચોંટી જશે તેમ ઇશ્વરપ્રેમ રૂપી તેલ હાથે ચોળીને પછી સંસારનાં કાર્યમાં હાથ ધરવો.

પણ એ પ્રેમ અને ભકિત મેળવવા માટે એકાંત વાસની જરૂર છે માંખણ બનાવવું હોય તો દહિંને એકાંતમાં મૂકી રાખવું જોઇએ તેને હલાવ હલાવ કરીએ તો માંખણ ના બને. પછી એકાંતમાં જઇ તેને વલોવવું જોઇએ. ત્યારે માંખણ મળે.

પૃષ્ટ ૨૪ . . . **મ—"પ્રભુનું દર્શન** થઇ શકે ખરૂં ?"

**શ્રીરામકૃષ્ણ**—"હા. અવસ્ય થઇ શકે છે વારંવાર એકાંત સેવન, પ્રભુનું નામ ગુણ ગાન, વિવેક અને પ્રાર્થના એટલા ઉપાય કરવા જોઇએ "

**મ**—" મનની કેવી સ્થિતિ થાય ત્યારે પ્રભુનું દર્શન થાય ?"

**શ્રીરામકૃષ્ણ—"ખુબ ઉંડાથી પુકારીએ ત્યારે પ્રભુનાં દર્શન થાય.** સ્ત્રી પુત્રને માટે લોક એક ઘડો ભરીને આંસુ પાડે છે. પૈસા માટે તો એટલાં આંસુ પાડે છે કે તે આંસુના પૂરમાં પોતે તણાઇ પણ જાય પણ ભગવાનને માટે કોણ આંસુ પાડે છે ?"

પૃષ્ટ ૬૨. ... .....

તમે સંસારી છો તેમાં દોષ નથી માત્ર તમારે મન ઇશ્વરમાંજ પરોવવું જોઇએ. તેમ ન કરીએ તો ન ચાલે. **એક હાથે વ્યવહારનાં કાર્ય કરો. બીજો હાથ પ્રભુના ચરણ પર રાખો. વ્યવસાય ન હોય ત્યારે બેઉ હાથે તેના ચરણ પકડી હૃદયપર રાખો.**

# ગૂમ થયેલો પોપટ.

હમારો એક પોપટ ગૂમ થયો છે તે લાવી આપનારનો બહુ ઉપકાર માનવામાં આવશે. હમારા પોપટની નિશાની એ છે કે તે હમેશાં નીચેનાં બે વાકયો બોલ્યા કરે છે.

એક તો એકે સૌથી સારામાં સારી, અપટુ ડેટ ફેશનની સુંદર છબી પડાવવી હોય તો માત્ર એકજ ઠેકાણુ જાઓ. અને તે ઠેકાણું **ભાગાતળાવમાં એ. એન. ચાંપાનેરીઆ ફોટોગ્રાફરની** દુકાનમાંજ જાજો. રખે નામ ભુલશો નહી.

બીજું એ કે આગ તથા જીંદગીના વીમા ઉતરાવવા હોય, છાપવા છપાવવાનું કામ સસ્તામાં કરાવવું હોય અથવા કોઇ પણ જાતનું કામકાજ ઘણાજ થોડા કમીશનમાં સંતોષકારક રીતે કરાવવું હોય તો ચોકબજારમાં **દરિયા મહેલ** આગળ આવેલી **ધી ઈન્ડીયન જનરલ એજન્સીમાં** જાઓ. ઉપરનાં બન્ને સ્થળે હમેંશા સંતોષ મળશે.

હમારો ગૂમ થયેલો પોપટ એ પ્રમાણે બોલ્યા કરે છે.

# દયાશંકર શીવશંકર પાઠક

## ગ્રેઇન સીડસના કમીશન એજન્ટ

### મુા. બારડોલી ટી. વી. રેલ્વે

સર્વે જાતનું અનાજ તેમજ કઠોળ વીગેરે જુજ કમીશનથી ખરીદ કરી આપીએ છીએ અને વેચાવી આપીએ છીએ.

---

દયાશંકર શીવશંકર પાઠક કમીશન ગ્રેઈન [illegible] [illegible] [illegible] | કમીશન [illegible]

---


# દયાશંકર શીવશંકર પાઠક

## ગ્રેઈન સીડસના કમીશન એજન્ટ

### મુા. બારડોલી ટી. વી. રેલ્વે

સર્વે જાતનું અનાજ તેમજ કઠોળ વીગેરે જુજ કમીશનથી ખરીદ કરી આપીએ છીએ અને વેચાવી આપીએ છીએ.

| પ્રત. | નામ | સ્થળ. |
|---|---|---|
| ૧૫ | રા. રા. નીલકંઠરાવ આંબેગાવકર કરજણ મહાલના વહીવટદાર સાહેબ | કરજણ |
| ૧૦ | માનભાઈ ખુશાલભાઈ | નાલસર |
| ૨ | મણીલાલ રણછોડજી | કરજણ |
| ૧૦ | દામોદર પુરૂશોતમ ભટ | મંડાળા |
| ૧૦ | પ્રભાશંકર રણછોડજી | અરકાલ |
| ૧૦ | ડાહ્યાભાઈ બુલાભાઈ | [illegible] |
| ૨ | પ્રેમાનંદ છગનલાલ | વડોદરા |
| ૧ | છોટાભાઈ છગનભાઈ | ભાયલી |
| ૧ | રણછોડભાઈ | ,, |
| ૧ | રામચંદ્ર તાપીશંકર | સીનોર |
| ૧ | માણેકલાલ ચુનીલાલ | કરજણ |
| ૧૦ | મોતીભાઈ ભગવાનદાસ | ખુવા |
| ૫ | ગોરધનભાઈ ત્રીભોવન | ,, |
| ૫ | મથુરભાઈ પરભુદાસ | ,, |
| ૨ | મકન રાયજી | કારવણ |
| ૩ | મીસ્ત્રી હીરાભાઈ પીતાંબર | ,, |
| ૧ | જીભાઈ તળસીભાઈ | લતાપુરા |
| ૧ | સોમાભાઈ નાગજીભાઈ | ,, |
| ૧ | ઝવેરભાઈ સખીદાસ | ,, |
| ૧ | જેઠાભાઈ શંકરભાઈ | ,, |
| ૧ | ભગવાનભાઈ તળજાભાઈ | સાધી |

# ગૌરાંગધર્મ

શ્રીગૌરાંગ ધર્મમાં જેટલી ઉદારતા છે એટલી ઉદારતા ખ્રિસ્તી,
અને મુસલમાન ધર્મમાં જોવામાં આવતી નથી

જૉનસ્ટન

શ્રીગૌરાંગ ધર્મનો પ્રચાર કરવાને માટે કોઈ ઉપદેશકને યુરોપ
મોકલવામાં આવે તો ત્યાં સારો પ્રચાર થઈ શકે એમ છે. આ કાર્યમાં
મારાથી સારી મદદ આપી શકાશે.

સ્વ૦ ડબલ્યુ. ટી. સ્ટેડ.

( રિવ્યુ ઑફ રિવ્યુઝના આદ્યતંત્રી )

શ્રીગૌરાંગ ધર્મનો એક ઉત્તમ ઉદ્દેશ એ છે કે તેમાં સ્ત્રી
શિક્ષણ આવશ્યક મનાય છે. તેના વડે બંગાળામાં સ્ત્રીકેળવણીનો
ઘણો સારો ફેલાવો થાય છે.

હંટર (પ્રસિદ્ધ ઇતિહાસવેત્તા)

થોડાંજ વર્ષ થયાં ગૌરભક્ત બાબા પ્રેમાનંદ ભારતીએ અમે-
જઈ ત્યાંના ચૌદ હજાર સ્ત્રી પુરૂષોને રાધાકૃષ્ણની મધુર ઉપાસ-
તલ્લીન બનાવ્યાં છે અને દિવસે દિવસે તેઓની સંખ્યા
જાય છે.

## આજ લેખકનાં બીજાં પુસ્ત

પાગલ હરનાથ ભા૦ ૧. એક મહાત્મા પૂર્ણ પત્રો—જાણે કૃષ્ણભક્તિનું કલ્પવૃક્ષ. કિં. રૂ ૦ાા).

પરમહંસ રામકૃષ્ણ સુધાસિંધુ. સરળ વેદાંતના ગહન વિષયો. પૃષ્ટ ૭૮. કિં રૂ ૦)≋

### તૈયાર થાય છે.

શ્રીકૃષ્ણચૈતન્ય. ભા૦ ૨. પૃષ્ટ ૪૦૦ મૂલ્ય અગાઉથી નામ નોંધાવનારને માત્ર રૂ ૦ાાા).